રા. રા. શેઠ નાનજી કાળિદાસ ગોરાણાવાળા આશ્રિત ગ્રંથમાળા
દ્વિતીય પુષ્પ

# સંસારસમસ્યા

અથવા

# કલ્પલતા કે વિષવલ્લરી ?

પ્રયોજક અને પ્રકાશક
ઠક્કુર નારાયણ વિસનજી,
આગાળાવાડ, અહમ્મદાબાદ.

" न जाने संसार: किममृतमय: किं विषमय: ! "
भर्तृहरि:

એકમાત્ર વિક્રેતા (સોલ એજન્ટ્)
મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે
ગ્રંથવિક્રેતા અને ગ્રંથપ્રકાશક
ત્રણ દરવાજા—અમદાવાદ

વિક્રમાબ્દ ૧૯૭૯ ઇ. સ. ૧૯૨૩
મૂલ્ય રૂ. ૩-૪-૦

"કહેવાય જે વારાંગના તે હોય શુદ્ધાચારિણી;
કુલની કુલીના કામિની કામાંધ કુટિલાચારિણી;
નહિ દેવરથ, પૈશાચિ મૉટર તીવ્રતમગતિધારિણી;
સંસારની એ છે [illegible] વિસ્મયકારિણી!"

ઠક્કુર નારાયણ



પ્રથમ આવૃત્તિ



"વસન્ત" મુદ્રણાલયમાં
ચિમનલાલ ઈશ્વરલાલે મુદ્રાંકિત કર્યું;
રાયપુર શામળાની પોળ પાસેઃ અહમ્મદાબાદ.



શ્રી શ્રીમાન્ મહારાજા રાણા સાહેબ

**શ્રી નટવરસિંહજી ન્યાયાવતાર**

રાજસ્થાન પોરબંદરના ધર્મધ્વજ ધરાધીશ.

ઈ. સ. ૧૯૨૩.

*To,*

HIS HIGHNESS

**The Maharaja Rana Saheb**

# SHREE NATVARSIMHAJI

**BAHADUR**

of

PORBANDAR STATE

**PORBANDAR** *(Kathiawar)*

May it please Your Highness,

In token of the deep admiration for an unbroken chain of variety of your Highness' laudable qualities, such as your Highness' sincere and indefatigable exertions for the cultivation of Gujarati literature in general and for the history of our ideal ancestors in particular by a liberal patronage to the learned poets, authors and historians, your Highness' patriotic zeal in encouraging the growth of the art, sciences and agriculture of our Mother

Country, Your Highness' benevolent desires to promote the health, wealth and prosperity of the people, Your Highness' keen sense of duty in defending and observing our Sanatan Vaidic Dharma having at the same time full sympathy for all other religious impartially, Your Highness' fatherly and fostering care wherewith Your Highness' subjects have been protected and governed, and of devoted attachment to Your Highness' august person as one of the best kings that modern India has ever had, this humble literary effort of mine has been with kind permission most respectfully

dedicated

by

Your Highness' devoted admirer and loyal subject.

**AHMEDABAD,** 25th January 1923 — **Narayan Visanji Thakkur,** The Author.

# ગ્રંથસમર્પણ

શ્રીમન્મહારાજા રાણા સાહેબ શ્રી નટવરસિંહજી ન્યાયાવતાર તે રાજસ્થાન પોરબંદરના પ્રજાવત્સલ તથા ધર્મધુરંધર ધરાધીશની પવિત્ર સેવામાં–પોરબંદર ( કાઠિયાવાડ )

વિદ્વાન્ કવિજનો, ગ્રંથકારો તથા ઇતિહાસલેખકોને ઔદાર્ય-પૂર્ણ આશ્રય તથા પુરસ્કાર આપીને ગુજરાતી સાહિત્યની સામાન્ય ભાવથી અને આપણા આદર્શ પૂર્વજોના ઇતિહાસની વિશિષ્ટ ભાવથી ઉત્કર્ષયુક્ત અભિવૃદ્ધિના જે અંતઃકરણપૂર્વક તથા અવિશ્રાંત પ્રયાસો આપ શ્રીમાન્ કરી રહ્યા છો, આપણી જન્મભૂમિનાં નાનાવિધ ઉદ્યોગો, કલા, વિજ્ઞાન તથા કૃષિવિદ્યા આદિની ઉન્નતિના કાર્યને આપ શ્રીમાન્ જે દેશાભિમાનપ્રેરિત ઉત્સાહયુક્ત ઉત્તેજન આપી રહ્યા છો, પોતાની પ્રજાના આરોગ્ય, અર્થ–ધનસંપત્તિ–તથા ઉત્કર્ષ આદિની વૃદ્ધિમાટે આપ શ્રીમાન્ નિરંતર જે જનહિતવાદિની આકાં-ક્ષાઓને દર્શાવી રહ્યા છો, આપણા સનાતન વૈદિક ધર્મના રક્ષણ તથા પાલનરૂપ કર્તવ્યની પૂર્તિ સાથે અન્ય ધર્મો પ્રતિ આપ શ્રીમાન્ જે નિષ્પક્ષપાતયુક્ત સંપૂર્ણ સહાનુભૂતિનો સાક્ષાત્કાર કરાવી રહ્યા છો તેમ જ એક જનકતુલ્ય તથા પોષક પદ્ધતિથી બહુ:જ યત્નપૂર્વક લાલનપાલન તથા રક્ષણ કરીને આપ શ્રીમાન્ પોતાની પ્રજાનું જે ન્યાયયુક્ત શાસન કરી રહ્યા છો એ સર્વ આપ શ્રીમાન્ના નાનાવિધ તથા અત્યન્ત પ્રશંસનીય સદ્‌ગુણોમાટે મારા અંતઃકર-

ણુમાં જે ગહનતમ સાશ્ચર્ય ભક્તિનો ઉદ્ભવ થયેલો છે તે ભક્તિના તેમ જ આધુનિક આર્યાવર્તને પ્રાપ્ત થયેલા ઉત્કૃષ્ટ ભૂપાલોમાંના એક આદર્શ ભૂપાલ તરીકે આપ શ્રીમાનના ભવ્ય તથા પ્રભાવશાલિ વ્યક્તિત્વમાટે મારા હૃદયમાં જે અનુરાગયુક્ત પૂજ્યભાવ દીર્ઘકાળથી વસી રહ્યો છે તે પૂજ્યભાવના સ્મરણચિહ્નસ્વરૂપ મારી આ ક્ષુદ્ર સાહિત્યકૃતિ આપ શ્રીમાનની સંમતિથી હું આપ શ્રીમાનનાં કરકમળમાં અત્યંત માનપૂર્વક સમર્પું છું તે સ્વીકારીને સેવકને કૃતાર્થ કરશો એવી આશા છે.

અહમ્મદાબાદઃ
તા. ૨૫ મી જાન્યુઆરી
૧૯૨૩.

આપ શ્રીમાનનો ગુણગ્રાહક તથા
રાજભક્ત નાગરિક
ઠક્કુર નારાયણ વિસનજી,
ગ્રંથકાર.

# ઉપોદ્ઘાત

અમર યોગીન્દ્ર રાજર્ષિ ભર્તૃહરિએ પોતાની 'વૈરાગ્યશતક' નામક શાશ્વત સાહિત્યકૃતિમાં એક શ્લોક એવા આશયનો રચેલો છે કે: "સંસારમાં કોઇ એક સ્થાનમાં વીણાનું વાદન શ્રવણગોચર થાય છે તો કોઇ એક અન્ય સ્થાનમાં 'હાય હાય' શબ્દાત્મક રોદનનો ધ્વનિ સંભળાય છે; કોઇ સ્થાનમાં રમણીયા રમણી રમમાણા દેખાય છે તો કોઇ સ્થાનમાં વૃદ્ધાવસ્થાના યોગે જેની શરીરયષ્ટિ સર્વથા શિથિલ થઈ ગયેલી હોય છે તેવી વૃદ્ધા નારીનાં દર્શન થાય છે; કોઇ એક સ્થાનમાં વિદ્વાન્ પુરુષોનો જ્ઞાનવર્ધક વાર્તાલાપ કિંવા વાદાનુવાદ ચાલતો હોય છે તો અન્ય સ્થાનમાં મદિરાપાનથી મદોન્મત્ત થયેલા મનુષ્યોનો પરસ્પર કલહ કિંવા વિવાદ ચાલતો હોય છે; અર્થાત્ આવા પ્રકારનો જે સંસાર તે અમૃતમય છે કે વિષમય છે એટલે કે સુધાતુલ્ય છે કિંવા હલાહલતુલ્ય છે એ મારા જાણવામાં આવી શકતું નથી."* સારાંશ કે, સંસારના યથાર્થ સ્વરૂપનું કોઇથી કદાપિ નિશ્ચયાત્મક નિરૂપણ કરી શકાય તેમ છે જ નહિ, એ રાજર્ષિ

---

* " क्वचिद्वीणावादः क्वचिदपि च हाहेति रुदितं
क्वचिन्नारी रम्या क्वचिदपि जराजर्जरवपुः।
क्वचिद्विद्वद्गोष्ठी क्वचिदपि सुरामत्तकलहो
न जाने संसारः किममृतमयः किं विषमयः " ॥

भर्तृहरिः

ભર્તૃહરિનું કથન તેમના પોતાના સમયમાં જેટલા પરિમાણમાં સત્ય હતું, તેટલા જ પરિમાણમાં તે આજે પણ સત્ય છે અને ભવિષ્યમાં પણ આ સૃષ્ટિની સમાપ્તિના સમયપર્યન્ત તેમનું એ કથન સર્વથા સત્ય અને સત્ય જ સિદ્ધ થવાનો સંપૂર્ણ સંભવ હોવાથી એ કથન એક ત્રિકાલાબાધ્ય સત્ય છે એમ કહેવામાં લેશમાત્ર પણ અતિશયોક્તિની સંભવનીયતા નથી; કારણ કે, આ સંસાર પોતે જ આપણને નિરંતર એ સત્યનાં પ્રત્યક્ષ ઉદાહરણરૂપ અનેક પ્રમાણોનો અપરોક્ષ અનુભવ કરાવી રહ્યો છે અને પ્રસ્તુત પુસ્તકમાં જે ભિન્નભિન્ન ચાર સામાજિક, ઐતિહાસિક તથા કાલ્પનિક કથાઓનો સમાવેશ કરવામાં આવ્યો છે તે ચારે કથાઓ સંસારની સુધામયતા તથા હલાહલમયતાનો એક-સમયાવચ્છેદે સાક્ષાત્કાર કરાવનારી હોવાથી એ કથાઓના સમુચ્ચયરૂપ પ્રસ્તુત પુસ્તકનું "**સંસારસમસ્યા** અથવા **કલ્પલતા કે વિષ-વલ્લરી ?**" આ પ્રમાણે સર્વથા અન્વર્થક નામ રાખવામાં આવ્યું છે; પરંતુ રાજર્ષિ ભર્તૃહરિએ સંસારની સુધામયતા તથા વિષમયતાનાં નિદર્શક જે ઉદાહરણો દર્શાવેલાં છે તેમનાથી પ્રસ્તુત પુસ્તકમાં સમાવિષ્ટ થયેલી કથાઓમાંનાં ઉદાહરણો કાંઇક ભિન્ન પ્રકારનાં હોવાથી અહીં ઉપોદ્‌ઘાતમાં તેમના કિંચિદ્ વિવરણની આવશ્યકતા અનિવાર્ય છે.

પ્રતિષ્ઠિત, વિચારશીલ, સુસંસ્કૃત, નીતિપરાયણ, ધર્મશીલ તથા સદાચારી જનસમાજ વેશ્યા કિંવા વારાંગનાને અનીતિ, અધર્મ, છળપ્રપંચ, વિશ્વાસઘાત, કૃતઘ્નતા, અપકાર, ધનાપહાર તથા વ્યભિચાર આદિ દુર્ગુણોની ઉદ્‌ગમભૂમિ તથા અધોગતિની ભયાનક ગર્તાસ્વરૂપિણી માનતો હોવાથી વેશ્યા કિંવા વારાંગનાના નામશ્રવણ-માત્રથી જ કંપાયમાન થઇ જાય છે અને જનસમાજનો એ વારાંગના

વિષયક તિરસ્કાર સર્વથા નહિ, તો પણ બહુ અંશે સકારણ પણ છે; કારણ કે, જેનો પતિ કેવળ કલ્હાર હોવાથી અને કલ્હારનું મૃત્યુ કદાપિ ન થતું હોવાથી જે સદાસૌભાગ્યવતીના નામથી ઓળખાય છે તે વેશ્યા કિંવા વારાંગના જ્યાં સુધી ધનપ્રાપ્તિની આશા હોય ત્યાં સુધી જ અમુક પુરુષની સંગિની થાય છે અને તે પુરુષ પાસે ધનની સમાપ્તિ થતાં તે પુરુષને લત્તાપ્રહારપૂર્વક ફાટેલાં ખાસડાં પ્રમાણે ત્યાગી દેવામાં નિમેષમાત્રનો પણ વિલંબ થવા દેતી નથી એ એક અનુભવસિદ્ધ સત્ય છે એ નિર્વિવાદ છે અને તેથી જ નીતિશાસ્ત્ર-વેત્તાઓએ વેશ્યા નારીની વારંવાર નિન્દા કરેલી છે. પરંતુ પ્રત્યેક નિયમનો જેમ એક અપવાદ હોય છે તેવી જ રીતે આ નિયમ પણ સર્વથા અપવાદહીન તો નથી જ; કારણ કે, જેમને પાપની પ્રતિમા તથા નરકની મૂર્તિ માનવામાં આવે છે તે વારાંગનાઓના સમુદાય-માંથી પણ કોઇ કોઇ વાર એવાં અમૂલ્ય રમણીરત્નો નીકળી આવે છે કે તેઓ વારાંગનાકુલમાં જન્મેલી હોવાથી વારાંગનાના નિંદ્ય નામથી ઓળખાતી રમણીઓની પતિભક્તિ, નીતિપરાયણતા, ધર્મશીલતા, અનુકંપા, ઉદારતા, અવ્યભિચારિતા તથા જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત વૈધવ્યવ્રતપાલનયુક્ત વૈરાગ્યવૃત્તિ આદિ સદ્ગુણ-પરંપરાના નિરીક્ષણથી કેટલીક વાર વિવાહિતા ગૃહસ્થ નારીઓને પણ આશ્ચર્યચકિત થવું પડે છે. આવા એક વારાંગના નામક રમણી-રત્નનો શુદ્રક કવિએ પોતાના રચેલા 'મૃચ્છકટિક' નાટકમાં પૂર્ણ પરિચય કરાવ્યો છે અને તે રમણીરત્ન વસન્તસેના નામથી સંસ્કૃત સાહિત્યસૃષ્ટિમાં અદ્યાપિ સર્વત્ર વિખ્યાત છે. પુરાતત્ત્વવેત્તાઓના અભિપ્રાય અનુસાર 'મૃચ્છકટિક' નાટક ઐતિહાસિક છે અને તે ઈ. સ. ના આરંભથી પૂર્વે લખાયલું છે એટલે એથી સ્વાભાવિક જ

સિદ્ધ થાય છે કે અત્યારના સમયમાં કાળના વિલક્ષણ પ્રભાવથી વારાંગનાઓની જેટલી અધોગતિ થયેલી છે તેટલી આજથી બે હજાર વર્ષ પૂર્વે વારાંગનાઓની અધોગતિ થઈ નહોતી અને તેથી જ પ્રાચીન કાળમાં ચાતુર્યને પ્રાપ્ત કરવાનાં જે પાંચ સાધનો અન્ય સર્વ સાધનોથી પ્રધાન મનાયલાં હતાં તે પાંચ સાધનોમાં ચાતુર્ય-પ્રાપ્તિના એક પ્રધાન સાધન તરીકે વારાંગનાનો પણ સમાવેશ કરવામાં આવ્યો હતો. યથા:—

**" देशाटनं पंडितमित्रता च वारांगना राजसभाप्रवेशः ।**
**अनेकशास्त्रार्थविलोकनं च चातुर्यमूलानि भवन्ति पंच "॥**

અર્થાત્ " દેશાટન કિંવા પ્રવાસ, પંડિત પુરુષોની મિત્રતા, **વારાંગના**, રાજસભામાં પ્રવેશ કિંવા ઉપસ્થિતિ અને અનેક શાસ્ત્રોના અર્થનું અવલોકન એ પાંચ ચાતુર્યપ્રાપ્તિનાં મૂલ સાધન છે." જો તે સમયની વારાંગનાઓ અત્યારની વારાંગનાઓ જેવી શિથિલ-ચરિત્રા હોત, તો તે સમયના આપણા નીતિવિશારદો વારાંગના જાતિને આટલી મહત્તા સમર્પત નહિ, એ નિઃસંશય છે અને વર્તમાન વિશ્વની વારાંગનાઓની બહુ સંખ્યા એ મહત્તાને સર્વથા અયોગ્ય છે એ પણ સર્વથા નિઃસંશય છે; કારણ કે, તે સમયની વારાંગના કિંવા ગણિકા એકપુરુષાવલંબિની, નૃત્યસંગીતકલાવ્યવસા-યિની તથા વિદુષી હતી અને વર્ત્તમાન વેશ્યા કિંવા વારાંગના બહુધા અનેકપુરુષાવલંબિની, કેવલ ધનાપહારિણી, નીતિધર્મ-વિદારિણી તથા અભદ્રવ્યવસાયિની છે એટલો પ્રાચીન તથા અર્વાચીન વારાંગનામાં અંતરાય પડી ગયો છે. સામાન્ય વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પણ સંસારમાં હવે પ્રાચીન સચ્ચરિત્રા વારાંગ-નાઓ જેવી વારાંગનાઓ નથી જ જન્મતી એમ પણ નથી; કારણ

કે, ગત એક સો વર્ષના કાલાવધિમાં પણ જેમને પતિપરાયણા સતી સ્ત્રીઓની પંક્તિમાં બેસાડી શકાય તેવી દશ આદર્શ વારાંગનાઓ ભારતવર્ષમાં જન્મી છે અને તેમનામાંની એક આદર્શ બંધકી કિંવા વારાંગના બાલામણીના આદર્શ જીવનચરિત્રનું પ્રસ્તુત પુસ્તકની "**બંધકી બાલામણી અથવા વારાંગના કે વીરાંગના ?**" શીર્ષક કથામાં નિરૂપણ કરાયલું છે. બંધકી બાલામણીના આદર્શ ચારિત્રની એ કથા કાલ્પનિક નથી કિંતુ અક્ષરશઃ સત્ય છે અને ઐતિહાસિક છે; કારણ કે; ઈસ્વી સનની ગત શતાબ્દિમાં **પીયરી લોટી** નામક એક ફ્રેંચ્ પ્રવાસી **ભારતવર્ષમાં** આવ્યો હતો તેણે **મદુરા** નગરમાં એ આદર્શચરિત્રા **બંધકી બાલામણીને** પોતાનાં નેત્રોથી જોઈ હતી, તેની સાથે વાર્તાલાપ પણ કર્યો હતો અને ત્યારપછી પોતાના લખેલા "India" નામક પ્રવાસગ્રંથમાં તેની આદર્શ મનોવૃત્તિ તથા વિદ્વત્તા આદિની શતમુખથી પ્રશંસા પણ કરી હતી કે જે પ્રશંસા તે ગ્રંથમાં અત્યારે પણ વિદ્યમાન છે. સારાંશ કે, જે વેળાયે એક નિંદ્ય મનાતી વારાંગના ધર્મ, નીતિ, સદાચાર, વિદ્વત્તા તથા વિવેકની એક સજીવન મૂર્તિના સ્વરૂપમાં આપણને દૃષ્ટિગોચર થાય અને અખંડ સૌભાગ્યવતી હોવા છતાં પોતાના પ્રેમિકના પરલોકવાસ પછી વૈભવભોગલાલસાથી વિરક્ત થઈને વિરાગિણી વનિતા તરીકે વૈધવ્યવ્રતનું અખંડ પાલન કરતી દેખાય, તે વેળાયે આ સંસારમાં આપણને સુધામયતાનો સાક્ષાત્કાર થાય, તો તે સ્વાભાવિક નથી કે શું ? આ શ્રેષ્ઠ વારાંગનાના ચારિત્ર્ય-નિરૂપણમાં મારો જે ઉદ્દેશ છે તે એ કે આવી સર્વથા આદર્શ વારાંગનાના સચ્ચરિત્રના પઠનથી કિંવા શ્રવણથી જે વારાંગનાઓ કેવળ ભ્રષ્ટતાને જ પોતાનો ધર્મ માની બેઠી છે તેઓ પોતાના સત્ય

સ્વરૂપ તથા વાસ્તવિક કર્તવ્યને જાણી શકે અને તદનુસાર પોતાના ચારિત્ર્યને સુધારી શકે; માત્ર એટલું જ નહિ, પણ જે વિવાહિતા અને સૌભાગ્યવતી ગૃહસ્થ સ્ત્રીઓ દુર્ભાગ્ય તથા દુર્બુદ્ધિવશાત્ ભ્રષ્ટતાની ગર્તામાં પછડાયલી હોય તે સ્ત્રીઓ એક વારાંગનાના આદર્શ તથા શુદ્ધ જીવન સાથે પોતાના ભ્રષ્ટ જીવનની તુલના કરીને લજાય અને પતિવ્રતાના માર્ગમાં અગ્રગામિની થાય !

આ વિશ્વમાં એક વારાંગના શુદ્ધતા તથા ધર્મનીતિની પરમોપાસિકા સાધ્વીના સ્વરૂપમાં દેખાય એ જેવી રીતે સંસારની એક સમસ્યા છે તેવી જ રીતે જેનો કુલીન વંશમાં જન્મ થયેલો હોય, જેનો અભિજાતવંશીય પુરુષ સાથે શરીરસંબંધ થયેલો હોય, જેનો વિદ્યાભ્યાસ તથા બુદ્ધિપ્રભાવ પણ પ્રશંસનીય હોય અને સમાજમાં જેનો એક અભિજાતા અબળા તરીકે સર્વત્ર આદર સત્કાર થતો હોય; માત્ર એટલું જ નહિ, પણ જે પોતાની પવિત્રતા, ધર્મશીલતા તથા કુલીનતાને નિષ્કલંક રાખવાનાં સર્વ અવશ્યકીય સાધનોની અધિકારિણી હોય, તે કુલકામિની પોતાના રૂપગુણમંડિત સમવયસ્ક સૌભાગ્યાધાર પતિદેવના પવિત્ર પ્રેમનો તિરસ્કાર કરી કોઇ નીચતમ પુરુષના પ્રેમને સ્વીકારીને પોતાના એક આર્યપત્ની તરીકેનાં સમસ્ત કર્તવ્યોને સર્વથા ભૂલી જાય, વ્યભિચારના અગ્નિકુંડમાં પોતાની પવિત્રતા તથા પ્રતિષ્ઠાની પ્રાણાહુતિ આપવાને તૈયાર થાય, પાતકની પરિસીમા પર્યન્ત પહોંચી જાય અને અંતે પોતાની પાપવાસનાની તૃપ્તિના માર્ગને નિષ્કંટક કરવામાટે પોતાના પ્રભુતુલ્ય પતિદેવના પ્રાણનું બલિદાન લેવાના ઘોરતમ પાતકને આચરતાં પણ ન અચકાય; તે વેળાયે જો આ સંસારમાં મહાભયાનક હલાહલમયતાનું આપણને દર્શન થાય, તો હલાહલમયતાના એ

દર્શનને કદાપિ અસ્વાભાવિક કહી શકાય તેમ છે ખરૂં કે ? માત્ર એટલું જ નહિ, પણ જે ગૃહિણીને જ ગૃહ માનવામાં આવે છે અને ગૃહને જે ગૃહિણી વિના સ્મશાનતુલ્ય પ્રમાણવામાં આવે છે તે અભિજાતા ગૃહિણીની વિશ્વાસઘાતકતા, ક્રૂરતા, ભ્રષ્ટતા તથા પૈશાચિકતાનો જે સ્થાનમાં આટલી સીમા પર્યન્ત ભયાનક સાક્ષાત્કાર થતો હોય એટલે કે કુલીનતાનું જ્યાં સર્વથા વિપરીત પરિણામ થયેલું દેખાતું હોય તેજ સ્થાનમાં અને તે જ સમયમાં જે ખવાસ નામક રાજસેવિકા જાતિને સર્વથા હીન માનવામાં આવે છે અને હીન દૃષ્ટિથી જોવામાં આવે છે તે ખવાસ જાતિની એક પરમરૂપવતી અને નવયૌવના રમણી પાપીયસી રાણીવડે રાજાના એક સર્વનાશક સાધન તરીકે યોજાયલી હોવા છતાં તરુણ, સ્વરૂપસુન્દર, રસિક તથા વિદ્વાન્ રાજા પ્રતિ તેનો હૃદયાનુરાગ આકૃષ્ટ થવાથી રાજામાં પોતાના સત્ય સ્નેહને સ્થાપીને રાજાની પરમહિતસાધિકા દેવીના સ્વરૂપમાં પરિણત થઇ જાય; માત્ર એટલું જ નહિ, પણ પોતાની રાણીના હસ્તથી અપાયલા વિષના પરિણામે મૃત્યુની અણીપર આવી લાગેલા રાજાની ઇચ્છાને આધીન થઇ તેના જીવનની અંતિમ ઘટિકામાં તેથી સાથે લગ્નસૂત્રથી બંધાય અને તેના મૃત્યુ પછી એક દિવસમાં જ પોતે પણ પોતાના પ્રાણને ત્યાગી દે કિંવા અન્ય શબ્દોમાં કહીએ તો સતી થઇ જાય એ દૃશ્ય સંસારની હલાહલમયતામાં પુનઃ સુધામયતાને દર્શાવનારૂં થાય તેમ છે ખરૂં કે નહિ ? સંસારની આ એકસમયાવચ્છેદિની હલાહલમયતા તથા સુધામયતાનો પ્રસ્તુત પુસ્તકમાં અપાયલી '**હલાહલમાં સુધાસંધિ અથવા "બાઇ" અને "ગોલી"**' શીર્ષક કથામાં કુલીન હોવા છતાં અધમતાની સજીવન પ્રતિમા

રાણી રૂપસુંદરીના ચાંડાલીતુલ્ય ચારિત્ર્ય તથા દાસી હોવા છતાં કુલીનતાની કમનીય મૂર્તિ મોતીબાના દેવીતુલ્ય સચ્ચરિત્રના યોગે સંપૂર્ણ સાક્ષાત્કાર થાય છે અને તેથી જો શીતાંશુ કિંવા સુધાંશુ ચંદ્રમા ચંડોષ્ણ કિરણોને વર્ષાવતો અને ચંડાંશુ રવિનારાયણ પોતાના સ્વાભાવિક ધર્મને ત્યાગીને સુધાંશુ વર્ષાવતો આપણા જોવામાં આવે તો તે વેળાયે જેવી રીતે પ્રાકૃતિક નિયમની એ અસંભવનીય તથા અશ્રુતપૂર્વ વિકૃતિના સાક્ષાત્કારથી એ ઘટના એક મહાવિકટ તથા વિષમ સમસ્યારૂપ ભાસે છે તેવી જ રીતે એ કથામાં કુલીન રાણી તથા અકુલીન દાસીના આનુવંશિક તથા સર્વથા સ્વાભાવિક ગુણોનું આ વિષમ પરિવર્તન અવશ્ય આપણને સંસારની એક સર્વથા અજ્ઞેય તથા અગમ્ય સમસ્યાનો સાક્ષાત્કાર કરાવે છે અને 'જેવું બીજ તેવું વૃક્ષ અને જેવું વૃક્ષ તેવું ફળ' એ લોકોક્તિ કિંવા લોકમાન્યતાના સંબંધમાં કિંચિત્ સંશયનો સંચાર પણ કરી દે છે; કારણ કે, એ કથામાં કલ્પલતા વિષવલ્લરીના સ્વરૂપમાં અને વિષવલ્લરી કલ્પલતાના સ્વરૂપમાં દૃષ્ટિગોચર થાય છે.

'**પિશાચની મૉટર**' શીર્ષક તૃતીયા કથા દેવરથને ત્યાગી પિશાચની અધોગામિની કિંવા નરકગામિની મૉટરના અનુગામી થવાથી અંતે નરકમાં જ નિવાસ થવાનો છે એ રહસ્યને સારી રીતે જાણવા છતાં પણ ક્ષણભંગુરસંસારસુખપિપાસુ જનો કેટલી સીમાપર્યંત પિશાચની મૉટરનું વર્તમાનકાળમાં અત્યંત તીવ્રગતિથી અનુસરણ કરી રહ્યા છે અને નરકની ગહનતમ ગર્તાને આક્રંદ ભરી રહ્યા છે એ સંસારસમસ્યાનો આપણને અત્યંત સ્પષ્ટ ભાસ કરાવે છે અને સંસારની એ સમસ્યા આપણને સખેદ આશ્ચર્યના ઉછળતા મહાસાગરમાં નિમજ્જિત કરી દે છે.

અત્યારના સમયમાં માતાપિતા કિંવા અન્ય વડિલોની મધ્યસ્થતાથી થતાં બાળલગ્ન કિંવા યૌવનપૂર્વ લગ્ન ઉત્તમ છે કે પાશ્ચાત્ય લગ્નપદ્ધતિ અનુસાર યૌવનકાળમાં યુવકો તથા યુવતીઓ કોઇ પણ વડિલની મધ્યસ્થતા તથા અનુમતિ કિંવા સંમતિ વિના પ્રેમપ્રધાન–વસ્તુતઃ વિકારપ્રધાન–તથા જાતિભેદહીન લગ્ન કરી લે તે ઉત્તમ છે એવી લગ્નવિષયક જે એક મહાવિકટ સમસ્યા આપણા સમક્ષ ઉપસ્થિત થયેલી છે તે સમસ્યાનો પ્રસ્તુત પુસ્તકમાં પ્રકાશિત થયેલી '**કન્દર્પકુંડલા અથવા પ્રણયવેદી અને પ્રાણબલિદાન !**' શીર્ષક વિસ્તૃત તથા અંતિમ સામાજિક કથામાં યથાશક્ય સવિસ્તર વિચાર કરાયલો છે એટલે અહીં જ એના વિસ્તૃત નિરૂપણની આવશ્યકતા નથી.

પ્રસ્તુત પુસ્તકમાં પ્રકાશિત કરાયલી ચાર કથાઓમાંની '**બંગ્રકી બાલામણી**' શીર્ષક પ્રથમ કથા ફ્રેંચ પ્રવાસી પીયરી લોટી કૃત 'India' નામક પ્રવાસગ્રંથમાં અપાયલા બાલામણી વિષયક વૃત્તાન્ત તથા મારા એક મદુરાનગરવાસી મિત્રના મુખથી સાંભળેલી કથાના આધારે સર્વથા મૌલિક લખાયલી છે; '**હુલાહુલમાં સુધાસંમિ**' શીર્ષક દ્વિતીય કથા માન્યવર મહાશય ઑટો રૅાથ્શીલ્ડ, એફ. આર. જી. એસ., આઇ. સી. એસ. ની અંગ્રેજીમાં લખેલી એક સત્યઘટનાવલંબિની રાજકથાનો શોધિત વર્ધિત ગુર્જર અનુવાદ છે; '**પિશાચની મૅાટર**' શીર્ષક તૃતીય કથા પ્રખ્યાત આંગ્લ લેખિકા શ્રીમતી મૅરી કૅારેલી કૃત 'The Devil's motor, a Fantasy' નામક એક સંક્ષિપ્ત કથાનો મુક્ત ગુર્જર અનુવાદ છે અને '**કંદર્પકુંડલા**' શીર્ષક ચતુર્થ કથા વંગવાસી પ્રતિષ્ઠિત ઉપન્યાસલેખક બાબૂ પાંચકડી વંદ્યોપાધ્યાય-

કૃત એક સંક્ષિપ્ત કથાના આધારે નવીન સ્વરૂપમાં લખાયલી એક અર્ધમૌલિક અને અર્ધ અનુકૃત કથા છે અને એમાટે હું ફ્રેંચ પ્રવાસી પીયરી લોટી, માન્યવર મહાશય ઑટો રૉથ્ફીલ્ડ એફ. આર. જી. એસ., આઇ. સી. એસ., શ્રીમતી મૅરી કૉરેલી તથા બાબૂ શ્રી પાંચકડી વંદ્યોપાધ્યાય આદિ મહાનુભાવ વ્યક્તિઓનો અંતઃકરણ પૂર્વક આભાર માનું છું.

પ્રસ્તુત પુસ્તકમાંની ' **અંધકી આલામણી** ' શીર્ષક પ્રથમ કથા મુંબઇના પ્રખ્યાત ગુજરાતી સાપ્તાહિક પત્ર ' **ગુજરાતી** ' ના સામાન્ય અંકોમાં પ્રકટ થઇ હતી; ' **હલાહલમાં સુધાસંધિ** ' શીર્ષક દ્વિતીય કથા તથા ' **પિશાચની મૉટર** ' શીર્ષક તૃતીય કથા ' **ગુજરાતી** ' ના વિશિષ્ટ દીપોત્સવી અંકોમાં પ્રકટ થઇ હતી અને ' કન્દર્પકુંડલા ' શીર્ષક ચતુર્થ કથા પ્રસ્તુત પુસ્તકમાં પ્રથમ વાર જ પ્રકાશિત કરવામાં આવે છે. જે ત્રણ કથાઓ ' **ગુજરાતી** ' ના સામાન્ય તથા વિશિષ્ટ અંકોમાં અતઃપૂર્વ પ્રકાશિત થયેલી છે તે પાઠકો તથા પાઠિકાઓના આદરને પાત્ર થયેલી છે અને તેવી જ રીતે પ્રસ્તુત પુસ્તકમાં અપાયલી સર્વથા નવીન ચતુર્થ કથા પણ તેમના આદરને પાત્ર થશે એવી સંપૂર્ણ આશા છે.

જે નરેન્દ્રશિરોમણિએ પોતાની વિદ્યાર્થી તરીકેની કાર્યકીર્તિના સમયમાં વિદ્યાભ્યાસના વિષયમાં પોતાની અપૂર્વ ગ્રાહકશક્તિ તથા તીવ્ર બુદ્ધિમત્તાનો પૂર્ણ પરિચય કરાવીને રાજકુમાર કૉલેજના આંગ્લ અધ્યાપકોને પણ ચકિત કરી નાખ્યા હતા, તેમની હાર્દિક પ્રશંસાઓને પ્રાપ્ત કરી હતી અને અંગ્રેજી ડિપ્લોમાંની પરીક્ષામાં પહેલા નંબરે ઉત્તીર્ણ થઇ વિદ્યાની રણભૂમિમાં વિજેતાની

પદવીને પ્રાપ્ત કરી લીધી હતી; ત્યાર પછી જે પ્રતાપી પ્રજાપતિ તેમના ઈ. સ. ૧૯૨૦ ના જાન્યુઆરી માસની ૨૬ મી તારીખ અને સોમવારના શુભતમ દિવસે દિવ્ય, જાજવલ્યમાન તથા ચિરસ્મરણીય રાજ્યાભિષેકમહોત્સવના સમયથી પોતાની પ્રજાનું સંતાનવત્ વાત્સલ્યભાવથી લાલન પાલન તથા ન્યાયયુક્ત શાસન કરી રહ્યા છે; જેમની ઉજ્વલ કાર્યકીર્તિના સમયમાં પોરબંદર કિંવા સુદામાપુરી નામક રમણીય રાજધાની શનૈઃ શનૈઃ સુવર્ણપુરીના સ્વરૂપને ધારણ કરતી જાય છે; જે આદર્શ અવનીપતિના ધર્માનુરાગ, ન્યાયપરાયણતા, શાંત સ્વભાવ, પ્રજાહિતવાહિતા, નૈતિકતા, સમભાવના અને દયાલુતા આદિ અનેકાનેક સદ્ગુણોથી આકર્ષાઇને અન્ય રાજ્યોમાં દીર્ઘકાળથી વસતા ધનાઢ્ય, મધ્યવર્ગીય તેમ જ દીન પુરુષો દિવસાનુદિવસ પોરબંદર કિંવા રાજસ્થાન પોરબંદરનાં અન્ય નગરો તથા ગ્રામોમાં પોતાના પરિવાર સહિત સ્થાયી નિવાસી થવામાટે વિશેષ અને વિશેષ સંખ્યામાં આવતા જાય છે અને જે ભૂપાલના ભદ્ર શાસનની શીતલ છાયામાં રાજસ્થાન પોરબંદરની પ્રજા યથોચિત વ્યક્તિસ્વાતંત્ર્ય, સુખ, શાંતિ, આરોગ્ય તથા પ્રફુલ્લતાનો ઉપભોગ કરી રહી છે અને પોતાની વ્યક્તિગત યોગ્યતાનુસાર ઉન્નતિ તથા ઉત્કર્ષના માર્ગમાં અગ્રેસર થઈ રહી છે, તે શ્રી નટવરમૂર્તિ મહારાજા રાણા સાહેબ શ્રી નટવરસિંહજી ન્યાયાવતાર શ્રી જેઠવારાજવંશશૃંગારના કરકમલમાં પ્રસ્તુત પુસ્તકને પ્રેમ તથા ભક્તિપુરઃસર સમર્પવાનો અવસર પ્રાપ્ત થવાથી મારા અંતઃકરણમાં જે આનન્દ થાય છે તે સર્વથા અવર્ણનીય છે. જેઓ શ્રીમાન્‌ને આ ગ્રંથ માન પૂર્વક સમર્પાયલો છે તેઓ રાજસ્થાન પોરબંદરના પ્રજા-

પ્રિય રાજ્યકર્ત્તા છે; જેમના આશ્રયથી પ્રસ્તુત ગ્રંથમાળા પ્રકટ કરવામાં આવે તે મારા મિત્ર રા. શેઠ નાનજી કાળિદાસ ગોરાણું-વાળા રાજસ્થાન પોરબંદરના એક ધનાઢ્ય તથા ઉદારાત્મા નાગરિક છે અને હું પોતે પણ રાજસ્થાન પોરબંદરનો રાજધાની-નિવાસી એક નાગરિક છું એટલે આ એક પ્રકારનો ત્રિવેણીસંગમ સમાન યોગ થઇ ગયો છે એમ જ કહી શકાય. મહારાજા રાણા સાહેબ શ્રી નટવરસિંહજી ધર્માવતાર ચિરાયુ થાય અને તેઓ શ્રીમાનની શીતલ શાસનછાયામાં અમો પ્રજાજનોની પણ યથોચિત ઉન્નતિ થતી રહે એ જ પરમાત્માનાં ચરણોમાં મારી અનન્ય ભાવયુત અભ્યર્થના છે.

અંતે જે પરમકારુણિક કલ્યાણકારી વિશ્વપિતા પરમાત્માની અપૂર્વ કૃપા તથા અનુકંપાથી પ્રસ્તુત પુસ્તકના પ્રકાશનકાર્યની નિર્વિઘ્ન પરિસમાપ્તિ થઈ શકી છે તે વિશ્વપિતા પરમાત્મા પ્રતિ પૂર્ણ કૃતજ્ઞતા પ્રદર્શિત કરીને અને તેનાં ચરણોમાં ભક્તિ તથા શ્રદ્ધા પૂર્વક મસ્તક નમાવીને અત્યારે તો હું મારો લેખિનીને વિશ્રાંતિ આપવામાટે અહીં જ વિરમવાની આજ્ઞા ઇચ્છુ છું.

અહમ્મદાબાદ (અમદાવાદ)
માઘ, શુક્લા અષ્ટમી સં. ૧૯૭૯
તા. ૨૫ મી જાન્યુ. ૧૯૨૩ ગુરુ.

ભવદીય નિરંતર કૃપાભિલાષી
**ઠક્કુર નારાયણ વિસનજી,**
ગ્રંથકાર.



# અનુક્રમણિકા

—o—

૧

# બન્ધકી બાલામણી

અથવા

## વારાંગના કે વીરાંગના ?

ૐ

# અન્ધકી બાલામણી

અથવા

# વારાંગના કે વીરાંગના ?

## પ્રકરણ ૧ લું
## મીનાક્ષીના મન્દિરમાં



આપણી આ સત્ય ઘટના ઉપર અવલંબન રાખનારી સંક્ષિપ્ત સત્કથાનું સ્થાન પરમપવિત્ર અને ઇતિહાસપ્રસિદ્ધ મદુરા નગર છે અને કથાનો કાળ ઇ. સ. ની ઓગણીસમી સદીનો છે.

સંસ્કૃત વિદ્યાના એક સમયના પીઠસ્થાન અને પ્રાચીન કાળથી સર્વત્ર પ્રખ્યાત મદુરાક્ષેત્રમાંના નવ ગોપુરમ્ ( ગોપુર ) તથા નાનાવિધ મંડપોથી મંડિત અત્યંત ભવ્ય, અત્યંત વિશાળ, અત્યંત વૈભવસંપન્ન તથા અત્યંત સુંદર સુન્દરેશ્વર મહાદેવના મન્દિરમાં શિવરાત્રિનો ઉત્સવ હોવાથી મહાદેવનાં ભક્તો તથા દેવી મીનાક્ષીનાં ઉપાસક દાક્ષિણાત્ય સ્ત્રીપુરુષોના એક પછી એક એટલા બધા સમુદાયો આવતા હતા કે જે સ્ત્રીપુરુષો દેવદર્શનના કાર્યથી મુક્ત થયાં હતાં તેમને પાછાં વળવાનો માર્ગ પણ ભાગ્યે જ મળી શકતો હતો. એ મંદિર જો કે સુન્દરેશ્વરના મન્દિરના નામથી ઓળખાતું હતું અને અદ્યાપિ

ઓળખાય છે, પરન્તુ એ મન્દિરમાં વિરાજતી ત્યાંના લોકોની મુખ્ય ઇષ્ટદેવી **મી**નાક્ષી હોવાથી વસ્તુતઃ એ દેવી **મી**નાક્ષીનું જ મન્દિર છે, એ વાર્તાનો અનેક ઇતિહાસલેખકોએ પણ મુક્ત કંઠથી સ્વીકાર કરેલો છે. એ **મી**નાક્ષી દેવીના સંબંધમાં ત્યાંના લોકોમાં નીચે આપેલી ભિન્ન ભિન્ન ત્રણ માન્યતાઓ અથવા દંતકથાઓ પ્રચલિત છેઃ—

એ દેવમન્દિરમાં જે દેવીની પ્રતિષ્ઠા કરવામાં આવી છે, તે દેવીનાં નેત્રો મીન ( મત્સ્ય ) નાં અથવા મીન સમાન હોવાથી તેને **મી**નાક્ષી નામથી ઓળખવામાં આવે છે અને એ નામનો એવો આધ્યાત્મિક અર્થ કરવામાં આવે છે કે, જ્યારે માછલી પોતાના અંડપર પોતાની દૃષ્ટિને એકાગ્રતાથી સ્થિર કરે છે, ત્યારે જ તે મત્સ્યાંડના જીવનનો વિકાસ થાય છે; એવી જ રીતે જ્યારે દેવી **મી**નાક્ષી પોતાનાં ઉપાસકો પ્રતિ દૃષ્ટિપાત કરે છે એટલે તેમનામાં તત્કાળ આધ્યાત્મિક જીવનનો વિકાસ થાય છે અને એટલામાટે જ એ દેવી **મી**નાક્ષીના અર્થયુક્ત નામથી ઓળખાય છે. પરંતુ એ દેવીની ઉત્પત્તિ વિશે પ્રજાપ્રિય દંતકથા એવી છે કે, **મી**નાક્ષી મદુરામાં પૂર્વે રાજ્ય કરતા પાંડવવંશના એક પ્રતાપી રાજાની પુત્રી હતી. તે કન્યાનો જ્યારે જન્મ થયો હતો ત્યારે તેના વક્ષસ્થળમાં બેને બદલે ત્રણ સ્તનો હતાં અને તેથી તેનાં માતાપિતા બહુ જ વિચારમાં પડી ગયાં હતાં. પરન્તુ જ્યોતિર્વિદોએ તેમને એમ જણાવીને આશ્વાસન આપ્યું હતું કે, જે વેળાએ એ કન્યાને પોતાના ભાવિ પતિનો સાક્ષાત્કાર થશે, તે વેળાએ એના એ તૃતીય સ્તનનો પોતાની મેળે જ લોપ થઈ જશે; અને તેમના એ ભવિષ્યકથન અનુસાર જ્યારે તે કન્યાને કૈલાસવાસી મહાદેવનો સાક્ષાત્કાર થયો એટલે તત્કાળ તેના તૃતીય

સ્તનનો લોપ થઇ ગયો. અર્થાત્ એથી સિદ્ધ થયું કે, તે શ્રી મહાદેવની ભાર્યા થવામાટે જ આ સંસારમાં અવતરી હતી, કિંબહુના તે પાર્વ-તીજ હતી. પરંતુ જેમનો આ દંતકથા કિંવા માન્યતામાં વિશ્વાસ નથી એવા લોકો એમ જણાવે છે કે, મીનાક્ષી પ્રથમ અનાર્ય દ્રાવિડી લોકોની એક સ્થાનિક દેવતા હતી અને તે તેમને એટલી બધી પ્રિય હતી કે, જ્યારે બ્રાહ્મણોએ દ્રવિડમાં આર્ય ધર્મનો અને આર્ય દેવ-દેવીઓની ઉપાસનાનો પ્રચાર કરવા માંડ્યો, તે વેળાએ આર્ય દેવ-દેવીઓથી એ મીનાક્ષી દેવીને ભિન્ન રાખીને ત્યાં આર્ય ધર્મને પ્રસારવાનું કાર્ય તેમને સર્વથા અશક્ય જ દેખાયું. આ કારણથી તેમણે મીનાક્ષીનો પણ આર્ય ધર્મની દેવી પાર્વતી તરીકે સ્વીકાર કરી લીધો અને દેવાધિદેવ મહાદેવસાથે તેનો લગ્નસંબંધ કરી આપીને ત્યાંના જીર્ણ ધર્મને પોતાના નવીન ધર્મસાથે એકતાના દૃઢ બંધ-નથી બાંધીને સાંધી દીધો. આમાંની ગમે તે માન્યતા સત્ય હોય અને ગમે તે માન્યતા કાલ્પનિક હોય; પરંતુ એ તો નિર્વિવાદ છે કે મદુ-રામાં મીનાક્ષી દેવીનું માહાત્મ્ય અગાધ છે અને ત્યાં ભારતવર્ષમાંનાં ભિન્ન ભિન્ન સ્થાનોમાંથી નિત્ય હજારો યાત્રાળુઓએ દેવીનાં દર્શનથી પોતાનાં નેત્રોને પવિત્ર કરવામાટે આવ્યાં કરે છે, એ તેની મહત્તાનું એક સજીવન અને પ્રત્યક્ષ પ્રમાણ છે.

મીનાક્ષીના એ વિશાળ મંદિરની લંબાઇ ૨ ૨ ફીટની અને પહોળાઇ ૨૪૮ ફીટની છે. એ મન્દિરમાં નાનાં અને મોટાં મળીને એકંદર નવ ગોપુરમ્ છે અને તેમાંના સર્વથી ઉચ્ચ ગોપુરની ઉચ્ચતા ૧૫૨ ફીટની હોવાથી તેના નિરીક્ષણથી સર્વના મનમાં આશ્ચર્યનો ઉદ્ભવ થાય છે. તેના સભામંડપમાંના વિશાળ સ્તંભોની સંખ્યા એક સહસ્રની હોવાથી તે સભામંડપ કેવો અને કેટલો ભવ્ય તથા

બૃહત્ હોવો જોઇએ, એની સહજમાં જ કલ્પના કરી શકાય તેમ છે. આ મંદિરમાં જે સર્વ સ્થળે ઉત્કૃષ્ટ નક્ષીકામ કરવામાં આવ્યું છે તે પુરાતન પદ્ધતિનું તથા અપ્રતિમ હોવાથી તેને જોતાંજ ભારત-વર્ષની પ્રાચીન શિલ્પનિપુણતાનું સજીવન સ્મરણચિત્ર આપણાં હૃદય-ચક્ષુ સમક્ષ આવીને ખડું થઇ જાય છે. આ મંદિર બહુ જ પુરાતન કાળમાં પાંડ્ય રાજાઓના સમયમાં નિર્માણ કરાયલું હતું, એવાં અનેક પ્રમાણો મળી આવે છે; પરંતુ ઇસ્વી સનની ચૌદમી સદીમાં તે પુરાતન દેવાલયના કેટલાક ભાગનો તેમજ કેટલાંક ગોપુર-મનો અલ્લાઉદ્દીન ખિલજીના સેનાપતિ મલિક કાફૂરે વિધ્વંસ કર્યો હતો અને તેથી ઇ. સ. ની સોળમી સદીમાં એ મંદિરમાંનાં સભામંડપ તથા ગોપુરમ્ આદિને નવીનતાથી નિર્માણ કરવામાં આવ્યાં હતાં કે જેઓ અદ્યાપિ સાક્ષીભૂત દશામાં આપણા જોવામાં આવી શકે છે.

અસ્તુ: હવે આપણે આપણી કથાના નિરૂપણમાંજ આગળ વધીશું. નિશાકાળનો આરંભ થતાંજ મીનાક્ષીના મંદિરમાં લક્ષાવધિ દીપકો પ્રકટાવી દેવામાં આવ્યા અને તેથી ત્યાંના અંધકારનો સર્વાંશે પ્રતિકાર થવાથી ત્યાં દિવસ સમાન શુભ્ર પરંતુ સૌમ્ય પ્રકાશનો સર્વત્ર વિસ્તાર થઇ ગયો. માત્ર મંદિરના અત્યંત આન્તર ગર્ભમાંના જે કક્ષમાં મીનાક્ષી દેવીની મૂર્ત્તિ વિરાજમાન હતી, તે કક્ષમાં દેવીની મૂર્ત્તિની બન્ને બાજૂએ માત્ર બે મંદ દીપકો જ બળતા હોવાથી ત્યાં હોવો જોઇએ તેટલો પ્રકાશ નહોતો; પરંતુ દેવીની મૂર્ત્તિને નખથી શિખા પર્યન્ત જે હીરા, માણિક્ય તથા ગોમેદ આદિ અમૂલ્ય રત્નોના નાનાવિધ અલંકારોવડે શૃંગારવામાં આવી હતી, તે રત્નોના પ્રકા-શથી જ ત્યાંના અંધકારનો બહુ અંશે લોપ થઇ ગયો હતો. આપણી

વાર્તાનો જે મુહૂર્ત્તમાં આરંભ થાય છે, તે મુહૂર્ત્તમાં ગૌરવર્ણ, સુંદરાકૃતિ, સુદઢશરીર તથા પ્રતિભાસંપન્ન અઠ્ઠાવીસથી ત્રીશ વર્ષના વયનો એક પુરુષ મુખથી દેવીના સ્તોત્રનો ઘોષ કરતો અને નેત્રોને દેવીના દર્શનથી કૃતાર્થ કરતો મીનાક્ષી દેવીની મૂર્ત્તિ સમક્ષ હસ્તદ્વય જોડીને ઊભો હતો. તેણે એ વેળાએ મસ્તકપર આખી જરીની ભરેલી ટોપી, મખમલની અચકન, ચુસ્ત પાયજામો અને ગળામાં દુપટ્ટો ઈત્યાદિ વસ્ત્રો ધારણ કર્યાં હતાં અને તેની કરાંગુલિમાં હીરાની વીંટી, ગળામાં બહુ જ મૂલ્યવાન્ સાચા મોતીનો હાર અને હાથના કાંડામાં હીરામાણિક્યની પહોંચીઓ આદિ અલંકારો પણ જોવામાં આવતા હતા. તેની મૂછોના આંકડા ચઢેલા હતા. તેના વાળોમાં સુગંધિત તૈલ તથા તેનાં વસ્ત્રોમાંથી કીમતી ઇત્રની એવી તો ખુસ્નુમા ખુશબૂ નીકળતી હતી કે તેના યોગે આસપાસ ઊભેલાં અન્ય મનુષ્યોનાં મસ્તિષ્ક પણ તર થઈ જતાં હતાં. તેની પાછળ તેના બે અનુચરો તેની આજ્ઞાને ઝીલી લેવામાટે તૈયાર થઈને ઊભા હતા. તેના આવા આદર્શને જોવાથી તત્કાળ કલ્પના કરી શકાતી હતી કે તે દિલ્લી અથવા લખનૌ તરફનો કોઈ ધનાઢ્ય રઇસ હશે અને દ્રવિડ દેશમાં તે એક યાત્રાળુ અથવા પ્રવાસી તરીકે જ આવેલો હોવો જોઇએ. આ કલ્પના સત્ય હતી; કારણ કે, તે લખનૌનો પ્રથમ પંક્તિનો એક ધનાઢ્ય વૈસ્ય હતો અને રામેશ્વરની યાત્રા કરીને વળતાં મીનાક્ષી દેવીના દર્શન તથા મદુરા નગરના નિરીક્ષણમાટે મદુરામાં ઊતર્યો હતો. તેનું નામ લાલા રામનારાયણ હતું.

લાલા રામનારાયણ આવી રીતે દેવીના સ્તોત્રોચ્ચારમાં તલ્લીન થયેલો હતો, તે જ વેળાયે ત્યાં એકત્ર થયેલા લોકોમાં એક પ્રકારના કોલાહલનો અચાનક ઉદ્‌ભવ થયો અને “ હટી જાઓ, દેવી પધારે

છે; માર્ગ આપો, દેવી પધારે છે!" એવા પ્રકારના શબ્દોનો સર્વત્ર ઘોષ થતો સંભળાવા લાગ્યો. આ બાધણુ કોલાહલથી રામનારાયણના ધ્યાનનો ભંગ થયો અને તેથી દેવીના સ્તોત્રની સત્વર સમાપ્તિ કરીને તે કક્ષમાંથી તે બહાર નીકળીને સહસ્રસ્તંભમંડિત સભામંડપ ભણી હજી તો આગળ વધતો હતો એટલામાં એક અદ્ભુત સૌન્દર્યશાલી તથા લાવણ્યમયી લલનાને સામેથી આવતી તેણે જોઈ. અન્ય સર્વ લોકોએ આસપાસ ખસી જઈને વિપુલ માર્ગ કરી આપેલો હોવાથી તે લલના કોઈ પણ પ્રકારના અવરોધ વિના હંસગતિથી ચાલી આવતી હતી અને તેની પાછળ તેના બે અનુચરો તથા તેની બે દાસીઓ થોડા અંતરપર ચાલતાં હતાં. સર્વ જનો માનપૂર્વક તે પ્રમદાને પ્રણામ કરતાં હતાં. તે સુંદરીને જોતાં જ જાણે સ્વર્ગની કોઈ દેવાંગના કિંવા અપ્સરા શાપિતા અથવા તો માર્ગભ્રષ્ટા થઈને જ આ મર્ત્ય લોકની દીનવસના જનતામાં આવી પડી હોયની! એવો જ રામનારાયણને ભાસ થવા લાગ્યો. તે તારુણી અંધકારમયી નિશામાંની એક મહાતેજસ્વિની તારા સમાન જ દેખાતી હતી. તેની નાસિકામાં હીરકપુષ્પ, તેનાં કર્ણોમાં હીરકલવિંગ, તેના કંઠમાં હીરકહાર, તેના કરમાં હીરકકંકણ, તેની કરાંગુલિઓમાં ત્રણ કે ચાર હીરકમુદ્રિકાઓ, તેના કટિભાગમાં સુવર્ણની હીરકજડિત કટિમેખલા અને તેનાં ચરણોમાં સુવર્ણનાં હીરકમંડિત નૂપુરો એવી રીતે તેના શરીરના સર્વ ભાગોમાં કેવળ હીરક અને હીરકના જ અલંકારો જોવામાં આવતા હતા. આ વેળાયે તે સુંદરીએ જરીના વિશાળ પાલવવાળી પીળા રંગની એવી તો પારદર્શક સાડી પહેરી હતી કે તેમાંથી જરીની ભરેલી કંચુલીના પટમાં છુપાયલાં ઉન્નત સ્તનોવડે ઉન્નત થયેલો વક્ષભાગ સ્પષ્ટ દૃષ્ટિગોચર થતો હતો. તેના શરીરનો વર્ણ રક્તાભ-

મિશ્રિત ગૌર હોવાથી અત્યંત મનોહર દેખાતો હતો અને જો સંક્ષેપમાં કહીએ તો તેની સૌન્દર્યછટા કિંવા લાવણ્યછટા નિમ્ન કવિતામાં વર્ણવ્યા પ્રમાણે જ હતીઃ—

" વિસ્તાર તે સમયે થયો ત્યાં મોહમય આદર્શનો;
રમણીય રમણી એક આવી આપતી નિજ દર્શનો;
ગજગામિની, હરિણાક્ષિ, વિધુવદના તથા કટિ કેસરી;
શુકચંચુ સમ નત નાસિકા વળી ગૌર કાયા મદભરી;
કાંચનકલશ સમ કુચદ્વયને ઢાંકવા મથતી યથા;
સંકોચવા સાડી નમી ભૂમિ ભગી ચપલા તથા;
વેણી વિશાળ હતી અહી સમ કૃષ્ણ કેશકલાપની;
દેવાંગના કો ઊતરી થઈ ભોગિની અભિશાપની ! "

રામનારાયણ જો કે તેના માર્ગમાંથી ખસી ગયો, પરંતુ તેના અંતઃકરણમાંથી તે રમણીના એ અલૌકિક લાવણ્ય તથા વૈભવનો વિચાર ખસી શકયો નહિ. તે રમણી મીનાક્ષીના ગર્ભમંદિરમાં ચાલી ગઈ અને રામનારાયણ પોતાના બે અનુચરો સાથે મંદિરના બહારના વિશાળ આંગણામાં આવી પહોંચ્યો. આંગણામાં બેસવામાટેના કેટલાક ઓટલા હોવાથી તેમાંના એક ઓટલાપર તે બેસી ગયો અને ત્યાર પછી તેણે પોતાના એક અનુચરને સંબોધીને ઉર્દુ ભાષામાં કહ્યું કે;—

" ગંગાપ્રસાદ ! આપણા દેશની હિન્દુસ્તાની કે ઉર્દુ ભાષા ભારતવર્ષના સર્વ દેશોના લોકો અશુદ્ધ તેમ જ શુદ્ધ અને અલ્પ કે વિશેષ પરિમાણમાં બોલી શકે છે તેમ જ સમજી શકે છે અને તેથી તેમની સાથે આપણાથી વાર્તાલાપ કરી શકાય છે; પરંતુ આ

દ્રવિડ દેશ જ એક એવો દેશ છે કે જ્યાંના લોકો આપણી એ સર્વ-દેશવ્યાપક ભાષાને પણ સમજી શકતા નથી, તો પછી બોલી તો ક્યાંથી જ શકે વારૂ ? તેમ જ બીજી ગુજરાતી, મરાઠી, મારવાડી કે બંગાળી આદિ ભાષાઓ આપણે થોડા ઘણા પરિમાણમાં પણ સમજી શકીએ છીએ, પરંતુ આ દ્રવિડ દેશમાં ચાલતી કાનડી, તામિલ અને તેલગુ આદિ ભાષાઓ એવી તો વિલક્ષણ ભાષાઓ છે કે તેમનો એક શબ્દ પણ આપણાથી સમજી શકાતો નથી અને તેથી એ ભાષાઓ જ્યારે આપણા સાંભળવામાં આવે છે ત્યારે તુંબડીમાં કાંકરા નાખીને ખખડાવ્યા હોયની ! તેવા ધ્વનિનો જ આપણને ભાસ થયા કરે છે. આ કારણથી આ દેશમાં દુભાષિયા વિના ચાલી શકતું જ નથી. ”

“ શ્રીમાનનું કથન યથાર્થ છે; ખરેખર અહીંની ભાષાનો એવો જ પ્રકાર છે. ” ગંગાપ્રસાદે પોતાના અન્નદાતા સ્વામીના અભિપ્રાયને અનુમોદન આપ્યું.

“ મને અત્યારે દુભાષિયાની અત્યંત આવશ્યકતા છે; એટલા માટે આપણો દુભાષિયો આટલામાં ક્યાંય હોય, તો તેને શોધીને લઈ આવ; કારણ કે, આપણે જ્યારે અહીં આવ્યા ત્યારે તે આપણી સાથે જ હતો. ” લાલા રામનારાયણે અનુચરને આજ્ઞા આપી.

“ હું હમણાં જ તેને શોધી લાવું છું, સરકાર ! ” આ પ્રમાણે કહીને ગંગાપ્રસાદ ત્યાંથી અન્યત્ર જવાની તૈયારી કરતો હતો એટલામાં તો તે દુભાષિયો પોતે જ ત્યાં આવી પહોંચ્યો. એ દુભાષિયો નાંબુરી જાતિનો એક બ્રાહ્મણ હતો અને તે દેશની રૂઢિ અનુસાર તેણે અત્યારે ગોઠણ સુધીનું ટુંકા પનાનું ધોતિયું તથા કમ્મર સુધીની

ટસોવાળા એક બંડી એ બે વસ્ત્રો જ પહેરેલાં હતાં અને માથાપર એક રૂમાલ બાંધેલો હતો. ત્યાંના ઘણા ખરા લોકો મૂછો મુંડાવી નાખતા હોવાથી તેના મુખમંડળમાં પણ મૂછોનો અભાવ જ હતો. તેની આકૃતિ જો કે સુંદર હતી, પરંતુ તેનો રંગ શ્યામ હતો. તે મરાઠી, હિન્દુસ્તાની અને ગુજરાતી આદિ ભાષાઓ થોડા ઘણા પરિમાણમાં જાણતો હતો તથા ભાગીટૂટી 'લાલિયા પરાપર' અંગ્રેજી ભાષા પણ બોલી શકતો હતો અને આ કારણથી મદુરામાં યાત્રાળુઓના દુભાષિયાના વ્યવસાયનો તેણે સ્વીકાર કરી લીધો હતો. મદુરાના બ્રાહ્મણો સંસ્કૃત ભાષાના બહુધા સારા જ્ઞાતા હોય છે એટલે તે પણ સંસ્કૃત ભાષા જાણતો હતો અને જ્યારે હિન્દુસ્તાની આદિ ભાષાઓ બોલતાં તેનું ગાડું અટકી જતું હતું ત્યારે સંસ્કૃત ભાષાના શબ્દોથી તે પોતાના અટકેલા ગાડાને આગળ ગબડાવી દેતો હતો. તેણે આવતાં જ લાલા રામનારાયણને સંબોધીને કહ્યું કે: "લાલા સાહબ! હું તો આપને મંદિરના આભ્યંતર ભાગમાંજ શોધ્યા કરતો હતો અને આપ તો અહીં આવીને બેસી ગયા છો! બોલો ત્યારે હવે આ શંકરમને આપની શી આજ્ઞા છે?"

લાલાજીએ જણાવ્યું કે: "હું મીનાક્ષી દેવી સમક્ષ પ્રાર્થના કરતો ઊભો હતો, તે વેળાએ '' હઠી જાઓ, દેવી પધારે છે; માર્ગ આપો, દેવી પધારે છે,' ઈત્યાદિ શબ્દોનો અનેક લોકોના મુખથી ઘોષ થયો હતો તથા કોલાહલ વ્યાપી ગયો હતો, તે તમારા સાંભળવામાં આવ્યો હતો ખરો કે? તેમ જ તે પછી એક અત્યંત લાવણ્યમયી યુવતીનું ત્યાં આગમન થયું હતું, એ સર્વ તમો જાણો છો ખરા કે?"

" જી હા, એ સર્વ ઘટના સંપૂર્ણતાથી મારા જાણવા તથા જોવામાં આવેલી છે અને અમે તો એ ઘટનાને નિત્ય જ જોયા કરીએ છીએ એટલે અમારામાટે એ ઘટના નવી નથી." શંકરમ્ મહારાજે સંતોષકારક ઉત્તર આપ્યું.

"ત્યારે કૃપા કરીને મને જણાવશો કે જેને અહીંના લોકો દેવી કહીને બોલાવે છે અને જેનું આટલી સીમાપર્યન્ત ગૌરવ કરે છે, તે અપ્સરાતુલ્ય રૂપવતી તથા કુબેરકામિનીતુલ્ય ધનવતી અબળા કોણ છે ? કારણ કે, તેનાં વસ્ત્રાભૂષણોને જોતાં તે આ દેશની નિવાસિની હોય, એમ તો કદાપિ સંભવે જ નહિ." લાલા રામનારાયણે અત્યંત આતુરતાદર્શક શબ્દોવડે પોતાની જિજ્ઞાસાને વ્યક્ત કરી બતાવી.

શંકરમ્ રામનારાયણની એ જિજ્ઞાસાને તૃપ્ત કરતો કહેવા લાગ્યો કે: " શ્રીમાન્ મહાશય ! એ અપ્સરાતુલ્ય રૂપવતી અને સીતા તથા દમયન્તીતુલ્ય ગુણવતી પ્રાતઃસ્મરણીયા પ્રમદાનું નામ બાલામણી છે અને એ બન્ધકી બાલામણી છતાં એના અપ્રતિમ સદ્‌ગુણોના યોગે લોકો એને સતી બાલામણી અથવા દેવી બાલામણીના નામથી જ ઓળખે છે."

'બન્ધકી એટલે શું વારુ ?" રામનારાયણે પ્રશ્ન કર્યો.

"બન્ધકી એટલે વિલાસિની વારનારી, વારાંગના અથવા નર્તકી !" શંકરમ્ ભૂદેવે બન્ધકી શબ્દના અર્થનું સ્પષ્ટીકરણ કરી સંભળાવ્યું.

" એક વારાંગના અથવા નર્તકીની આટલી સીમા પર્યન્ત પ્રતિષ્ઠા !" રામનારાયણે આશ્ચર્યદર્શક ઉદ્‌ગાર કાઢ્યો.

"પ્રતિષ્ઠા બાલામણીના શરીર કિંવા જાતિની નથી, કિન્તુ કેવળ તેનામાં રહેલા દૈવી ગુણોની જ છે; કારણ કે, 'गुणाः पूजास्थानं



બાલામણી અત્યંત ગંભીર ભાવથી ભૂમિ પ્રતિ દૃષ્ટિ રાખીને
ત્યાંથી ચાલી ગયા... ..                                  પૃષ્ઠ ૧૩

गुणिषु न च लिंगं न च वयः' એ ન્યાય સર્વત્ર વિખ્યાત છે." શંકરમ્ ધરાદેવે બાલામણીની પ્રતિષ્ઠાના કારણને દર્શાવતાં મહાકવિ ભવભૂતિના વચનનું પ્રમાણ પણ આપી દીધું.

રામનારાયણ એ સંભાષણના વિષયમાં આગળ વધવા જતો હતો એટલામા પુનઃ 'માર્ગ આપો'નો કોલાહલ થયો અને બાન્ધકી બાલામણી સુંદરેશ્વર મહાદેવ તથા મીનાક્ષી મહાદેવીનાં દર્શન કરીને પાછી વળેલી જોવામાં આવી. આંગણામાં પણ દીપકોનો સંપૂર્ણ પ્રકાશ હોવાથી તેના સૌન્દર્યની સમીક્ષાથી પુનઃ એક વાર નેત્રોને સફળ કરવાના ઉદ્દેશથી રામનારાયણ બેઠો હતો ત્યાંથી ઉઠયો અને બાલામણીના આવવાના માર્ગના અગ્રભાગમાં જઈને ઊભો રહ્યો. બાલામણી અત્યંત ગંભીર ભાવથી ભૂમિપ્રતિ દૃષ્ટિ રાખીને ત્યાંથી ચાલી ગઈ અને મંદિરના આંગણામાંથી બહાર નીકળી પોતાની બે ઘોડાની ગાડીમાં બેસીને ઘેર જવામાટે રવાના થઈ.

હવે ત્યાં રોકાવાનું કોઈ વિશિષ્ટ કારણ ન હોવાથી લાલા રામનારાયણ પણ તત્કાળ ભાડાની એક ગાડીમાં બેસીને પોતાના ઊતારામાં જવાને પોતાના અનુચરો સહિત ત્યાંથી વિદાય થયો. પરંતુ બાલામણી વિષયક કેટલાક વિશેષ વૃત્તાંતને જાણવામાટે તેણે પોતાના દુભાષિયા શંકરમને પણ ગાડીમાં પોતાની સાથે લઇ લીધો. પંદર મિનિટમાં જ લાલા રામનારાયણ જે રાજછત્રમ્—રાજધર્મશાળા-માં ઊતર્યો હતો, તે રાજછત્રમના વિશાળ દ્વાર સમક્ષ ગાડી આવીને ઊભી રહી અને શંકરપ્રસાદે ગાડીવાળાને ગાડીભાડું આપી દીધા પછી રામનારાયણ, તેના બે અનુચરો તથા શંકરમ્ મહારાજે છત્રમના દ્વારમાં પ્રવેશ કર્યો.

---

## પ્રકરણ ૨ જું

### બાલામણીનું જીવનચરિત્ર

દ્રવિડદેશમાંની ધર્મશાળાઓ સાધારણતઃ છત્રમ્ નામથીજ ઓળખાય છે; પરંતુ ત્યાંના છત્રમ્ અને આપણા દેશની ધર્મશાળાઓમાં જે ભેદ રહેલો છે તે એ છે કે, આપણા દેશમાંની ધર્મશાળાઓમાંની ભાગ્યેજ કોઇ ધર્મશાળામાં જૂદા જૂદા ઓરડા, વાસણ કૂસણ, ગાદલાં ગોદડાં અને ખાટલા કુરસી કે ટેબલ આદિની વ્યવસ્થા હોય છે; એટલે કે, સર્વત્ર એવો જ પ્રકાર જોવામાં આવે છે કે બજારમાંથી પૂરી શાક મંગાવીને ખાઓ અથવા તો વીશીમાં જમી આવો અને જો ઓઢવા પાથરવાનાં સાધનો સાથે રાખ્યાં હોય તો ઠીક, નહિ તો બાવા સાધુઓ પ્રમાણે કાં તો ' તરુતલવાસ ' કરો અને કાં તો ઓટલાપર પડ્યા રહો; પરંતુ ત્યાંનાં છત્રમનો પ્રકાર એથી સર્વથા ભિન્ન હોય છે; એટલે કે, ત્યાં પ્રવાસી કિંવા યાત્રાળુની જેવી યોગ્યતા હોય, તેવા પ્રકારની સર્વ વ્યવસ્થા તેને કરી આપવામાં આવે છે. જો કે એ ઉત્તમ પ્રકારની વ્યવસ્થામાટે તેને થોડો ઘણો ખર્ચ કરવો પડે છે, પરંતુ પ્રવાસીઓને અજાણ્યા દેશમાં વેઠવી પડતી હાડમારીઓ અને થઇ જતા બીજા ખર્ચો સાથે સરખાવતાં એ ખર્ચ કાંઇ પણ વિસાતમાં નથી, એમ જ જણાય છે. એ છત્રમમાં ઉત્તમ પ્રકારનાં ભોજનો પણ સાધારણ મૂલ્યથી તૈયાર કરી આપવામાં આવે છે અને તેથી તે દેશના ધનાઢ્ય લોકો પણ કોઈ સંબંધી અથવા મિત્ર કે પરિચિત મનુષ્યના ગૃહમાં ન ઊતરતાં

પ્રવાસના સમયમાં એ ઉત્તમ છત્રોનોજ આશ્રય લે છે અને છત્રમ્‌માં રહેવામાં પોતાના ગૌરવની કિંવા પોતાની પ્રતિષ્ઠાની લેશ માત્ર પણ હીનતા થયેલી માનતા નથી. અસ્તુઃ મદુરા નગર રામેશ્વરના માર્ગમાં આવેલું હોવાથી ત્યાં જો કે કેટલાક ધનાઢ્ય જનોએ અનેક ઉત્તમ છત્રમ્ બંધાવેલાં છે; પરંતુ તે સર્વમાં ' રાજછત્રમ્ ' નામથી ઓળખાતું છત્રમ્ સર્વથી શ્રેષ્ઠ તથા નામાંકિત છે. એ છત્રમ્‌માં બહુધા રાજા રજવાડા તથા ધનાઢ્ય ગૃહસ્થોનેજ ઊતરવા દેવામાં આવે છે અને તેથી તેમાં અન્ય સર્વ વ્યવસ્થાઓ ઉપરાન્ત ઉત્તમ સ્નાનગૃહ, શૌચગૃહ, ભિન્ન ભિન્ન ઓરડા તથા કીમતી ફર્નિચર આદિની પણ એવી તો ઉત્તમ વ્યવસ્થા રાખવામાં આવી છે કે તે વ્યવસ્થાને જોતાં પ્રવાસીને પ્રથમ દૃષ્ટિયે તો આ કોઇ રાજાનું રાજભવન જ હોતું જોઇએ, એવો જ ભ્રમ થઇ જાય છે. લાલા રામનારાયણ લખનૌનો એક પ્રતિષ્ઠિત ધનાઢ્ય ગૃહસ્થ હોવાથી તેમ જ મદુરામાંના કેટલાક વ્યાપારીઓસાથે તેનો વ્યાપારસંબંધ હોવાથી તેને એ છત્રમ્‌માં ઉપરના ભાગમાં ફર્નિચરથી સુસજ્જિત ત્રણ ઓરડા આપવામાં આવ્યા હતા. એક વિશાળ ઓરડામાં બે કોચ, છ કુરસીઓ, એક આરામકુરસી, એક ગોળ ટેબલ, એક લખવામાટેનું ટેબલ અને એક ટિપોય આદિ વસ્તુઓ એક મૂલ્યવાન્ ગાલીચાપર ગોઠવેલી હતી; બીજા ઓરડામાં પલંગ અને તેપરની શય્યા તથા શૃંગાર સજવાની વસ્તુઓ રાખવાનું ટેબલ આદિ વસ્તુઓ હતી અને ત્રીજો ઓરડો ભોજનગૃહ તરીકેના [illegible] રાખેલો હતો. અનુચરોના નિવાસમાટે બહારના વરંડામાં એક નાની જૂદી ઓરડી કાઢી આપવામાં આવી હતી અને ભોજનસામગ્રી તો તૈયારજ આવતી હતી એટલે ઉપર રસોડાની આવશ્યકતા નહોતી; છતાં કોઇની પોતાના હાથે

રાંધવાની ઇચ્છા હોય, તો ભોજનગૃહનો પાકનિષ્પત્તિગૃહ અથવા રસોડા તરીકે ઉપયોગ કરી શકાય તેમ હતું.

લાલા રામનારાયણ જે વેળાએ મહારાજ શંકરમ્ તથા પોતાના બે અનુચરો સહિત છત્રમમાં આવ્યો, તે વેળાએ રાત્રીના લગભગ સાડા આઠ વાગ્યા હતા. ઓરડાના દ્વારને ઉઘાડીને ગંગાપ્રસાદે દીપક પ્રકટાવ્યો અને ત્યાર પછી શંકરમને એક કુરસીપર બેસવાનું કહીને રામનારાયણ પોતે આરામકુરસીમાં બેઠો. બેઠા પછી તેણે શંકરમને ઉદ્દેશીને કહ્યું કેઃ—

" ભૂદેવ શંકરમ્ મહાશય ! અમો મધ્ય હિન્દુસ્તાનના નિવાસીઓ વારાંગનાઓનાં નૃત્ય તથા સંગીત આદિના ઘણા શોકીન હોઇએ છીએ, એ વાર્તા તો અવશ્ય તમારા જાણવામાં હોવી જ જોઇએ. જ્યારથી મીનાક્ષીના મંદિરમાં આવેલી તે માનવજાતિની અપ્સરા એક વારાંગના છે એમ તમારા મુખથી મારા જાણવામાં આવ્યું છે, ત્યારથી જો તે નૃત્ય તથા સંગીત આદિ કળાઓમાં નિપુણા હોય, તો તેની નૃત્ય તથા સંગીતકળાનો અવશ્ય સાક્ષાત્કાર કરવો જ, એવો મેં મારા મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો છે; એટલે એમાટેની તમે કાંઈ વ્યવસ્થા કરી શકશો કે કેમ ? જો આ વ્યવસ્થા તમો કરી આપશો, તો મારાપર તમારો મોટો ઉપકાર થશે; એટલુંજ નહિ, પણ એ પરિશ્રમનું તમને યોગ્ય પારિતોષિક પણ અવશ્ય મળશે."

રામનારાયણની આ આકાંક્ષાને સાંભળી લઇને શંકરમ્ પ્રથમ તો જરા હસ્યો અને ત્યાર પછી ગંભીર સ્વરથી કહેવા લાગ્યો કેઃ " અન્નદાતા ! આપની આ આકાંક્ષા આપ ઇચ્છો છો તેવા સ્વરૂપમાં સફળ થાય તેમ નથી; કારણ કે, બાલામણી એક સાધારણ પ્રકારની કિંવા ધનલોલુપ વારાંગના નથી. જો બાલામણીના સંબંધમાં સત્ય

શબ્દોનો જ ઉચ્ચાર કરીએ, તો તે એક વારાંગના નહિ, પણ વીરાં-ગના જ છે; કારણ કે, શાસ્ત્રોમાં જે ચાર પ્રકારની વીરતા કહેલી છે, તે ચારે પ્રકારની વીરતાનો એ અન્યજી બાલામણીમાં સંપૂર્ણ નિવાસ છે અને તેથી જ એક વારાંગના હોવા છતાં તે સર્વત્ર સતી તથા દેવી આદિ માનદર્શક નામોથી જ ઓળખાય છે. જો કોઇ અન્ય વારાં-ગનાનાં નૃત્યગાનાદિનો ઉપભોગ કરવા હોય, તો તેમાટેની વ્યવસ્થા કરી શકાશે. "

" એક વારાંગના, એક વારયોષિતા; પછી તે ગમે તેવી અને તેટલી ધનાઢ્ય તથા સદ્ગુણસંપન્ન હોય, છતાં પણ તે લક્ષ્મીના લોભમાં ન લપટાય અને સતી તથા દેવી આદિ વિશેષણોને પાત્ર થાય, એ વાર્તામાં એટલી બધી અતિશયોક્તિનો સમાવેશ થયેલો છે કે જેનો એક સત્ય વાર્તા તરીકે કોઈ પણ બુદ્ધિમાન્ પુરુષથી કદાપિ સ્વીકાર ન જ કરી શકાય ! " રામનારાયણે શંકરમના કથનમાં સર્વાંશે પોતાનો અવિશ્વાસ દર્શાવ્યો.

પરંતુ શંકરમ્ મહારાજે તેની શંકાનું સમાધાન કરતાં શાંત ભાવથી જ કહેવા માંડ્યું કે: " મહાશય ! આપનું જે કથન છે, તે આજકાલની વારાંગનાના નામને કલંકિત કરનારી વ્યભિચારિણી વેશ્યાઓના સંબંધમાં અક્ષરે અક્ષર લાગૂ પડી શકે છે; પરંતુ પ્રત્યેક નિયમનો જેવી રીતે અપવાદ હોય છે, તેજ પ્રમાણે વારાંગનાની જાતિમાં આ બાલામણી એક પ્રબળ અપવાદરૂપ જ છે અને તેથી મારું કથન પણ સર્વાંશે સત્ય જ છે. "

" ત્યારે શું બાલામણીએ આટલી અગાધ સંપત્તિ પવિત્રતાના માર્ગમાં ચાલીને કેવળ ધર્મના બળથી જ પ્રાપ્ત કરેલી છે ? " રામના-રાયણે એક નવીન આક્ષેપાત્મક પ્રશ્ન પૂછ્યો.

શંકરમ્ બોલ્યો કે: " જ્યારે આપને કોઇ પણ રીતે મારું કથન સત્ય નથી જ ભાસતું, તો હવે હું આપને બાલામણીનું સંક્ષિપ્ત જીવનચરિત્ર સંભળાવું છું, તે ધ્યાનપૂર્વક સાંભળી લ્યો એટલે બાલામણીને અગાધ ધનની પ્રાપ્તિ પવિત્રતાના માર્ગમાં ચાલીને કેવળ ધર્મના બળથી જ થયેલી છે કે કેમ, એ આપની શંકાનું નિવારણ પોતાની મેળે જ થઈ જશે. " એમ કહીને તેણે બાલામણીના જીવનચરિત્રના નિરૂપણનો આવી રીતે આરંભ કર્યો:—

" અમારો આ દ્રવિડ દેશ સંપત્તિની વિપુલતામાં તો પ્રાચીન કાળથી જ પ્રખ્યાત છે, એ વાર્તા તો આપના જાણવામાં પણ હોવી જ જોઈએ. આજે પ્રાચીન રાજવંશીય પુરુષોની રાજસત્તાનો જો કે કાળના પ્રભાવથી લોપ થયો છે, તથાપિ અદ્યાપિ આ દ્રવિડ દેશમાં પ્રાચીન રાજવંશોના કેટલાક એવા પુરુષો વિદ્યમાન છે કે જેઓ અગાધ ગુપ્તલક્ષ્મીભંડારના સ્વામી છે અને તેથી તેમને પોતાના યોગક્ષેમની લેશ માત્ર પણ ચિન્તા નથી. પ્રાચીન પાંડ્ય વંશના એવા જ એક અગાધસંપત્તિશાળી રાજપુરુષની સ્નેહભાગિની થવાનું ભાગ્ય બાલામણીને પ્રાપ્ત થયું હતું. તે રાજપુરુષનું નામ અત્યારે મારા સ્મરણમાં નથી, પરંતુ એ તો સત્ય જ છે કે, તેની ધર્મપત્નીનો જે વેળાયે પ્રસૂતિના સમયમાં અચાનક સ્વર્ગવાસ થયો, તે વેળાયે બાલામણી યૌવનમાં આવી હતી અને એક વાર તે રાજપુરુષે તેને જોતાં જ તેનું અંતઃકરણ બાલામણીમાં પરોવાયું. બાલામણી તે સમય પર્યન્ત અન્ય કોઇ પણ પુરુષના સમાગમમાં ન આવેલી હોવાથી તે રાજપુરુષે બાલામણીની માતાને વિપુલ ધન આપીને તેને પોતાની ઉપપત્ની તરીકે પોતાના અંતઃપુરમાં રાખી લીધી અને તે રાજપુરુષની પત્ની માત્ર પંદર દિવસના જે બાળકને માતૃહીન અવસ્થામાં છોડી

ગઈ હતી, તે બાળકને ઉછેરવાનું કાર્ય બાલામણીના શિરપર આવ્યું. તે રાજપુરુષ પણ અત્યંત સરળ સ્વભાવનો પ્રેમી અને રસિક પુરુષ હોવાથી ધીમે ધીમે તેનો અને બાલામણીનો પરસ્પર એવો તો ગાઢ સ્નેહ બંધાઇ ગયો કે તે રાજપુરુષે બીજી વાર પરણવાના વિચારને સર્વથા ત્યાગી દીધો અને બાલામણીને જ પોતાની ધર્મપત્નીની પદવી આપી દીધી. બાલામણીએ એક માતા કરતાં પણ અધિક વાત્સલ્યથી પોતાના પતિની પરલોકવાસિની પત્નીના પુત્રને ઉછેરીને મોટો કર્યો અને તેથી તે રાજપુરુષનો બાલામણીમાંનો પ્રેમ સીમાને ઉલ્લંઘી ગયો. કેટલાંક વર્ષ એવી રીતે સુખમાં વીતી ગયાં અને ત્યારપછી દુઃખનો સમય આવી લાગ્યો. તે રાજપુરુષના બાર વર્ષના પુત્રનો કોઇ રોગના પરિણામે સ્વર્ગવાસ થયો અને પુત્રમરણનો અત્યંત અસહ્ય થવાથી તે રાજપુરુષની પ્રકૃતિ પણ લથડવા માંડી અને એક વર્ષના અલ્પ કાળમાં તો તે પોતે પણ મરવાની અણીપર આવી પહોંચ્યો. પોતાના જીવનની આશા ન રહેવાથી અને પોતાનો બાલામણીમાં દઢ વિશ્વાસ બંધાયલો હોવાથી તે રાજપુરુષે પોતાના મરણ પૂર્વે પોતાની સર્વ સ્થાવર તથા જંગમ સંપત્તિ બાલામણીના નામપર ચઢાવી દીધી અને ત્યાર પછી તે રાજપુરુષનો સ્વર્ગવાસ થવાથી તે સમસ્ત સંપત્તિની બાલામણી જ ઉત્તરાધિકારિણી થઇ. હવે આ સંપત્તિને આપ અધર્મના માર્ગે ચાલીને પ્રાપ્ત કરેલી સંપત્તિ તરીકે ઓળખી શકશો ખરા કે? બાલામણીએ પોતાના પતિની ઉત્તરક્રિયામાં લક્ષાવધિ રૂપિયા ખર્ચ્યા હતા અને તે પ્રસંગે દાનધર્મ કરવામાં લેશ માત્ર પણ કૃપણતા દર્શાવી નહોતી. પતિની ઉત્તરક્રિયાના અત્યંત આવશ્યકીય કાર્યથી મુક્ત થવા પછી બાલામણીએ એક વાનપ્રસ્થા તરીકેના જીવનનો સ્વીકાર કરીને પોતાની સંપત્તિનો કેટલાંક યોગ્ય

કાર્યોમાં વ્યય કરવાનો આરંભ કર્યો હતો અને તેનો એ કાર્યક્રમ અદ્યાપિ અખંડ ચાલ્યા કરે છે.”

“તેણે સ્વીકારેલાં તે યોગ્ય કાર્યો કયાં છે વારૂ ?” રામનારાયણે પુનરપિ એક નવીન પ્રશ્ન રજૂ કર્યો.

એનું ઉત્તર આપતાં શંકરમ્ કહેવા લાગ્યો કે: “જેવી રીતે બંગાળામાં નવદ્વીપ અથવા નદિયા અને મધ્યપ્રાંતમાં વારાણસી અથવા કાશી પ્રાચીન કાળથી સંસ્કૃત વિદ્યાનાં આદિપીઠ મનાય છે, તે જ પ્રમાણે અમારી આ દક્ષિણભૂમિમાં પ્રાચીન કાળથી જ આ મદુરા સંસ્કૃત વિદ્યાના આદિપીઠ તરીકે વિશ્વવિખ્યાત છે. પૂર્વે અમારા મદુરા ક્ષેત્રમાં સંસ્કૃત ભાષા, વેદ, વેદાંગ તથા સાહિત્ય આદિ શીખવામાટેની અનેક નામાંકિત પાઠશાળાઓ હતી અને અદ્યાપિ વેદાધ્યયન આદિ સંસ્કૃત શિક્ષણ લેવામાટે અમારા પ્રાંતમાંના અનેક વિદ્યાર્થીઓ તથા છાત્રો મદુરામાં આવે છે. આ કારણથી મદુરામાં અદ્યાપિ સંસ્કૃત વિદ્યાનો એટલો બધો પ્રચાર છે કે સંસ્કૃત ભાષાથી સર્વથા અજ્ઞ હોય, એવો એક પણ પુરુષ અને એવી એક પણ સ્ત્રી આ મદુરામાં તમને ભાગ્યે જ મળી શકશે. અમારા લોકો ભલે બીજી કોઇ પણ ભાષા ન સમજી શકતાં હોય, છતાં જો આપ સંસ્કૃત ભાષા બોલશો, તો તે ઓછા કે વધતા પરિમાણમાં અવશ્ય તેઓ સમજી શકશે જ. અસ્તુ: બાલામણીનો જન્મ સંસ્કૃત ભાષાની આ આદિભૂમિમાં થયેલો હોવાથી તેનો સંસ્કૃત વિદ્યામાં પ્રથમથી જ ઉત્તમ અનુરાગ હોવાથી તથા તેવાં જ યોગ્ય અને અનુકૂળ સાધનો આવી મળવાથી બાલામણીએ સંસ્કૃત ભાષામાં નિષ્ણાત થવા પછી પ્રાચીન સંગીતશાસ્ત્ર તથા પ્રાચીન નાટ્ય શાસ્ત્રનો પણ અભ્યાસ કર્યો હતો અને તેમાં તેણે એટલી બધી નિપુણતા મેળવી છે કે આજે સારા સારા પંડિતો

પણ તેને વિદુષી તથા ભરતનન્દિની કહીને બોલાવે છે. તે એક વારાંગના છે, પ્રભૂત ઐશ્વર્યની અધિકારિણી છે અને સ્વાધીના છે, છતાં તેના ધન–ઐશ્વર્યનો શિલ્પકલાના અનુશીલનમાં તથા યોગ્ય દાનધર્મમાં જ વ્યય થયા કરે છે. બાલામણીએ મદુરા નગરમાં આજે ત્રણ વર્ષથી એક સંસ્કૃત નાટકશાળાની સ્થાપના કરેલી છે અને આપણા ભારતવર્ષમાં જેટલાં પુરાતન સંસ્કૃત નાટકો રચાયલાં છે, તે સર્વ સંસ્કૃત પ્રાચીન નાટકોને પોતાના મનોહર તથા અલૌકિક અભિનયદ્વારા પુનર્જીવિત કરવાં, એ જ એ નાટકશાળાને સ્થાપવામાં તેનો પ્રધાન ઉદ્દેશ છે. ગત માસમાં કેટલીક યુરોપીય યુવતીઓ હિન્દુઅનાથબાલિકાશ્રમની સ્થાપનામાટે નાણાં ઉઘરાવવા નીકળી હતી તેમણે બાલામણીના દ્વારમાં આવીને જ્યારે સહાયતામાટેની યાચના કરી એટલે બાલામણીએ અત્યંત પ્રસન્નતા તથા સ્મિતમંડિત મુખથી તત્કાળ એક હજાર રૂપિયાની એક નોટ તેમના હાથમાં અર્પી હતી. આવી ઉદારતા તો તેણે અનેક વાર બતાવી છે અને નિત્ય બતાવ્યા જ કરે છે. બાલામણી ધર્મ તથા જાતિના ભેદનો જરા પણ વિચાર ન રાખતાં સાર્વજનિક લાભનાં સર્વ કાર્યોમાં પોતાથી અપાય તેટલી સહાયતા આપ્યા કરે છે અને સર્વ દરિદ્ર તથા સાધનહીન જનોમાટે તેના ગૃહનાં દ્વાર દિવસ તથા રાત ખુલ્લાં જ છે. મારા કથનનો સારાંશ માત્ર એટલો જ છે કે, બાલામણી સદાસૌભાગ્યવતી હોવા છતાં એક આદર્શ આર્ય વિધવા છે; એક વારાંગના હોવા છતાં એક પતિવ્રતા અને સતી છે; વિદ્યાધન, લક્ષ્મીધન, તથા સૌન્દર્યધન આદિ ગર્વનાં અનેક સાધનોની સ્વામિની હોવા છતાં અત્યંત વિનયશીલા તથા નમ્રા છે; સંસારિણી હોવા છતાં સંન્યાસિની છે અને વિલાસિની હોવા છતાં

વિરાગિણી છે. આપણા નીતિશાસ્ત્રવેત્તાઓની એવી એક ઉક્તિ છે કે:—

" परिवर्तिनि संसारे मृतः को वा न जायते ।
स जातो येन जातेन याति वंशः समुन्नतिम् " ॥

એટલે કે, ' આ પરિવર્તનશીલ સંસારમાં કોણ નથી જન્મતું અને કોણ નથી મરતું ? સર્વ જન્મે છે અને સર્વ મરે છે; પરંતુ ખરું જન્મવું તો તેનું જ છે કે જેના જન્મથી વંશ ઉન્નતિને પ્રાપ્ત થાય છે. ' આ ઉક્તિ જો સત્ય હોય, તો બાલામણીના જન્મની સાર્થકતા થઈ ચૂકી છે. એમ કહેવામાં કોઇ પણ નકારનો પ્રત્યવાય છે જ નહિ. "

" વારુ, તેની સંસ્કૃત નાટકશાળામાં સંસ્કૃત ભાષાનાં નાટકો આજકાલ ભજવાય છે ખરાં કે ? જો તે ભજવાતાં હોય, તો મારી તેમાંનાં એક બે નાટકો જોવાની તીવ્ર ઇચ્છા છે. " રામનારાયણે આડકતરી રીતે બાલામણીના સાક્ષાત્કારની ઇચ્છા દર્શાવી અને વધારામાં જણાવ્યું કે: " કારણ કે, જો તે એ નાટકોમાં અમુક ભૂમિકાઓ ભજવતી હશે, તો અવશ્ય તેના સંગીતના શ્રવણનો લાભ આપણને મળી શકશે અને જો તે સંગીતકલા, સાહિત્યકલા તથા અભિનયકલામાં તમો કહો છો તેવી જ અલૌકિક હશે, તો હું કોઇ પણ પ્રકારે તેના પ્રેમને મેળવવાનો પ્રયત્ન કરીશ અને બનતાં સુધી મારા પ્રયત્નને બે ચાર દિવસમાંજ સફળ કરી બનાવીશ "

શંકરમ્ લાલાજીની આ વ્યર્થ અભિલાષાને જોઇને મનમાં શોક હસ્યો, પરંતુ વિશેષ કાંઇ બોલ્યો નહિ: તેણે માત્ર એટલું જ જણાવ્યું કે: "બાલામણીની નાટકશાળામાં મહિનામાં બે ચાર સંસ્કૃત

નાટકો ભજવાય છે અને આજે શિવરાત્રિનું પર્વ હોવાથી એક વધારાનું નાટક ભજવાવાનું છે. આજે જે નાટક સંસ્કૃત નાટકશાળાની રંગભૂમિપર રજૂ થવાનું છે, તેનું નામ ' પ્રણયવૈરાગ્યનાટકમ્ ' છે અને તેમાં બાલામણી પોતે નાટકની નાયિકા એટલે કે, રાજનન્દિની ધારિણીની ઉત્કૃષ્ટ ભૂમિકા ભજવી બતાવવાની છે. "

" નાટકનો આરંભ રાત્રે કેટલા વાગે થાય છે ? " રામનારાયણે પૂછ્યું.

" નાટકશાળાનાં દ્વાર નવ વાગે ઉઘાડવામાં આવે છે અને નાટકનો આરંભ બરાબર દશ વાગે કરવામાં આવે છે " શંકરમ મહારાજે ઉત્તર આપ્યું.

રામનારાયણે પોતાનાં ખીસામાંથી ઘડિયાળ કાઢીને જોયું તો દશમાં કેવળ દશ મિનિટ જ ઓછી હતી. તે એકદમ ઉઠીને ઊભો થઈ ગયો અને ગંગાપ્રસાદને બોલાવીને કહેવા લાગ્યો કે: " ગંગાપ્રસાદ અત્યારે હું જમવાનો નથી; કારણ કે, મારે અત્યારે નાટક જોવા જવું છે અને વખત થઈ ગયો છે. તમો સર્વ જમી લેજો અને મારામાટે ભોજન ઢાંકીને રાખી મૂકજો; હું મોડી રાતે પાછો આવીશ તે વેળાએ જો ઇચ્છા હશે, તો જમીશ. જો તારી નાટક જોવાની ઇચ્છા હોય, તો ચાલ: પણ ભૂખ્યા રહેવું પડશે, એનો વિચાર કરી લેજે. બીજા નોકરને મોકલીને ઝટ એક ગાડી બોલાવી લે. "

શંકરમ્ મહારાજે તેની આટલી બધી આતુરતા તથા ધામધૂમને જોઈને કહ્યું કે:" ભગવન્ ! અત્યારે આપ આટલી બધી ઉતાવળ તો કરો છો, પણ એ સઘળી ઉતાવળ વ્યર્થ છે: કારણ કે, બાલામણીની નાટકશાળા નગરના બાહ્ય ભાગમાં આવેલી હોવાથી ગાડીમાં જઈશું, તોય જતાં પંદરથી વીસ મિનિટનો સમય ચાલ્યો જશે

અને નાટકનો આરંભ થઇ ગયો હશે; તેમ જ ત્યાં પહોંચ્યા પછી આપણને ટિકિટ મળી શકશે કે નહિ એની પણ શંકા જ છે; કેમ કે, બાલામણીના નાટકમાં પ્રેક્ષકોની એટલી અને એવી તો ટ્રટાટ્રટ થાય છે કે દશ વાગ્યા પૂર્વે તો ટિકિટ ઑફિસને બંધ જ કરી દેવી પડે છે. આ કારણથી જો નાટક જોવાની વાતને બીજા દિવસપર મુલતવી રાખો, તો વધારે સારું."

"બીજું નાટક પંદર દિવસ પછી ભજવાય, ત્યાં સુધી શું મારે મદ્રાસમાં જ છાવણી નાખીને પડયા રહેવું ? નાટકના એક બે પ્રવેશ ભજવાઇ ગયા હશે, તો ચિંતા નહિ તેમ જ જો ટિકિટ ઑફિસમાંથી ટિકિટ નહિ મળી શકે, તો બમણા કે ચારગણા પૈસા આપીને બીજા કોઇ પ્રેક્ષક પાસેથી ટિકિટ ખરીદી લઇશું અથવા મૅનેજરને મળી પૈસા રોકડા આપીને બેસવાની વ્યવસ્થા કરીશું; પણ એ નાટક તો આજે અને અત્યારે જ જોઇશું.'

"પરંતુ અદ્યાપિ હું પોતે જમ્યો નથી તેનું કેમ ?" શંકરમ્ મદ્રાસીએ એક બહુ જ બળવાન્ વાંધો રજૂ કર્યો.

"લ્યો આ બે રૂપિયા અને જે ઇચ્છા હોય, તે મીઠાઇ બજારમાંથી ખરીદી લેજો." એમ કહીને રામનારાયણે શંકરમના હાથમાં બે રૂપિયા આપ્યા.

ગંગાપ્રસાદે એક અનુચરને ગાડી લેવા દોડાવ્યો અને બીજા અનુચરને રામનારાયણ તથા પોતામાટે ભોજનના થાળ ઢાંકી રાખવાનું કહીને પોતે પણ નાટકમાં જવામાટેની તૈયારી કરી લીધી. ગાડી આવતાં લાલા રામનારાયણ, શંકરમ્ ભૂદેવ તથા ગંગાપ્રસાદ મળીને ત્રણે જણ બાલામણીની સંસ્કૃત નાટકશાળાભણી જવાને રવાના થઇ ગયા.

નગરના બાહ્યભાગમાં આવ્યા પછી ગાડી તાલીવનના મધ્યમાં ચાલતી ધીમે ધીમે આગળ વધવા લાગી; કારણ કે, તાલતરુની દીર્ઘ શાખાઓ અવનત થયેલી હોવાથી ગાડીમાં બેઠેલા મનુષ્યોના શિરપર આવી પડતી હતી અને તેથી જો ગાડીને ઉતાવળથી ચલાવવામાં આવે, તો ગાડીમાં બેસનારનાં માથાં છોલાઇ જવાનો સંભવ હતો. આ કારણથી નાટકશાળામાં પહોંચતાં ધાર્યા કરતાં કાંઇક વધારે વિલંબ થયો; તો પણ લગભગ સાડાદશ ને પાંચ મિનિટે ગાડી નાટકશાળાના બાહ્ય દ્વાર પાસે આવીને ઊભી રહી અને તેમાંના ત્રણ બેસનારાએ તરત ઊતરીને તે દ્વારમાં પ્રવેશ કર્યો; કારણ કે, ગાડીભાડું તો પ્રથમથીજ આપી દેવામાં આવ્યું હતું.

---

## પ્રકરણ ૩ જું

## 'પ્રણયવૈરાગ્ય' નાટક અને બાલામણીની ભૂમિકા

શંકરમ્ મહારાજે ટિકિટ મળવા વિષેની જે સ્થિતિનું પોતાની વાણી દ્વારા લાલા રામનારાયણને પૂર્વદર્શન કરાવ્યું હતું, તે જ સ્થિતિ ત્યાં રામનારાયણના જોવામાં આવી. પાંચ વર્ગમાંના એક પણ વર્ગમાં તિલ નાખવા જેટલું સ્થાન પણ ખાલી દેખાતું નહોતું, તો પછી સભ્ય ( ઑર્ચેસ્ટ્રા ) વર્ગ કિંવા પ્રથમ વર્ગમાં ત્રણ મનુષ્યોને બેસવાનું સ્થાન તો ક્યાંથી જ મળી શકે વારૂ ? ટિકિટ ઑફિસ તો ક્યારનીયે બંધ થઇ ગઈ હતી. આવી પરિસ્થિતિમાં પણ રામનારાયણે લેશ માત્ર પણ નાસીપાસ ન થતાં સભ્યવર્ગના દ્વારપર જઇને ત્યાંના દ્વારરક્ષક (ડોરકીપર) ને કહ્યું કે:

" તમારા વ્યવસ્થાપક સાહેબ ક્યાં છે ? કારણ કે, હું તેમને એક અગત્યના કાર્યમાટે મળવા માગું છું. " લાલા સાહેબની આકૃતિ તથા વાણીની છટાથી અંજાઈ જઈને દ્વારરક્ષકે રંગભૂમિપરથી વ્યવસ્થાપકને બોલાવ્યો અને લાલા સાહેબ સાથે તેનો મેળાપ કરાવી દીધો. લાલા રામનારાયણે વ્યવસ્થાપકને સભ્યતા પૂર્વક પ્રણામ કરીને નમ્રતાથી જણાવ્યું કે: " મહાશય ! અમો પરદેશીય યાત્રાળુ છીએ અને શ્રીમતી બાલામણી દેવીની આ સંસ્કૃત નાટકની અતિશય પ્રશંસા સાંભળીને અત્યારે નાટક જોવામાટે આવ્યા છીએ; પરંતુ પ્રેક્ષકસ્થાન એટલું બધું ભરાયલું છે કે તેથી કદાચિત્ અમારે અહીંથી નિરાશ થઈનેજ પાછા ફરવું પડશે, એવો અમારા અંતઃકરણમાં ભય થયા કરે છે. બીજું નાટક પંદર દિવસ પછી ભજવાશે અને તેટલા દિવસ અમારાથી અહીં રહી શકાય તેમ ન હોવાથી આ નાટક જોવાની અમારી આશા મનમાંની મનમાં જ રહી જશે. આ કારણથી જો આપથી બની શકે, તો આ સભ્ય વર્ગમાં બે મનુષ્યની અને પ્રથમ વર્ગમાં એક મનુષ્યની જગ્યા અમને કરી આપો; અમો બમણા કે ચારગણા પૈસા આપવાને તૈયાર છીએ; માત્ર એટલુંજ નહિ, પણ આપની આ કૃપામાટે અમો આપનો નિરંતર અંતઃકરણ પૂર્વક આભાર માનતા રહીશું." વ્યવસ્થાપક વિચારમાં પડી ગયો અને થોડી વાર સુધી કાંઇ પણ ઉત્તર આપી શક્યો નહિ. એટલામાં પાસે જ પડતા રંગભૂમિમાં જવાના દ્વારમાં ઊભેલી અને રાજકુમારી સમાન વસ્ત્રાભૂષણમાં સજ્જ થયેલી એક રમણીએ પોતાના કોકિલ સમાન કંઠસ્વરથી તે મૅનેજરને પોતા પાસે બોલાવ્યો અને કોઈ પણ પ્રકારે એ ગૃહસ્થોને પ્રેક્ષકસભામાં બેસાડવામાટેની આજ્ઞા આપી દીધી. વ્યવસ્થાપક રામનારાયણ પાસે આવીને સભ્યતા તથા

નમ્રતા દર્શાવતો કહેવા લાગ્યો કે: "મહાશય ! આપને બેસાડવાની યોગ્ય વ્યવસ્થા કરવામાટેની દેવીએ પોતે જ મને આજ્ઞા આપેલી હોવાથી હવે આપને નિરાશ થઇને પાછા તો નહિ જ જવું પડે. કૃપા કરીને પાંચ મિનિટ આ બહારના બેંચપર બેસો એટલામાં હું રંગ-ભૂમિની બાજૂમાં આગળ જ ત્રણ કુરસીઓ આપના માટે મૂકાવું છું." આમ કહીને વ્યવસ્થાપક ત્યાંથી અન્યત્ર ચાલ્યો ગયો અને થોડી વારમાં જ બે અનુચરો કુરસીઓ લઇને આવ્યા અને કુરસી-ઓને તેમણે ઑર્ચેસ્ટ્રાની પ્રથમ પંક્તિના આગળના ભાગમાં વચ્ચે ગોઠવી દીધી. વ્યવસ્થાપકે રામનારાયણ તથા શંકરમ્ અને ગંગાપ્ર-સાદને પોતાની સાથે લઈ જઇને કુરસીઓપર બેસાડયા અને રામનારાયણે વધારે રૂપિયા આપવાની ઇચ્છા દર્શાવવા છતાં ઑર્ચે-સ્ટ્રાની એક ટિકિટના ત્રણ રૂપિયાના હિસાબે તેણે કેવળ નવ રૂપિયા જ લીધા અને તેની પહોંચ પણ લખી આપી. જે વેળાયે તેઓ પ્રેક્ષક-સભામાં સ્થિર થઇને બેઠા, તે વેળાયે નાન્દી અને નાન્દી પછી સૂત્ર-ધાર તથા નટીના વસ્તુનિર્દેશાત્મક પ્રારંભક અથવા ઉપક્રમરૂપ પ્રવેશની સમાપ્તિ થઈ ગઇ હતી અને નાટકના પ્રથમ પ્રવેશનો આરંભ થઇ ચૂકયો હતો. નાટકના પ્રથમ અંકનું એ પ્રથમ દશ્ય આ પ્રમાણેનું હતું:—

ચિત્રિત પુષ્પોદ્યાનના પશ્ચાદ્ભાગમાંના પ્રાસાદના એક સ્વર્ણમય લઘુ ચૂડાગૃહમાં પ્રભાવ પૂર્વક સ્થિર થઇને ગવાક્ષસન્મુખ બેઠેલી બાલામણી વીણા વગાડતી તથા ગાન ગાતી જોવામાં આવતી હતી. એ વેળાયે બાલામણી રાજનન્દિની ધારિણીના વેષમાં રંગભૂમિપર વિરાજતી હતી, એ અહીં અવશ્ય ધ્યાનમાં રાખ-વાનું છે. એ રાજકુમારીનો પાર્શ્વવર્ત્તિ રાજ્યના કોઇ રાજા સાથે

લગ્નસંબંધ થવાનો હોવાથી તે રાજા પોતાના ઉદ્દેશની પૂર્તિમાટે અત્યારે જ આવીને ત્યાં ઉપસ્થિત થવાનો હતો. અસ્તુઃ પ્રથમ અંકના એ પ્રથમ દશ્યનો આરંભ થતાંની સાથે જ બાલામણીના વીણાવાદન તથા સ્વરથી જ શ્રોતા અથવા પ્રેક્ષકોનાં ચિત્ત મુગ્ધ થઇ ગયાં અને રામનારાયણ તો મંત્રમુગ્ધ જેવો જ થઇ ગયો. પુરાતન ઉત્કીર્ણ ચિત્ર આદિના યોગે બાલામણીની વેષભૂષા અધિક આકર્ષક જણાતી હતી અને તેના પાર્શ્વમુખની છાયાછબિ અપૂર્વ સુંદર દેખાતી હતી. એ ગાયિકાની પ્રત્યેક અંગભંગીથી તેનાં ભૂષણસમાચ્છન્ન હીરક તથા માણિક્ય આદિ ઝગઝગાટ કરતાં હતાં અને અદ્ભુત પ્રકાશને વિસ્તારતાં હતાં. એ નાટકમાંનાં અન્ય ચિત્રપટો તથા વિશાળ દશ્યો પણ એવાં તો સુંદર ચિત્રવામાં આવ્યાં હતાં કે જેમને જોતાં જ એક પ્રકારનો સ્વાભાવિક આમોદ થતો હતો અને તે સાથે વિદેશભૂમિનો ભાવ તથા દૂરત્વનો ભાવ માનસપટમાં અંકિત થતો હતો. વળી એ ચિત્રપટો જે કાળનું નાટક હતું તે કાળને અનુકૂળ જ ચિત્રાયલા હતા અને વસ્ત્રાદિ પણ કાલાનુકૂલ જ હતાં. આજનાં નાટકોમાં જેવી રીતે દુર્યોધન તથા પાંડવોને યૂનાની પોષાકમાં તો કીચકને રોમન વેષમાં અને ઓરસ્ટોક કે હેલ્મેટ ટોપ અને બૂટ પહેરાવી રંગભૂમિપર રજૂ કરવામાં આવે છે અને ઇંગ્લૅંડના વિન્ડસરના કિલ્લાને મય દાનવના માયાભવન તરીકે ઓળખાવવાની હાસ્યાસ્પદ ચેષ્ટા કરવામાં આવે છે, તેવી એક પણ વિપરીત ચેષ્ટા 'પ્રણયવૈરાગ્ય' નાટકમાં કરાયલી નહોતી.

નાટકશાળા પણ તે સમયના પ્રમાણમાં વિશાળ જ હતી; તેમાં પંદર સોથી વધારે પ્રેક્ષકો બેસી શકતાં હતાં અને કોઇ પણ ભાગમાં બેઠેલા પ્રેક્ષકથી નાટ્ય પ્રયોગ બરાબર નિહાળી શકાતો હતો: પરંતુ

એ નાટકશાળાની રચનામાં માર્જિત રુચિનો પરિચય પ્રાપ્ત થઇ શકતો નહોતો; એટલે કે, એ નાટકશાળા પાકી ઈંટો અથવા પાષાણોની બાંધેલી નહોતી; કિન્તુ કાઇ તથા વાંસ ઇત્યાદિ વસ્તુઓની બાંધેલી કાચી ઈમારત જ હતી. રંગપીઠ અથવા રંગભૂમિની બન્ને બાજૂએ પુરાતનરાજવંશીય રાજકુમારીઓના બેસવામાટે બે કક્ષ (બૉક્સ) કરેલા હતા અને તેમના આગળના ભાગમાં જાળીદાર બારીક પડદા નાખવામાં આવ્યા હતા કે જેથી તે રાજકુમારીઓ નાટક જોઈ શકે પણ અન્ય કોઇ મનુષ્ય તેમનાં મુખોને કદાપિ જોઇ ન શકે. પરંતુ આજે તે રાજકુમારીઓ આવી નહોતી; કારણ કે, તેઓ મહિનામાં માત્ર એક જ વાર આવતી હતી અને આજનો દિવસ તે તેમના આવવાનો દિવસ નહોતો. મહાશિવરાત્રિ હોવાથી જો કે બાહ્ય ભાગમાં શીતલતા હતી, પરંતુ ઉપર જણાવ્યા પ્રમાણે નાટકશાળાના અંતર્ભાગમાં પ્રેક્ષકોની વિપુલતા હોવાથી સહજ ઉષ્ણતા પ્રસરેલી હતી અને સર્વત્ર ટાંગેલી પુષ્પમાળાઓમાંના પુષ્પનો ગંધ સર્વત્ર પ્રસરવાથી ત્યાં એક પ્રકારના વિલક્ષણ આમોદનો સાક્ષાત્કાર થતો હતો.

'પ્રયણવૈરાગ્ય' નાટકનું વસ્તુ. જો સંક્ષેપમાં કહીએ, તો આ પ્રમાણેનું હતું: આજ રાત્રે બાલામણી જેની ભૂમિકા ભજવતી હતી, તે રાજકુમારીને એકસમયાવચ્છેદે સાત રાજકુમારો પ્રણયદષ્ટિથી નિહાળતા હતા અને વળી આશ્ચર્ય તો એ કે તે સાતે રાજકુમારો સહોદર બંધુ-સગા ભાઈઓ—જ હતા. કોઇ પણ એક ભ્રાતા સાથે તે રાજકુમારી ધારિણીનો લગ્નસંબંધ થશે, તો તેથી કદાચિત્ અન્ય ભ્રાતાઓના મનમાં ભયંકર આઘાત થઈ જશે, એવી ભાવના કિંવા ધારણાથી તે સાતે ભ્રાતાઓએ એવી પ્રતિજ્ઞા કરી લીધી કે કોઇ પણ ભ્રાતાએ તે રાજકુમારી સાથે લગ્નસંબંધ કરવો જ નહિ;

અર્થાત્ તેમના પિતાએ એમનામાંના જે ભ્રાતા સાથે તે રાજકુમારીના લગ્નની વાર્તા નક્કી કરી હતી, તે ભ્રાતાએ પણ તેની સાથે ન પરણવું એટલી સીમા પર્યન્ત તેમણે શપથ લીધા હતા. પ્રથમ પ્રથમ તો તેઓ શાંતિ તથા સુખ પૂર્વક પોતાનો કાળ વીતાડતા રહ્યા હતા અને રાજકુમારીના બંધુત્વ તથા સ્મિત હાસ્યથી જ સદા સંતુષ્ટ રહ્યા કરતા હતા; પરંતુ ત્યાર પછી તેઓ એક દિવસ મૃગયામાટે કોઇ એક વનમાં ગયા અને ત્યાં એક દુરાત્મા દૈત્ય શુદ્ધસત્ત્વ તથા શુભ્ર-કેશ મુનિનું સ્વરૂપ ધારણ કરીને તેમને છળવામાટે ઉપસ્થિત થયો. તે મુનિવેષધારી દૈત્યે તે સાત રાજકુમારોમાંના પ્રત્યેક રાજકુમારના મનમાં કામવાસના અથવા લલનાની લાલસાનો ઉદ્ભવ કર્યો અને નાના પ્રકારની મિથ્યા કથાઓ કહીને તે સર્વને એક બીજાના વિરોધી બનાવી દીધા. એનું પરિણામ એ થયું કે તે રાજકુમારોના પ્રાસાદમાં વિદ્વેષ-બુદ્ધિ તથા દુર્ભાગ્યનો સંપૂર્ણ પ્રવેશ થવા પામ્યો. પરંતુ એ વિદ્વેષ-બુદ્ધિના ફળ રૂપ કોઈ પણ પ્રકારનું દુષ્કર્મ આચરાયા પૂર્વેજ તે રાજ કુમારોના મનમાં વિચારશીલતાના યોગે દૈવ ભાવનો અધિકાર થઈ ગયો અને તેથી તેઓ પોતાની ખોયેલી ચિત્તસ્થિરતાને પાછી મેળવી શક્યા. ત્યાર પછી તેઓ તે રાજકુમારી સાથે ભગિનીસંબંધ રાખીને શાંતિથી કાલયાપન કરવા લાગ્યા. જ્યારે તેઓ વૃદ્ધાવસ્થામાં આવ્યા, ત્યારે તેમની સર્વ વાસનાઓ સ્વાભાવિક જ મંદ થઇ ગઇ અને તેથી તેઓ કર્તવ્યપાલનના અન્ય પ્રમોદને અનુભવવા લાગ્યા. અર્થાત્ તેમનો પ્રાસાદ હવે સુખશાંતિના નિકેતનરૂપ થઈ ગયો. રાજકુમારીએ પણ પોતાનો અવતાર કુમારિકા અથવા બ્રહ્મચારિણીની અવસ્થામાંજ વીતાડયો અને અન્ય કોઈ પણ પુરુષ સાથે લગ્નસંબંધ ન કરતાં તે વૈરાગ્યમાં જ પ્રણયનો આસ્વાદ લેતી રહી. આ કારણથી જ

નાટકનું નામ 'પ્રણયવૈરાગ્ય' રાખવામાં આવ્યું હતું, એ નવેસરથી કહેવાની આવશ્યકતા નથી.

અને એ નાટક કઈ ભાષામાં ભજવાતું હતું? જે ભાષા હિન્દુસ્તાનની તથા યૂરોપની સર્વ પ્રચલિત ભાષાઓની માતૃસ્થાનીય અથવા આદ્યજનની છે અને જે ભાષા વર્તમાન કાળમાં મૃતભાષા મનાય છે તે સંસ્કૃત ભાષામાં જ એ નાટક ભજવાતું હતું: બાલામણી તે જ સંસ્કૃત ભાષામાં પ્રઆનન્દવર્ધક મનોહર સંગીત ગાતી હતી; પુરાતન કાલમાં જે ભાવથી એ નાટક લખાયું, રચાયું હતું, તે જ ભાવથી તે અભિનીત કરાયું હતું અને ત્યાંના પ્રેક્ષકોના આદરને પાત્ર થયું હતું; કારણ કે, ત્યાંના પ્રેક્ષકોનો એંશી ટકા જેટલો ભાગ એવો હતો કે જે સંસ્કૃત ભાષામાં ભજવાતા નાટકના આશયને સમજી શકતો હતો તથા તેની યોગ્ય પ્રશંસા કરી શકતો હતો. લાલા રામનારાયણ મહાશયને સંસ્કૃત ભાષાનું તો જો કે સાધારણ જ્ઞાન હતું, પરંતુ પોતે લખનૌનિવાસી તથા સંગીતવિલાસી પુરુષ હોવાથી સંગીતના તાલ, સ્વર, લય, તાન અને આરોહ અવરોહ આદિ ભેદોનું તે યોગ્ય પ્રમાણમાં વ્યાવહારિક જ્ઞાન ધરાવતો હોવાથી જ્યારે પણ બાલામણીના ગાનમાં એ પ્રકારો આવતા હતા, તે વેળાયે તેના મુખમાંથી પોતની મેળે જ 'વાહ વાહ' નો સર્વ સાંભળી શકે તેવો ઉચ્ચ ધ્વનિ નીકળી જતો હતો અને તેથી બાલામણીનો ઉત્સાહ બહુ જ વધી જતો હતો. તેની આ સંગીતકલાભિજ્ઞતાથી પ્રસન્ન થયેલી બાલામણીએ પ્રથમ અંકની સમાપ્તિ થતાં પંદર મિનિટની વિશ્રાંતિવેળાયે મૅનેજરને મોકલીને રામનારાયણને રંગભૂમિપર બોલાવ્યો. રામનારાયણ જ્યારે રંગભૂમિના આંતર ભાગમાં ગયો, તે વેળાયે બાલામણી પોતાના એકાંતનેપથ્યકક્ષ (રંગભૂમિપરના પોતાના ખાનગી

ઓરડા ) માં બેઠી હતી. રામનારાયણને જોતાં જ બાલામણી ઉઠીને ઊભી થઇ અને યોગ્ય સત્કાર સહિત તેને રેશમની ગાદીવાળી એક કુરસી-પર બેસાડયો. ત્યાર પછી તેની કલાભિજ્ઞતાની પ્રશંસા કરતી તે કહેવા લાગી કે: "હુજૂર ! આપ સંગીતવિદ્યામાં આટલી બધી કુશળતા ધરાવો છો, એમાટે હું આપને અંતઃકરણ પૂર્વક ધન્યવાદ આપું છું. આજે આપના અભિનંદન તથા વાદ્ય વાદનના ધ્વનિથી મારો ઉત્સાહ એટલો બધો વધી ગયો છે કે નિત્ય કરતાં મારી આજની ભૂમિકામાં કાંઇક નવોજ રંગ આવ્યો છે. જો આપનો અહીં જ નિવાસ થાય, તો બીજા નાટકમાં પધારવાની પણ અવશ્ય કૃપા કરશો જ."

બાલામણીએ રામનારાયણની આ પ્રશંસા ઉર્દુ ભાષામાંજ કરી હતી અને તેની ઉર્દુ ભાષા બોલવાની છટા એવી તો આકર્ષક હતી કે રામનારાયણ આશ્ચર્યથી દિગ્મૂઢ થઇ ગયો; પરંતુ ઉર્દુ ભાષામાં બાલામણી સમક્ષ દુભાષિયાની સહાયતા વિનાજ સ્વતંત્રતાથી બોલ-વાનો પ્રસંગ મળવાથી તેના મનમાં એક પ્રકારનો આનંદ પણ અવસ્ય થયો. ને પ્રત્યુત્તરમાં બાલામણીની પ્રશંસા કરતો કહેવા લાગ્યો કે: "શ્રીમતી ! આપ જેવી વિદુષી, વિનયવતી, સંસ્કૃતસાહિત્યો-દ્ધારિણી, અલૌકિકસંગીતકુશલા તથા સૌન્દર્યવતી વારાંગના અદ્યાપિ મારા જોવાવાં આવી નથી અને તેથી આપના દર્શનનો આજે અલભ્ય લાભ મળવાથી જો હું મને પોતાને મહાભાગ્યશાળી માનું, તો તે સર્વથા સ્વભાવિક જ છે. આપની આ મદુરામાં સતી હોવાની તરીકે ખ્યાતિ છે, તો અવસ્ય તેવા સદ્ગુણો પણ આપમાં હશે જ. આપના આ સંગીતકૌશલ્ય, ભાષાકૌશલ્ય તથા અભિનયકૌશલ્યમાટે હું પણ આપને સત્ય અંતઃકરણ પૂર્વક ધન્યવાદ આપું છું અને સહસ્રમુખથી આપનું અભિવાદન કરૂં છું"

"હું આપની આ ગુણ ગ્રાહકતામાટે આપ શ્રીમાનનો આભાર માનું છું." બાલામણીએ વીણાવિનિન્દિત સ્વરથી પોતાની નમ્રતા દર્શાવીને કહ્યું: "મેં કેવળ આપણાં પુરાતન સંસ્કૃત નાટકોને તથા આપણી પ્રાચીન અભિનયકળાને પુનરુજ્જીવિત કરવાના ઉદ્દેશથી જ આ નાટકશાળાની સ્થાપના કરેલી છે અને તેથી જે કાંઇ આવક થાય છે, તેનો પુનઃ એ ઉદ્દેશના અધિક સફળતાના કાર્યમાં જ વ્યય કરવામાં આવે છે; કારણ કે, આ વ્યવસાયથી થતા ધનલાભપર મારા જીવનનો આધાર નથી: હું કેવળ નિસ્પૃહ બુદ્ધિથી જ આ કાર્ય કરૂં છું."

"આપને ધનની લેશ માત્ર પણ અપેક્ષા નથી અને આ કાર્ય આપ કેવળ સંસ્કૃત નાટ્યકલાના પુનરુદ્ધારના ઉદ્દેશથી જ કરી રહ્યાં છો, એ વાર્તા અહીં આવ્યા પૂર્વે જ મારા સાંભળવામાં આવી છે અને એમાટે તો વળી આપ અધિક અભિવાદનને પાત્ર છો. પરંતુ શ્રીમતી! આપ મારી સાથે એકદમ ઉર્દુ ભાષામાં જ વાતચીત કરવા મંડી ગયાં, તે શા કારણથી વારૂ? મારી જન્મભાષા ઉર્દુ છે, એ આપ કેવી રીતે જાણી શક્યાં?" રામનારાયણે યોગ્ય અભિવાદન કરીને આ પ્રમાણેનો આશ્ચર્યદર્શક પ્રશ્ન પૂછ્યો.

"આ મદુરા નગરમાં મધ્ય હિન્દુસ્તાનના અનેક ધનાઢ્ય ગૃહસ્થો વારંવાર આવ્યાં કરે છે, મેં પોતે પણ મધ્ય હિન્દુસ્તાનમાં બે વાર પ્રવાસ કર્યો છે અને ઉર્દુ ભાષાની ગઝલો ગાઇ શકાય એટલામાટે ઉર્દુ ભાષાનો અભ્યાસ પણ કરેલો છે; એટલે આ પોશાકને જોતાં દિલ્લી કે લખનૌના નિવાસીને ન ઓળખી શકાય, એમ કદાપિ બને ખરૂં કે? માત્ર એટલું જ નહિ, પણ આપના બોલવાના લહેજાથી આપ ખાસ દિલ્લીના નહિ, પણ લખનૌના જ નિવાસી છો,

એવું અનુમાન પણ સ્પષ્ટતાથી કરી શકાય છે.” બાલામણીએ રામનારાયણના દેશ તથા રામનારાયણની ભાષાને ઓળખવાનાં સમર્થક કારણો દર્શાવ્યાં.

“ ધન્ય છે, આપના બુદ્ધિચાતુર્યને ! ” એમ કહીને રામનારાયણે ઉઠવાની ઇચ્છા દર્શાવીને કહ્યું કે: “ વારૂ ત્યારે શ્રીમતી ! દ્વિતીય અંકના આરંભનો સમય થવા આવેલો હોવાથી હું ઉઠવાની આજ્ઞા માગું છું; પરંતુ મારો આપ સાથે એક વાર એકાંતમાં નિવૃત્તિથી બેસીને કલાક બેકલાક સૂધી કાંઇક ગુપ્ત વાર્તાલાપ કરવાનો મનોભાવ છે; તો જો આપની અનુમતિ હોય, તો આવતી કાલે અથવા પરમ દિવસે હું આપના નિવાસસ્થાનમાં આવું. ”

“ ભલે આવતી કાલે જ આ કિંકરીની પર્ણકુટીમાં પધારજો; સેવિકા સવારમાં દશથી બાર વાગ્યા સૂધી આપની વાટ જોશે. ” બાલામણીએ તત્કાળ અનુમોદન આપ્યું.

“ અતિશય ઉપકાર ! ” કહીને રામનારાયણ કુરસીપરથી ઉઠ્યો, પરંતુ તે ત્યાંથી ડગલું ભરે, તે પૂર્વે બાલામણીની બે દાસીઓ સુવર્ણના થાળમાં પુષ્પગુચ્છ આદિ લઇને દ્વાર પાસેજ બહાર ઊભી હતી તે અંદર આવી અને બાલામણીએ રેશમના સૂત્ર તથા જરીથી ગુંથેલી પુષ્પમાળા રામનારાયણના ગળામાં આરોપીને પુષ્પગુચ્છ તેના હસ્તમાં આપ્યો. એક દાસીએ ગુલાબદાનીમાંના ગુલાબ જળનું તેના શરીરપર સિંચન કર્યું અને બીજી દાસીએ પાનની બીડી માન પૂર્વક તેના હસ્તમાં આપી. રામનારાયણ બાલામણીના હાથે થયેલા પોતાના આવા ઉત્તમ સત્કારથી હર્ષમુગ્ધ તથા આશ્ચર્યમુગ્ધ થઈ ગયો અને ત્યાંથી નીકળીને પ્રેક્ષકમંડપમાં ચાલ્યો ગયો.

'પ્રણયવૈરાગ્ય' નાટકના દ્વિતીય અંકમાં રાજકુમારી ધારિણીની એક વારાંગના શિક્ષિકા પોતાની શીખવેલી નૃત્યકલાના વિષયમાં ધારિણીની પરીક્ષા લે છે અને તેથી ધારિણી તે વારાંગના સમક્ષ નાનાવિધ નૃત્ય કરી બતાવે છે; એવા પ્રકારનો એક પ્રવેશ આવતો હતો અને તે પ્રવેશમાં નાનાવિધ વાદ્યોના સ્વર સાથે પોતાના સ્વરનું શ્રેષ્ઠ સંમેલન કરી શૃંગારરસાત્મક એક ઉત્તમ સંગીતના આલાપ સહિત બાલામણીએ પ્રેમ વેકારના ભિન્ન ભિન્ન વિવિધ ભાવોને અભિનય તથા અંગવિક્ષેપ દ્વારા દર્શાવીને એવું અલૌકિક લાસ્ય (એક પ્રકારનું સૌમ્ય નૃત્ય) કરી બતાવ્યું કે જો તે વેળાએ એ લાસ્યા (નર્તકી) બાલામણીના લાસ્યને જોવાનું ભાગ્ય વર્તમાન કાળની વિશ્વવિખ્યાત ઇજિપ્શિયન્ નર્તકી રાહલ્ તથા રશિયન્ નર્તકી આના પાવલોવા જેવી વિદેશીય નર્તકીઓને પ્રાપ્ત થયું હોત, તો અવશ્ય તેમનો ગર્વ પણ જ્યાંનો ત્યાં જ ગળી જવાથી તેઓ ગર્વગલિતા જ થઇ ગઈ હોત !

દશ વાગે આરંભાયલા નાટકની બરાબર દોઢ વાગે સમાપ્તિ થઇ અને પ્રેક્ષકો જાણે નિદ્રામાંથી જાગ્રત થયા હોયની ! તેવી રીતે ગૃહનું સ્મરણ કરીને ગૃહપતિ જવાની તૈયારી કરવા લાગ્યા; કારણ કે, અત્યાર સુધી બાલામણીની લોકોત્તર લલિત કલામાં તેમનાં મનો એવાં તો તલ્લીન થઈ ગયાં હતાં કે તે તલ્લીનતાના યોગે તેઓ સંસારમાંના અન્ય સર્વે વિષયોને અમુક સમય પર્યન્ત સર્વથા ભૂલી ગયા હતા. રામનારાયણ પણ પોતાના સહચરો સહિત નાટકશાળામાંથી બહાર આવ્યો. શરદ્ ઋતુનો આજે અંતિમ દિવસ હોવાથી શીતલતાએ જતાં જતાં પોતાનો યોગ્ય ચમત્કાર બતાવવા માંડ્યો હતો. શંકરમ્ મહારાજે તરત એક ગાડી

ભાડે કરી લીધી અને તેમાં બેસીને રામનારાયણ, તથા તેનો ભૃત્ય ગંગાપ્રસાદ છત્રભુવનમાંના પોતાના ઉતારામાં ગયા અને શંકરમ્ પોતાને ઘેર ચાલ્યો ગયો.

રામનારાયણે ભોજન લીધા વિના જ શયન કર્યું; પરંતુ શય્યામાં તેનાં નેત્રો સાથે નિદ્રાદેવીનો સંયોગ ન થયો. તેની શય્યામાં એવી જ અવસ્થા થઈ પડી હતી કે:—

"જિસકા દિલ દિલબરમેં હો ફિર ઉસકો કબ આતી હય નીંદ;
કરવટેં લેતે હી લેને સારૂ ઉડ઼ જાતી હય નીંદ;
પીટ કર ચાંદીકો પડ રહતે હ્યૅં સોના હય કહાં;
યાદ દિલબરકી સતાતી હય, ઉચટ જાતી હય નીંદ !"

પ્રભાતમાં તેને કિંચિદ્ નિદ્રા આવી; પરંતુ તેની એ નિદ્રા પણ સ્વપ્નમયી નિદ્રા હોવાથી અર્ધ જાગ્રતિ જ હતી; કારણ કે, એ વેળાયે પણ સ્વપ્નમાં તે બાલામણીનો જ સાક્ષાત્કાર કર્યા કરતો હતો.

---

## પ્રકરણ ૪ થું
## વારાંગના કે વીરાંગના ?

---

" असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते " ॥

શ્રીમદ્ ભગવદ્ગીતા; અ. ૬ઠ્ઠો; શ્લોક ૩૫ મો.

દશ વાગવામાં હજી તો પાંચેક મિનિટનો અવકાશ હતો. તે વેળાયે લાલા રામનારાયણની ગાડી બાલામણીના રાજપ્રાસાદ તુલ્ય ભવ્ય ભવનના સિંહદ્વાર સમક્ષ આવીને ઊભી રહી. તે ગાડીમાં-

થી ઊતર્યો અને તેને જોતાં જ દ્વારપાલ સાથે દ્વારમાં વાર્તાલાપ કરતી ઊભેલી આલાભણીની દાસીએ તેને તત્કાળ ઓળખી લીધો; કારણ કે, ગત રાત્રે આલાભણીએ તેનો સત્કાર કર્યો હતો, તે વેળાએ પુષ્પમાળા તથા પુષ્પગુચ્છ આદિ સત્કારનાં સાધનોને લાવનારી દાસી એ જ હતી. દાસી આગંતુક અતિથિને યોગ્ય અભિવાદન સહિત આલાભણીના અતિથિસત્કારગૃહમાં લઇ ગઇ અને એક સુંદર આસનપર બેસવામાટેની રામનારાયણને પ્રાર્થના કરતાં જણાવ્યું કેઃ— " અમારાં સ્વામિની અદ્યાપિ દેવપૂજાના કાર્યથી નિવૃત્ત થયાં નથી; માટે થોડી વાર બેસો; તેઓ દશેક મિનિટમાં આપના સત્કારમાટે આ કક્ષમાં પધારશે. " એ દાસી આટલું બોલીને ચાલતી થઈ અને બીજી દાસી ત્યાં આવીને એક ટિપોયપર એલચી, તજ, લવિંગ, સોપારી, પાન, કાથો તથા ચૂનો આદિ મુખવાસની વસ્તુઓ જેમાં વ્યવસ્થાથી રાખવામાં આવી હતી એવી એક સુવર્ણસ્થાલી રાખી ગઇ. પરંતુ તેમાંની કોઇ પણ વસ્તુને સ્પર્શ ન કરતાં રામનારાયણ તે કક્ષમાંની નાનાવિધ આકર્ષક વસ્તુઓની રચનાનું જ એક ધ્યાનથી અવલોકન કરવા લાગ્યો.

એ અતિથિસત્કારગૃહના નામથી ઓળખાતો ઓરડો સમચોરસ હતો અને તેની લંબાઇ તથા પહોળાઈ પચીસ પચીસ ફીટની હતી. ભૂમિને ઇસ્તમ્બૂલના એક બહુ જ મૂલ્યવાન તથા મૃદુ ગાલીચાથી આચ્છાદિત કરવામાં આવી હતી અને તેપર ચાર દીવાલના ચાર મધ્ય ભાગમાં ચાર કોચ, તે દરેક કોચની આસપાસ ચાર ચાર કુરસીઓ ઓરડાના મધ્યભાગમાં એક મોટું ગોળ ટેબલ અને ટેબલપર ઉત્તમ તુર્કસ્તાની ટેબલપર નાખવાના રૂમાલ સહિત ફર્નિચર ગોઠવેલું હતું. એ બધું ફર્નિચર કાળા સીસમનું તથા ઉત્તમ નકશીકામવાળું હોવાથી

બહુ મોંઘી કીમતનું હતું ચાર ખૂણામાં ચાર ખૂણિયા હતા અને તેમના પર કાલિદાસ, ભવભૂતિ, શૂદ્રક તથા વિશાખદત્ત આદિ પુરાતન સંસ્કૃત નાટ્યનિર્માયક સંસ્કૃત કવિઓની સ્ફાટિકમૂર્તિઓ રાખવામાં આવી હતી અને ગોળ ટેબલપર નાટ્ય શાસ્ત્રના આદ્ય નિર્માતા ભરત મુનિની એક ભવ્ય અને વિશાળ સ્ફાટિકપ્રતિમા બેસાડેલી હતી. આ સર્વ મૂર્તિઓ જો કે કાલ્પનિક જ હતો; પરંતુ ઉત્તમ શિલ્પીના હસ્તથી ઘડાયલી હોવાથી તે કવિઓની પ્રતિભામયી આકૃતિઓનો કેટલેક અંશે ઉત્તમ ભાસ કરાવતી હતી. ઓરડાની હરેક દીવાલપર બાર પુરાતન સંસ્કૃત નાટકોમાનાં નાયક તથા નાયિકાનાં એટલે કે, ચારુદત્ત અને વસંતસેના, દુષ્યન્ત અને શકુન્તલા, પુરૂરવા અને ઉર્વશી, રામ અને સીતા માધવ અને માલતી, ઉદયન અને વાસવદત્તા, નળ અને દમયન્તી, ભીમ અને દ્રૌપદી, અગ્નિમિત્ર અને માલવિકા; કૃષ્ણ અને રુકિમણી, મન્મથ અને રતિ, તથા શંકર અને પાર્વતીનાં મળીને મનુષ્યના આકારનાં તૈલમિશ્રિત રંગથી રંગાવેલાં વિવિધરંગીય ભારતીય ચિત્રકલાની આદર્શતાના સજીવન પ્રમાણરૂપ બાર ચિત્રોમાંનાં ત્રણ ત્રણ ચિત્રો ટાંગવામાં આવ્યાં હતાં અને તે ચિત્રોની નીચેના ભાગમાં જે પ્રસંગનાં તે ચિત્રો હતાં તે પ્રસંગનું સંસ્કૃત ભાષામાં સંક્ષિપ્ત વર્ણન પણ લખવામાં આવ્યું હતું. પ્રત્યેક બે ચિત્રોના મધ્યમાંના રિક્ત સ્થાનોમાં વીણા, સિતાર, તાઊસ દિલરુબા, સારંગી, તંબૂરો અને મોરચંગ આદિ તારવાદ્યો ટાંગવામાં આવ્યાં હતાં અને ઓરડાની છતમાં પણ નાના પ્રકારનાં ચિત્રો સુવર્ણના જળથી આલેખેલાં હોવાથી એ અતિથિસત્કારગૃહ જાણે રંભા, મેનકા કે ઉર્વશીનું જ નિવાસભવન હોયની ! એવો જ લાલા રામનારાયણને ભાસ થવા લાગ્યો અને એ સર્વ મનોહારિણી વસ્તુઓના

અવલોકનમાં તેની સર્વ વૃત્તિઓ તદાકાર થઈ જતાં તે થોડી વારને માટે પોતાના અસ્તિત્વ કિંવા દેહભાવને પણ ભૂલી ગયો. પુરાતન ઋષિઓ તથા ઉપર્યુક્ત અન્ય ચિત્રોમાંની પ્રતિમાઓના નિરીક્ષણ પછી જે એક ચિત્રમાં તેનું નિરવધિ ધ્યાન પરોવાયું, તે ગોળ ટેબલપર ભરત મુનિની સ્ફાટિકમૂર્તિને અઢેલીને ચાંદીની ફ્રેમમાં મઢેલું જે એક નાપળાનું ચિત્ર પડયું હતું, તે હતું. એ ચિત્રમાં બાલામણી પોતે કેવળ શ્વેતવસ્ત્ર ધારીને સાત્ત્વિક ભાવથી ઈશ્વરની આરાધના કરતી ઊભી હતી અને તેના મુખમંડળમાં સૌમ્યતા તથા શાંતિની એવી તો અદ્ભુત પ્રભા વિસ્તરેલી હતી કે તેને જોતાંની સાથે જ તેનામાં જોનારની પૂજ્ય બુદ્ધિ થાય, એ વાર્તા નિર્વિવાદ હતી. બાલામણીના આવા વૈરાગ્યદર્શક વેષમાંના ચિત્રને જોતાં જ રામનારાયણના મુખમાંથી સ્વાભાવિક જ એવો આશ્ચર્યદર્શક ઉદ્‌ગાર નીકળી ગયો કે: "શું જે રંભાની પ્રતિમૂર્તિને આ નેત્રોએ ગઈ કાલે મીનાક્ષીના મંદિરમાં તથા સંસ્કૃત નાટકશાળામાં જોઈ હતી, તે જ આ શુક્લવસના સાધ્વી બાલામણી હોઈ શકે ખરી કે ?"

"હા, હોઈ શકે ! કારણ કે, આ વિશ્વમાં અશક્ય જેવું કાંઈ છે જ નહિ. આ ચિત્રમાંની શુક્લવસના સાધ્વી અન્ય કોઈ નહિ પણ આ ઉદાસીના બાલામણી જ છે !" રામનારાયણના ઉદ્‌ગારનું આ ઉત્તર રામનારાયણના શ્રવણપથમાં આવીને અથડાયું.

લાલા રામનારાયણના ધ્યાનનો ભંગ થયો અને તેણે છબિમાંથી દૃષ્ટિને ચલિત કરીને જોયું તો છબિમાંની બાલામણીની નિર્જીવ પ્રતિકૃતિ જાણે સજીવન થઈને તેનાં નેત્રો સમક્ષ ઊભી હોયની એવો જ તેને ભાસ થવા લાગ્યો. ખરેખર બાલામણી પોતે જ અત્યારે તે બહુમૂલ્યવસ્ત્રપરિધાના તથા નાનાવિધ રત્નાલંકાર-

મંડિતા બાલામણી નહોતી; કિન્તુ કેવળ શુક્લવસ્ત્રપરિધાના અને અલંકારવિહીના ઉદાસીના બાલામણી હતી, એટલો ગઈ કાલની અને આજની બાલામણીમાં ભેદ હતો. અત્યારે બાલામણીએ કેવળ એક શ્વેત સાડી અને શ્વેત ચોળીથી જ પોતાના શરીરને આવૃત્ત કર્યું હતું અને તેના પૃષ્ઠભાગમાં મુક્ત અવસ્થામાં વિહરતો નિતંબદેશ પર્યન્ત વ્યાપેલો દીર્ઘ અને કૃષ્ણ કેશકલાપ સાડીના ઝીણા પટમાંથી સ્પષ્ટ દેખાતો હતો. તેનો ભાલપ્રદેશ ભસ્મલિપ્ત હતો અને તેના ગળામાં રુદ્રાક્ષની માળા શોભી રહી હતી. પરંતુ આ ઉદાસીના અથવા વિરક્તાના વેષમાં તો બાલામણી રામનારાયણની દૃષ્ટિને વળી ગઇ કાલ કરતાં પણ અધિક આકર્ષક તથા વિશેષ મનોહારિણી દેખાવા લાગી. કેટલીકવાર સુધી તો રામનારાયણ તેના આ નૈસર્ગિક સાત્ત્વિક સૌન્દર્યની સમીક્ષા કરતો રહ્યો અને મુખમાંથી એક શબ્દનો પણ ઉચ્ચાર કરી શક્યો નહિ. તે બોલવાની બહુ ઇચ્છા કરતો હતો, પરંતુ શબ્દો તેના મુખમાં આવીને અટકી જતા હતા અને તે બોલી શકતો નહોતો. તેની આ અવસ્થાને જાણી જઇને અન્તે બાલામણી મૌનનો ભંગ કરીને બોલી કે:—

" મારા મોંઘેરા મેહમાન ! આવા ભયાનક મૌનનું અવલમ્બન આપે શા કારણથી કર્યું છે વારુ ? આપના સત્કારમાટે મારાથી અહીં જરા મોડું અવાયું, તેથી જો આપને કાંઇ માઠું લાગ્યું હોય, તો તેમાટે હું આપની ક્ષમા માગું છું. મેં અહીં આવવામાં જાણી જોઇને વિલંબ કર્યો નથી, કિન્તુ હું દેવપૂજા કરતી હતી તેથી જ કિંચિદ્ વિલંબ થયો છે. "

' મારા મેહરબાન મેજબાન ! આપ આ શું બોલો છો ! આપના વિલંબથી મારા મનમાં માઠું લાગ્યું નથી. કિન્તુ આપના

આ સંન્યાસિનીવેષને જોઇને આપને હવે કયા સંબોધનથી મારે બોલાવવાં, એ વિષેના કોઇ પણ પ્રકારના નિર્ણયપર ન આવી શકવાથી જ હું મૌનનું અવલંબન કરીને બેસી રહ્યો હતો અને આપના નિરુપમ મુખમંડળને ટગર ટગર જોયા કરતો હતો. પરંતુ આપે મૌનનો ભંગ કર્યો છે અને તેથી જ મારાથી આ શબ્દોચ્ચાર કરવાનું સાહસ કરી શકાયું છે. આપની દેવપૂજામાં મેં કાંઇક બાધા કરી છે અને તેથી ક્ષમા તો આપપાસેથી મારે જ માગવી જોઇએ." રામનારાયણે અત્યંત વિનયશીલતાથી આ વાક્યો ઉચ્ચાર્યાં.

"અસ્તુ: હવે આપણે આ વિવાદને ત્યાગીને આપણી ઉદ્દિષ્ટ વાર્તાને આરંભીએ તો સારૂં. પ્રારંભમાં આપને મારે એટલી જ પ્રાર્થના કરવાની છે કે આપ પ્રભાતમાં નાસ્તો કરીને તો આવ્યા જ હશો, પરંતુ મધ્યાન્હભોજન તો આ કિંકરીની પર્ણકુટીમાં જ કરવું પડશે; કારણ કે, આજે આપ આ દીના બાલામણીના પૂજ્ય અતિથિ છો અને તેથી મારા આતિથ્યને સ્વીકારવામાટે આપ બંધાયલા જ છો. જો મારી આ પ્રાર્થનાને સ્વીકારશો, તો જ હું આપની સાથે વાર્તાલાપ કરીશ. આપના માટે એક બ્રાહ્મણના હસ્તે ભોજન તૈયાર કરાવવાની મેં પ્રથમથી જ યોગ્ય વ્યવસ્થા કરી રાખી છે." બાલામણીએ આરંભમાં જ પોતાના યજમાનધર્મનો પરિચય કરાવ્યો.

"પરંતુ મારા અનુચરો છત્રમમાં મારી વાટ જોઇને બેસી રહેશે તેનું કેમ ?" રામનારાયણે થોડો વાંધો દર્શાવ્યો.

"તેમને પણ હમણાંજ મારો અનુચર ત્યાં જઇને અહીં તેડી લાવશે; કારણ કે, આપ અહીં જમો અને આપના અનુચરો ત્યાં જમે, એ કાંઈ બની શકે નહિ. આપના સર્વ અનુચરોને રાજ છત્રમમાંથી અહીં લઈ આવવાની મારા અનુચરને આજ્ઞા આપ્યા પછી

જ હું અહીં આવી છું." બાલામણીએ એ પ્રશ્નનું પણ નિરાકરણ કરી નાખ્યું.

"તો પછી આપના આતિથ્યને સ્વીકારવામાં મને કશો પણ વાંધો નથી." રામનારાયણે બાલામણીની પ્રાર્થનાનો સ્વીકાર કરી લીધો.

એ પછી બાલામણી એક કોચપર બેસી ગઇ અને કહેવા લાગી કે: "માન્યવર મહાશય ! હવે મારી સાથે જે કાંઈ પણ વાર્તાલાપ કરવાની આપની ઇચ્છા હોય, તે વાર્તાલાપનો આનંદથી આરંભ કરો; કારણ કે, અહીં સંપૂર્ણ એકાંત છે; જ્યાં સુધી મારી આજ્ઞા નહિ હોય, ત્યાં સુધી મારી કોઈ દાસી પણ આ કક્ષમાં પ્રવેશ કરવાની નથી. માત્ર એક વાગે ભોજન તૈયાર થવાની આપણને સૂચના આપવામાં આવશે."

"આવી ઉત્તમ વ્યવસ્થાનો પરિશ્રમ કેવળ મારામાટે જ આપે વેઠ્યો છે અને તેથી આપનો હું જેટલો પણ આભાર માનું તેટલો ઓછો જ છે. અસ્તુ: અત્યારે હવે મારો પ્રથમ પ્રશ્ન એ જ છે કે, આપ એક વિધવા અથવા બ્રહ્મચારિણી તરીકે જ પોતાનું જીવન વીતાડો છો અને સંસારવ્યવહારમાં આપની લેશ માત્ર પણ આસક્તિ નથી, એમ જે મારા સાંભળવામાં આવ્યું છે, તે સત્ય છે કે કેમ ? કારણ કે, એ વાતમાં મારો વિશ્વાસ બંધાતો નથી અને તેથી જ સ્પષ્ટતાથી મારે આ પ્રશ્ન આપને આવા સ્વરૂપમાં પૂછવો પડે છે." લાલા રામનારાયણે કૃતજ્ઞતા દર્શાવવા સાથે પોતાના ઉદ્દિષ્ટ વિષયનો આરંભ કરી દીધો.

"આ પ્રશ્ન મને શા કારણથી અને શા ઉદ્દેશથી પૂછવામાં આવે છે, તે મારે પ્રથમ જાણવાની આવશ્યકતા છે; કારણ કે, એ ઉદ્દેશને જાણ્યા વિના આ પ્રશ્નનું મારાથી યથાર્થ ઉત્તર આપી શકાય

તેમ નથી." બાલામણીએ રામનારાયણના આભ્યંતર ઉદ્દેશને બહાર કઢાવવાની ભાવનાથી આ શબ્દો ઉચ્ચાર્યા.

પરંતુ રામનારાયણ પણ ગમે તેવો લખનૌનિવાસી હોવાથી એમ તત્કાળ પોતાના ગુપ્ત ઉદ્દેશને ઓકી કાઢે તેવો મૂર્ખ નહોતો અને તેથી પોતાના ગુપ્ત ભાવને ગુપ્ત રાખીને જ તેણે કહ્યું કે: "એક વારાંગના સંસારના વ્યવહારોથી અખંડ વિરક્ત રહે, એ વાર્તા કાંઇક વિલક્ષણ જણાયાથી જ હું આ પ્રશ્ન પૂછું છું. કદાચિત્ મારો બીજો કોઇ ઉદ્દેશ હશે, તો તે આ પ્રશ્નનું યથાર્થ ઉત્તર મળ્યા પછી પોતાની મેળે જ આપના જાણવામાં આવી જશે."

રામનારાયણના આ સંદિગ્ધ ઉત્તરથી તે કેવો અને કેટલો ચતુર તથા વ્યવહારદક્ષ હતો, એનું બાલામણીથી કેટલેક અંશે અનુમાન કરી શકાયું અને તેથી એ વિષયને વધારે ચોળીને ચીકણો ન કરતાં પોતાના સંભાષણની દિશાને ફેરવીને તે કહેવા લાગી કે: "શ્રીમાન્ મહાશય! આપે આ કિંકરી વિષે જે કાંઈ સાંભળ્યું છે, તે અક્ષરે અક્ષર યથાર્થ તથા સત્ય જ છે; આ કિંકરી પોતાના પ્રિયકરના પરલોકવાસ પછી પવિત્ર વૈધવ્યવ્રતનું અથવા બ્રહ્મચર્યધર્મનું જ પાલન કરે છે; સંસારના વિકારમય વ્યવહારોથી સર્વથા વિરક્ત રહીને કેવળ ધર્મકર્મને જ આચરે છે!!"

"અગ્નિ સાથે જો શીતલતાનો સંબંધ હોય, તો જ વારાંગના સાથે વૈધવ્યનો સંબંધ સ્વીકારી શકાય; કારણ કે, વારાંગનાને સાધારણતઃ સદાસૌભાગ્યવતીના નામથી ઓળખવામાં આવે છે અને તેથી જો તેનામાં વૈધવ્યની આપત્તિ થાય, તો પછી તેનું અખંડ સૌભાગ્ય કેવી રીતે જળવાય? કેવળ વસુ સાથે જ વારાંગનાનો વિવાહસંબંધ થાય છે અને વારાંગનાનો વસુ નામક વલ્લભ વિશ્વમાં અમર

હોવાથી જ વારાંગના સદાસૌભાગ્યવતીના નામથી ઓળખાય છે. સતીમાં વ્યભિચાર સંભવતો નથી તેની જ રીતે વારાંગનામાં વૈધવ્ય સંભવતું નથી. જો વિધવા હોય તો તે વારાંગના નહિ અને વારાંગના હોય તો તે વિધવા નહિ, આ એક સર્વમાન્ય સિદ્ધાંત છે અને એ સિદ્ધાંતનો અપવાદ અદ્યાપિ કોઈના જોવા કે સાંભળવામાં આવી શક્યો નથી." રામનારાયણે બળપૂર્વક પોતાના પક્ષનું સમર્થન કરી બતાવ્યું.

"પૂજ્ય અતિથિ ! જો અવિનય થાય તો ક્ષમા કરજો; પરંતુ સત્ય વાર્તા તો એજ છે કે, સર્વ વારાંગનાઓને સમાન માનવામાં આપનો અક્ષમ્ય પ્રમાદ થાય છે; આ કેવળ વારાંગના જાતિનો જ નહિ, પણ ઇશ્વરના એક મહાન્ નિયમનો અનાદર કરાય છે." બાલામણીએ ગંભીરતાથી કહ્યું.

"ઈશ્વરના મહાન્ નિયમનો મારાથી શો અનાદર કરાય છે ! આપના આ ઉદ્‌ગારથી મારા હૃદયમાં અતિશય આશ્ચર્ય થાય છે." રામનારાયણ બોલ્યો.

"પાંચે આંગળી કદાપિ સરખી હોતી જ નથી અથવા તો પ્રત્યેક નિયમનો કોઈ પણ એક અપવાદ તો હોવો જ જોઈએ, એવો ઈશ્વરનો એક અબાધ્ય ન્યાય હોવા છતાં વારાંગના જાતિમાં તો સચ્ચરિત્રા સ્ત્રી હોઈ શકે જ નહિ, એ જે આપની માન્યતા છે, તે ઇશ્વરના નિયમનો અનાદર કરનારી નથી કે શું ? વારાંગના પણ સ્ત્રી જ હોય છે અને ઈશ્વરે વારાંગનાને પણ અન્ય સ્ત્રીઓ પ્રમાણે બુદ્ધિ આપેલી હોવાથી જો તેની ઇચ્છા હોય, તો તે પણ સારાસારનો વિચાર કરીને ધર્મના માર્ગમાં સંચરી પોતાના જીવનને પવિત્ર તથા આદર્શ જીવનના રૂપમાં પરિવર્તિત કરી શકે છે, એ તત્ત્વને આપ સર્વથા ભૂલી જાઓ

છો અને એ જ મહાખેદનો વિષય છે. તલ્વાર જે રાખે તેની નહિ, પણ જે મારે તેની જ કહેવાય છે; તે જ પ્રમાણે ધર્મ પણ જે તેને ધારણ કરે તેનો જ છે; કેવળ ધર્મના દંભને દર્શાવનારનો ધર્મ નથી, એ તત્ત્વને નિરંતર સ્મરણમાં રાખવાની આવશ્યકતા છે. દેશકાલાનુસાર અત્યારે જો કે વારાંગનાઓ પતિત થવાથી પોતાના કુલધર્મને ભૂલી ગઈ છે અને તેથી કેવળ વ્યભિચાર તેમનો મુખ્ય વ્યવસાય તથા કેવળ ધનોપાર્જન તેમનો પ્રધાન ધર્મ થઇ પડ્યો છે, એ વાર્તાને હું પોતે પણ મુક્ત કંઠથી સ્વીકારૂં છું; પરંતુ તે સાથે જ આપને એ પ્રશ્ન પૂછું છું કે, આ પતિતાવસ્થા કેવળ વારાંગના જાતિની જ થઇ છે કે ભારતવર્ષની બહુધા સર્વ જાતિઓની ? આજના કાળમાં **વર્ણાનાં બ્રાહ્મણઃ શ્રેષ્ઠઃ**નો ઘોષ કરીને પોતાની સર્વોત્કૃષ્ટતાને દર્શાવતા બ્રાહ્મણો, ગૌબ્રાહ્મણપ્રતિપાલક ક્ષત્રિયો અને વ્યાપારદ્વારા દેશની સંપત્તિને ન્યાય તથા નીતિના માર્ગથી વધારનારા વૈશ્યો આદિ દ્વિજના પવિત્ર નામથી ઓળખાતા ઉચ્ચ વર્ણના લોકો પણ પોતપોતાના ધર્મ તથા કર્મથી વિશેષાંશે ભ્રષ્ટ તથા પતિત થઈ ગયા છે, તો પછી તેમની પતિતતાનો વિચાર ન કરતાં કેવળ એક વારાંગના જાતિને જ તેની પતિતતાના કારણથી દૂષિત માનવાનું અને વારાંગનાજાતિને જ અપવિત્ર તથા તિરસ્કરણીય ગણવાનું શું કારણ છે, તે હું સમજી શકતી નથી. ભારતવર્ષના બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય આદિનો ભૂતકાળ જેવી રીતે ઉજ્જવલ હતો, તે જ પ્રમાણે એક સમયમાં ભારતવર્ષની વારાંગનાઓ અથવા ગણિકાઓનો ભૂતકાળ પણ અતિશય ઉજ્જવલ હતો, એ વિષયનાં ઇતિહાસમાંથી આપણને અનેક પ્રમાણો મળી શકે છે. જો વારાંગના અથવા ગણિકામાં સદ્‌ગુણનો સર્વથા અભાવ જ હોત, તો દેશાટન, પંડિતની મિત્રતા, વારાંગના, રાજસભામાં પ્રવેશ તથા

અનેક શાસ્ત્રોનું અવલોકન, એ ચાતુર્યપ્રાપ્તિનાં પાંચ મૂળ સાધનોમાં પ્રાચીન પંડિતોએ વારાંગનાનો સમાવેશ કદાપિ કર્યો જ ન હોત; તેમ જ વારાંગના જાતિ સર્વથા ગુણહીના જ હોત તો પ્રાતઃસ્મરણીય શૂદ્રક જેવા એક રાજકવિએ પોતાના 'મૃચ્છકટિક' નાટકમાં વારાંગનાને નાટકની નાયિકા બનાવીને તેના સંબંધમાં '**गुणानुरक्ता गणिका च यस्य; वसन्तशोभेव वसन्तसेना** !' આવા પ્રકારના ઉદ્ગાર કદાપિ કાઢ્યા જ ન હોત. અંબપાલિકા એક વારાંગના હોવા છતાં શું તેણે આ સંસારને ત્યાગીને વૈરાગ્યથી બૌદ્ધ સંઘમાં એક પવિત્રા પરિવ્રાજિકા તરીકે પ્રવેશ કર્યો નહોતો ? વારાંગનાઓની વિશુદ્ધ વૃત્તિનાં આવાં અનેક સજીવન પ્રમાણો આપણી દૃષ્ટિ સમક્ષ વિદ્યમાન હોવા છતાં પણ જો વારાંગના જાતિને કેવળ મલિના અને મલિના જ માનવામાં આવે, તો તે એક પ્રકારનો નિંદ્ય દુરાગ્રહ છે એમ કહેવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી." બાલામણીએ અતિશય શાંતિયુક્ત તથા મધુર વાણીથી વારાંગના જાતિની ભૂતકાલિક ઉજ્જવલતાનું ઐતિહાસિક દર્શન કરાવ્યું.

રામનારાયણ અમુક અંશે નિરુત્તર થયો અને બોલ્યો કે: "ખરેખર આપનો વાદ તે વિતંડવાદ નહિ, પણ યોગ્ય બુદ્ધિવાદ તથા પ્રમાણવાદ છે અને તેથી વારાંગના જાતિમાં પણ અપવાદરૂપ ઉત્તમ તથા સદ્ગુણવતી વારાંગનાઓ હોય, એ તત્ત્વને સ્વીકાર્યા વિના તો જો કે ચાલે તેમ નથી જ; છતાં અપવાદ નિયમને સિદ્ધ કરનારો હોવાથી એ અપવાદોના યોગે વારાંગના જાતિના અસતીત્વના નિયમમાં કશી પણ બાધા આવી શકતી નથી, એ તત્ત્વનો તો આપથી પણ અસ્વીકાર કરી શકાય તેમ નથી."

" વારાંગના, વારસ્ત્રી, વારનારી અને ગણિકા આદિ શબ્દોનો આપ શો અર્થ કરો છો વારુ ? " બાલામણીએ ગંભીરતાથી પૂછ્યું.

" એ સર્વ શબ્દોનો, સમૂહ અથવા વૃન્દની એટલે કે અનેક પુરુષોની ભોગ્યા જે સ્ત્રી તે વારાંગના, એટલો જ અર્થ થાય છે, એવી મારી માન્યતા છે; કારણ કે, મારા એક મિત્ર સંસ્કૃત ભાષાના બહુ જ સારા પંડિત છે અને તેમણે એક વાર આ વિષયની ચર્ચા નીકળતાં એ શબ્દોનો આવો જ અર્થ કર્યો હતો અને વળી કહ્યું હતું કે: ' અમરકોષ'ની કેટલીક ઉત્તમોત્તમ ટીકાઓમાં પણ એ શબ્દોનો આવા જ પ્રકારનો અર્થ કરાયલો છે. " રામનારાયણે પોતાની બુદ્ધિ અનુસાર વારાંગના આદિ શબ્દોનો સાધારણ અર્થ કહી સંભળાવ્યો.

બાલામણીએ શાંતિથી કહ્યું કે: " સંસ્કૃત શબ્દકોષકારોએ સાધારણતઃ એ સર્વ શબ્દોનો આવો જ અર્થ કરેલો છે, એ આપનું કથન જો કે સત્ય છે; છતાં ' અમરકોષ 'માં અમરસિંહે વારાંગનાના અર્થને દર્શાવનારા વારસ્ત્રી, ગણિકા, વેશ્યા, રૂપજીવા તથા વારમુખ્યા, એવી રીતે પાંચ શબ્દો આપેલા છે;:—

**वारस्त्री गणिका वेश्या रूपजीवाऽथ सा जनैः ।**
**सत्कृता वारमुख्या स्यात्.................. " ॥**

એ શ્લોકની રચના.માં જે ' **सा जनैः सत्कृता वारमुख्या स्यात्** ' એ પ્રમાણેના શબ્દો રાખવામાં આવ્યા છે, તે શબ્દોનું માહેશ્વર પંડિતે એવું સ્પષ્ટીકરણ કર્યું છે કે, ' **सा वेश्या गुणवत्त्वाज्जनैः सत्कृता सती वारमुख्या स्यात्** ' એટલે કે, ' જ્યારે તે વેશ્યા તેની ગુણવત્તાથી જનસમુદાયવડે સત્કારને પામે છે, ત્યારે પછી તે વારમુખ્યા કહેવાય છે. ' આ વ્યાખ્યાથી એટલું

તો સ્પષ્ટ જણાઇ આવે છે કે, વેશ્યા પણ પોતાના સદ્‌ગુણોના પરિણામે લોકસમુદાયના આદરને પ્રાપ્ત થાય છે અને ઉન્નતિ તથા સત્કારનાં દ્વાર વારાંગનામાટે કાંઇ સદાને માટે બંધ કરાયલાં નથી; માત્ર એટલું જ નહિ, પણ તે પરાગતિને પણ પ્રાપ્ત કરી શકે છે અને એ વાર્તા શ્રીમદ્ ભગવદ્‌ગીતાના નવમ અધ્યાયના ૩૨મા શ્લોકથી નિર્વિવાદ સિદ્ધ થઇ શકે છે:—

' मां हि पार्थ व्यपाश्रित्य येऽपि स्युः पापयोनयः ।
स्त्रियो * वेश्यास्तथा शूद्रास्तेऽपि यान्ति परां गतिम् '*॥

---

* આ શ્લોકમાં સાધારણ પાઠ ' वैश्याः ' હોવા છતાં અહીં ' वेश्याः ' શબ્દનો સ્વીકાર કરાયલો છે અને તેટલામાટે એ વિષેના કેટલાક વિવેચનની આવશ્યકતા છે. સ્વ. લોકમાન્ય બાલ ગંગાધર તિલકે ' ગીતારહસ્ય ' માં આ શ્લોકનો અર્થ આ પ્રમાણે કરેલો છે: " હે પાર્થ મારો આશ્રય કરીને સ્ત્રીઓ, વૈશ્ય અને શૂદ્ર કિંવા ( અંત્યજાદિ ) જે પાપયોનિ જનો હોય છે તેઓ પણ પરમ ગતિને પામે છે. " અને ત્યાર પછી એ શ્લોકમાંના ' पापयोनयः ' શબ્દની યોજના તથા વ્યવસ્થાના સંબંધમાં લખેલી ટિપ્પણીમાં જણાવ્યું છે કે: " ૩૨ મા શ્લોકમાં ' पापयोनयः ' એ પ્રમાણેનો જે શબ્દ આવેલો છે, તેને સ્વતંત્ર ન માનતાં, તે સ્ત્રીઓ, વૈશ્યો તથા શૂદ્ર એ શબ્દોને લાગૂ પડે છે, એમ માનવું; કારણ કે, પૂર્વજન્મમાં કાંઈ પણ પાપ કરેલાં હોવાથી જ સ્ત્રી, વૈશ્ય, કે શૂદ્રના અવતારમાં આવવું પડે છે, એમ કેટલાક ટીકાકારોએ કહેલું છે. તેમના અભિપ્રાય પ્રમાણે ' પાપયોનિ ' એ એક સામાન્ય શબ્દ છે અને સ્ત્રી, વૈશ્ય, શૂદ્ર એ તેના ભેદો કેવળ ઉદાહરણાર્થ આપવામાં આવ્યા છે. પરંતુ અમારા અભિપ્રાય અનુસાર આ અર્થ યથાર્થ નથી.

એટલે કે;—'હે પાર્થ ! જેઓ પાપિષ્ઠ છે, જે સ્ત્રીઓ વેશ્યા છે, અને જે શૂદ્ર છે; તેઓ પણ મારા આશ્રયને ધારણ કરીને પરમ-ગતિને પામે છે !' સારાંશ કે, વારાંગના તથા વેશ્યા આદિ શબ્દોના અત્યારના સર્વસાધારણ તથા પ્રચલિત અર્થને સ્વીકારવામાં આવે, તો પણ સદ્‌ગુણવતી વેશ્યાને નિરાશ થવાનું કાંઈ પણ કારણ નથી. જો કે હું વેશ્યા આદિ શબ્દોના એ અર્થને સ્વીકારતી નથી."

---

'પાપયોનિ' શબ્દથી અત્યારે સરકારમાં જેમને 'અપરાધ કરનાર જાતિયો' કહેવામાં આવે છે, તેવા પ્રકારનો અર્થ વિવક્ષિત હોઈને, તે જાતિયોમાંના લોકોને પણ ભગવદ્‌ભક્તિના યોગે સિદ્ધિની પ્રાપ્તિ થાય છે, એવો આ શ્લોકમાંનો સિદ્ધાંત છે સ્ત્રી, વૈશ્ય અને શૂદ્ર એ સર્વ 'પાપયોનિ' વર્ગમાંના ન હોવા છતાં તેમને મોક્ષપ્રાપ્તિમાં જે બાધા થાય છે, તે તેમને વેદશ્રવણનો અધિકાર ન હોવાથી જ થાય છે અને તેટલામાટે જ 'ભાગવત' પુરાણમાં—

> " स्त्रीशूद्रद्विजबन्धूनां त्रयी न श्रुतिगोचरा
> कर्मश्रेयसि मूढानां श्रेय एवं भवे दिह ।
> इति भारत माख्यानं कृपया मुनिना कृतम् " ॥

એટલે કે: "સ્ત્રીઓ, શૂદ્રો કિંવા કલિયુગમાંના નામધારી બ્રાહ્મણો આદિનાં શ્રવણોમાં વેદોનો ધ્વનિ ન પડતો હોવાથી તે મૂઢ ન રહી જાય એટલામાટે વ્યાસ મુનિએ કૃપાળુ થઈને મહાભારત અર્થાત્ ગીતાની કેવળ તેમના કલ્યાણમાટે જ રચના કરેલી છે" હવે અહીં પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે, ગીતાના ૯ મા અધ્યાયના ૩૨ મા શ્લોકમાં વૈશ્ય' શબ્દ આવેલો છે પણ ભાગવતમાં ઉપર્યુક્ત શ્લોકમાં તે શબ્દનો સર્વથા અભાવ છે અને તેના સ્થાનમાં નામધારી બ્રાહ્મણના અર્થને દર્શાવનાર 'દ્વિજબન્ધુ' શબ્દની યોજના કરાયલી છે. એથી એટલું

"ત્યારે આપ એ શબ્દોના કેવા પ્રકારના અર્થનો સ્વીકાર કરો છો વારુ ?" લાલા રામનારાયણે આતુરતા તથા ઉત્કંઠાથી પૂછ્યું.

એના ઉત્તરમાં બ્રાહ્મણીએ શાંતિ તથા ગંભીરતાથી જણાવ્યું કે: "**वारस्य स्त्री, अंगना किंवा नारी सा वारस्त्री, वारांगना किंवा वारनारी**, એટલે કે, વારની—સમુદાયની—જે સ્ત્રી, અંગના અથવા નારી તે વારસ્ત્રી, વારાંગના અથવા વારનારી, એવી સાધારણતઃ અત્યારે વારાંગના આદિ શબ્દોની વ્યુત્પત્તિ કરવામાં

---

તો અવશ્ય સ્પષ્ટ થાય છે કે, નામધારી બ્રાહ્મણને તેની દાંભિકતાના કારણથી કદાચિત્ વેદશ્રવણ કિંવા વેદાધ્યયનનો અધિકાર ન હોય, તો તે સંભવિત છે; પરંતુ વૈશ્યને તેની વૈશ્યતાના કારણથી વેદશ્રવણ કિંવા વેદાધ્યયનનો અધિકાર ન હોય, એ સંભવતું નથી; કારણ કે, વૈશ્ય પણ દ્વિજ છે અને દ્વિજને શાસ્ત્રોમાં વેદશ્રવણ તથા વેદાધ્યયનનો સંપૂર્ણ અધિકાર અપાયલો છે. આથી સ્પષ્ટ થાય છે કે, એ શબ્દ '**वैश्याः**' નહિ; કિન્તુ '**वेश्या.**' જ હોવો જોઈએ અને તેનો '**स्त्रियः**' શબ્દ સાથે સંબંધ હોવો જોઈએ અર્થાત્ 'મારો આશ્રય કરવાથી વેશ્યા સ્ત્રીઓને પણ પરાગતિની પ્રાપ્તિ થાય છે;' એવો જ એનો અર્થ છે; કારણ કે, સામાન્ય ધર્મશીલા સ્ત્રીઓને તો પરાગતિની પ્રાપ્તિ થાય છે જ; જો સ્ત્રીઓને વેદશ્રવણ કિંવા વેદાધ્યયનનો અધિકાર ન હોત, તો ગાર્ગીને ઋગ્વેદની ટીકા કરવાનો અધિકાર પ્રાપ્ત થઈ શક્યો તે થઈ શકત જ નહિ અને તેની એ ટીકાને બ્રાહ્મણો માન્ય રાખત પણ નહિ. આ ઉદાહરણ સ્પષ્ટ સિદ્ધ કરી બતાવે છે કે, દ્વિજ જાતિની સ્ત્રીઓને પુરાતન કાળમાં વેદશ્રવણ તથા વેદાધ્યયનનો સંપૂર્ણ અધિકાર હતો અને તે હોવો જ જોઈએ. આ કારણથી અહીં 'વેશ્યાઓ' એ અર્થ જ સ્વીકરણીય છે.

આવે છે; અને એનો માર્મિક અર્થ એવો સ્વીકારાય છે કે, સમુદાયમાંના સર્વ પુરુષો સાથે ધનપ્રાપ્તિમાટે જે સ્ત્રી અશ્લીલ સંબંધ રાખનારી હોય, તે વારાંગના અથવા વેશ્યા. અર્થાત્ વેશ્યા અથવા વારાંગનાનો એક પતિ તો હોયજ નહિ; એટલે કે જે તેને ધન આપે તે તેનો પતિ, એવી જ માન્યતા સર્વત્ર થઈ ગયેલી દેખાય છે. પરંતુ મારી માન્યતા એવી છે કે, સંગીત તથા નૃત્ય આદિ લલિત કલાઓથી રાજાઓ, ધનાઢ્ય ગૃહસ્થો તથા સર્વસાધારણ જનોનાં મનોનું રંજન કરવું, એ વારાંગનાઓનો વ્યવસાય હોવાથી વારાંગનાઓને જનસમુદાય સમક્ષ કોઈ પણ પ્રકારની લજ્જા કિંવા કોઈ પણ પ્રકારના સંકોચ વિના ઉપસ્થિત થવું પડે છે અને એ કારણથી '**વારસ્ત્રી**' એટલે કે, જે સ્ત્રી સમુદાયમાં વિચરનારી હોય, તે વારસ્ત્રી અથવા વારાંગના, એવો જ એ વારાંગના આદિ શબ્દોનો અર્થ છે; કારણ કે, જો એમ ન હોત, તો વારાંગનાઓને 'વ્યભિચારિણી' સંજ્ઞાથી જ ઓળખવામાં આવી હોત. મારી ધારણા આવી હોવાથી વારાંગનાએ વ્યભિચારનો વ્યવસાય સ્વીકારવો જ જોઇએ, એવો કોઈ પણ પ્રકારનો નીચ નિયમ વારાંગનામાટે છે જ નહિ. અન્ય ગૃહસ્થ સ્ત્રીઓ પ્રમાણે વારાંગનાનો પણ પતિ તો એક જ હોવો જોઇએ અને તે પતિ જો નિર્વાહમાટેનાં ધન આદિ સાધનો યોગ્ય પરિમાણમાં રાખી ગયો હોય, તો તેના મરણ પશ્ચાદ્ વારાંગનાએ વિશુદ્ધ વૈધવ્યનું અખંડ પાલન કરવું અને પોતાના જીવનને આદર્શ કરી બતાવવું, એ જ તેનો પરમ ધર્મ છે. કદાચિત્ તેવાં સાધનો તે પતિ ન મૂકી ગયો હોય અને પોતા પાસે પણ નિર્વાહનાં સાધનોનો સર્વથા અભાવ હોય, તેથી આપત્તિ ધર્માનુસાર જો વારાંગનાને બીજો પતિ કરીને પુનર્ભૂ અથવા દ્વિધિષૂ થવું પડે, તો તે

એક ભિન્ન વિષય છે, નિયમનો અપવાદ છે; પરંતુ એ અપવાદથી નિયમમાં કોઇ પણ પ્રકારની બાધા થવાનો સંભવ નથી, એ તો સર્વથા નિઃસંશય છે."

"ત્યારે આપ અત્યારે જે વૈધવ્યધર્મનું પાલન કરો છો, તે આપની આ માન્યતાનું જ પરિણામ છે, ખરૂં કે નહિ?" રામનારાયણે પૂછ્યું.

"અવશ્ય મારી એ દૃઢ માન્યતા જ મારા હસ્તથી અત્યારે પવિત્ર વૈધવ્યધર્મનું પાલન કરાવીને મને ભાવિ પરાગતિના માર્ગમાં પ્રેરે છે; કારણ કે, મનુસ્મૃતિ આદિ ધર્મશાસ્ત્રોમાં વિધવા સ્ત્રીમાટે અન્ય પતિનો સ્પષ્ટ નિષેધ કરેલો છે અને વૈધવ્યપાલનનું અલૌકિક માહાત્મ્ય વર્ણવેલું છે. મનુસ્મૃતિમાં કહેલું છે કે: "સ્ત્રીને એ જ ઉચિત છે કે પતિના પરલોકવાસ પછી પવિત્ર પુષ્પ, મૂલ તથા ફળનો ભક્ષ કરીને જીવન વીતાડે અને વ્યભિચારની બુદ્ધિથી અન્ય પુરુષના નામ માત્રનો પણ ઉચ્ચાર ન કરે. એકપતિકા સ્ત્રીઓના ઉત્તમ ધર્મને ઇચ્છનારી સ્ત્રી પોતાના મરણ પર્યન્ત ક્ષમાયુક્તા, નિયમાચારિણી, તથા બ્રહ્મચારિણી થઇને જ રહે. જેવી રીતે કેટલાક સહસ્ર કુમાર બ્રહ્મચારી બ્રાહ્મણોએ સંતાનની ઉત્પત્તિ કર્યા વિના જ સ્વર્ગની પ્રાપ્તિ કરેલી છે, તે જ પ્રમાણે પતિવ્રતા પ્રમદાઓ અપુત્રા હોવા છતાં પણ સ્વામીના મરણ પશ્ચાત્ બ્રહ્મચર્યને ધારણ કરવાથી સ્વર્ગમાં સ્થાન મેળવી શકે છે. જે સ્ત્રી પુત્રના લોભથી સ્વામીનું ઉલ્લંઘન એટલે કે વ્યભિચાર કરે છે, તે સ્ત્રી આ લોકમાં પતિતા તથા પતિલોકથી ભ્રષ્ટા થઇ જાય છે. અન્ય પુરુષવડે ઉત્પન્ન કરાયલા સંતાનથી સ્ત્રીનું તેમ જ અન્ય સ્ત્રીવડે ઉત્પન્ન કરાયલા સંતાનથી પુરુષનું કોઇ પણ ધર્મકાર્ય થઇ શકતું નથી અને

તેથી કોઈ પણ શાસ્ત્રમાં સાધ્વી સ્ત્રીમાટે દ્વિતીય પતિ કરવાનો ઉપદેશ આપાયલો નથી.* ” બાલામણીએ ગંભીરતાથી કહ્યું.

“ પરાશરનો એવો અભિપ્રાય છે કે: ‘ જો પતિ વિદેશમાં ચાલ્યો ગયો હોય અને અમુક વર્ષ પર્યન્ત તેનો પત્તો ન મળે, પતિ મરી જાય, સંન્યાસી થઇ જાય, નપુંસક હોય અથવા પતિત થઇ ગયો હોય, તો એ પાંચ આપત્તિઓમાં સ્ત્રીએ બીજો પતિ કરવો અને કલિયુગમાં તો પારાશર સ્મૃતિ મુખ્ય ગણાય છે એટલે એનો ખુલાસો આપ શો કરો છો ? ” રામનારાયણે પૂછ્યું.

“ કલિયુગમાં પારાશર સ્મૃતિ મુખ્ય ગણાય છે, એ વાત તો ઠીક છે; પણ મનુ ભગવાનના વચન આગળ પરાશર ઋષિની સ્મૃતિ એટલી પ્રમાણભૂત ગણાતી નથી. આપે જે શ્લોકનો અભિપ્રાય બતાવ્યો છે તે વિધિ વાગ્દાન પછીનો છે, લગ્ન થઈ ગયા પછીનો નથી, એ અહીં અવશ્ય ધ્યાનમાં રાખવાનું છે; કારણ કે, એજ સ્મૃતિકાર તત્કાળ જણાવે છે કે: ‘ જે સ્ત્રી પતિનું મરણ થયા પછી બ્રહ્મચર્યવ્રતને ધારણ કરે છે, તે મરણ પછી બ્રહ્મચારીઓ પ્રમાણે જ સ્વર્ગને પ્રાપ્ત કરી શકે છે. જે સ્ત્રી પતિના શબ સાથે ચિતામાં બળીને સતી થાય છે, તે મનુષ્યના શરીરમાં સાડાત્રણ કોડ લોમ ( રૂઆં ) હોવાથી તેટલાં વર્ષ પર્યન્ત સ્વર્ગમાં રહે છે. જેવી રીતે સર્પગ્રાહી મનુષ્ય બળપૂર્વક સર્પને તેના બિલમાંથી કાઢી લે છે, તે જ પ્રમાણે તે સ્ત્રી પતિનો ઉદ્ધાર કરીને તેની સાથે આનંદોપભોગ કરી શકે

* જુઓ “ ગુજરાતી ” પ્રેસની મનુસ્મૃતિ, અધ્યાય ૫ મો, શ્લોક ૧૫૭, ૧૫૮, ૧૫૯, ૧૬૦, ૧૬૧, ૧૬૨.

છે.* આથી એ તો સિદ્ધ જ છે કે વિધવા નારીમાટે બ્રહ્મચર્યવ્રત જ ઉત્તમ છે; અન્ય પતિસાથેનો સંબંધ ઉત્તમ નથી; તો પછી પરપુરુષ સાથેનો સંબંધ તો સર્વથા અધમ અને અધોગતિકારક જ હોવો જોઇએ." બાલામણીએ શાસ્ત્રના પ્રમાણથી વૈધવ્યપાલનને સ્ત્રીના ધર્મકાર્ય તરીકે સિદ્ધ કરી બતાવ્યું.

" ત્યારે શું આપ કેવળ શુભ પુષ્પ, મૂળ અને ફળ આદિકના સાત્વિક આહારથી જ પોતાના જીવનને ટકાવો છો ?" રામનારાયણે પૂછ્યું.

" બહુધા એ વસ્તુઓના આહારથી જ મારા જીવનનો નિર્વાહ થાય છે, પરંતુ કોઇ કોઇ વાર દૂધ, દહિ અને ભાત ઈત્યાદિ ખોરાકની સાદી વસ્તુઓ પણ હું લઉં છું; મિષ્ટાન્ન તથા પૌષ્ટિક તેમ જ તમોગુણવર્ધક પદાર્થોને હું કદાપિ સ્પર્શ પણ નથી કરતી." બાલામણીએ ઉત્તર આપ્યું.

" ગૃહમાં આપનું આવું પરમ પવિત્ર સાધુ ચરિત્ર તથા વિશુદ્ધ વર્તન છતાં આપ જ્યારે મીનાક્ષીના મંદિર જેવાં સાર્વજનિક સ્થાનોમાં જાઓ છો, તે વેળાયે એક વિધવાને શોભાવનારાં શુક્લ વસ્ત્રનો પરિધાન કરવાને બદલે નાના પ્રકારનાં ઉત્તમોત્તમ વસ્ત્રો તથા હીરકના અલંકારો આદિને ધારણ કરો છો, એ શું ઉચિત છે ? કારણ કે, શૃંગારોને ધારવાથી શૃંગારની વાસનાનો ઉદય થાય છે, એ તો આપના જાણવામાં હોવું જ જોઇએ. મારા આ આક્ષેપનું આપનાથી સમર્પક ઉત્તર આપી શકાય તેમ છે ખરું કે ?" રામનારાયણે વિચાર કરીને એક સર્વથા નવીન શંકા દર્શાવી

* જુઓ "ગુજરાતી" પ્રેસની પારાસર સ્મૃતિઃ અધ્યાય ૪ થો, શ્લોક ૩૦, ૩૧, ૩૨, ૩૩.

તેની એ શંકાનું નિરસન કરતી બાલામણી પૂર્વવત્ શાંત ભાવથી જ કહેવા લાગી કેઃ "પુરાતન સંસ્કૃત નાટ્ય કલા તથા સંસ્કૃત નાટ્ય સાહિત્યના ઉદ્ધારના કાર્યને મેં સ્વીકારેલું હોવાથી અને તે નાટકોમાં નિરંતર નાયિકાની ભૂમિકાઓ મારે જ ભજવવાની હોવાથી લોકોના હૃદયમાં મારા સૌન્દર્યના મોહને જાગ્રત રાખવામાટે જ મારે એ શૃંગારોને ધારવા પડે છે; કારણ કે, શૃંગારોમાં એક પ્રકારની એવી આકર્ષકતા રહેલી છે કે તે કોઇને પણ આકર્ષ્યા વિના રહેતી નથી. આ શૃંગારોને ધારવામાં એ વિના મારો બીજો કોઈ પણ અન્ય અશુદ્ધ ઉદ્દેશ છે જ નહિ."

"પરંતુ કોઇ રોગમાં શાંતિ મેળવવાના કારણથી અફીણ જેવા માદક પદાર્થનું પ્રથમ અલ્પ પરિમાણમાં કરાતું સેવન પાછળથી ભયંકર વ્યસનના સ્વરૂપને ધારણ કરે છે અને તેના સેવનારને અંતે અધોગતિના માર્ગમાં ઘસડી જાય છે; એ તો આપ જાણો છો ખરાં કે નહિ ? અર્થાત્ આ અમુક કારણથી ધારવામાં આવતા શૃંગારો આપના મનમાં કોઈ વાર શૃંગારની વાસનાને ઉત્પન્ન નહિ જ કરે, એવો નિશ્ચય તો ન જ કરી શકાય; કારણ કે, મનુષ્ય માત્રનું મન ચંચળ હોય છે. અને તેમાં પણ સ્ત્રીઓનાં મન તો વળી અધિક ચંચળ હોવાથી તેમનો નિગ્રહ વાયુ પ્રમાણે દુષ્કર જ મનાય છે." રામનારાયણે વળી એક નવીન આક્ષેપ કર્યો.

"માન્યવર મહાશય ! મનુષ્યનું મન ચચળ હોય છે અને તેમાં પણ સ્ત્રીજાતિનું મન અત્યંત ચંચળ હોય છે, એ આપનું કથન જો કે સત્ય છે; પરંતુ એ ચંચળતમ મનનો પણ અભ્યાસ તથા વૈરાગ્યના યોગે અવશ્ય નિગ્રહ કરી શકાય છે, એમ ગીતામાં શ્રી કૃષ્ણ ભગવાને જ કહેલું છે; અને શ્રી કૃષ્ણ ભગવાનના એ કથનના

સત્યાંશનો મને સાક્ષાત્કાર થઈ ચૂક્યો છે; કારણ કે, અત્યાર સુધીમાં મારા મનની એવી ચંચળતા થયેલી હોય એવું મને સ્મરણ નથી, અને એ કેવળ મારાં અભ્યાસ તથા આભ્યન્તર તીવ્ર વૈરાગ્યનું જ પરિણામ છે. હું નિરન્તર પરમાત્માનાં ચરણોમાં અનન્ય ભાવથી એ જ પ્રાર્થના કરતી રહું છું કે, 'હે પરમાત્મન્! મારા હૃદયમાં કદાપિ તુચ્છ અને ક્ષણભંગુર વિકારલાલસાનો ઉદ્ભવ ન થાય, મારા મનની ચંચલતા દૃઢતાના રૂપમાં પરિવર્તિત થઇ જાય અને ધર્મના માર્ગમાંથી મારું ધ્યાન ન લોપાય, એટલી આ કિંકરીપર તું અવશ્ય કૃપા કરજે અને મારા ધર્મની સિદ્ધિમાટે મારાં સર્વ સંકટોને હરજે!' અત્યાર સુધી પરમાત્માએ મારી પ્રતિજ્ઞા જાળવી છે અને ભવિષ્યમાં પણ જાળવશે જ, એવો મારો દૃઢ વિશ્વાસ છે!"

લાલા રામનારાયણ જો કે એક પછી એક પોતાની શંકાઓને પ્રદર્શિત તો કરતો જતો હતો, પરંતુ ધીમે ધીમે બાલામણીની પવિત્રતાનું તેના હૃદયમાં એવું વિલક્ષણ પરિણામ થતું જતું હતું કે તેના યોગે તેને બાલામણી વારાંગના હોવા છતાં દેવી તુલ્ય પૂજ્ય ભાસતી જતી હતી. બાલામણીનાં ઉપર્યુક્ત અંતિમ વચનોએ રામનારાયણના મનમાં પૂજ્ય ભાવનાનો આવિર્ભાવ કરી દીધો અને તેથી રામનારાયણ પોતાના પરાજયને સ્વીકારીને અતિશય માનદર્શક તથા નમ્ર વાણીથી કહેવા લાગ્યો કે: "શ્રીમતી બાલામણી! આપ એક વારાંગના નહિ, કિન્તુ આ મર્ત્ય લોકમાંનાં એક પરમપવિત્ર અને પરમપૂજ્ય દેવી જ છો, એવો હવે મારો દૃઢ નિશ્ચય થઇ ગયો છે. શંકરમ્ મહારાજે જ્યારે મને એમ કહ્યું હતું કે: 'બાલામણી એક વારાંગના નહિ, પણ વીરાંગના જ છે; કારણ કે, શાસ્ત્રોમાં જે ચાર પ્રકારની વીરતા કહેલી છે, તે ચારે પ્રકારની વીરતાનો એ બન્ધકી

બાલામણીમાં સંપૂર્ણ નિવાસ છે; ત્યારે તેનું એ કથન મને અસત્ય જણાયું હતું; પરંતુ અત્યારે હું પોતે જ મુક્ત કંઠથી કહું છું કે, દેવી બાલામણી ! આપ એક દાનવીરા, ધર્મવીરા, દયાવીરા તથા યુદ્ધ-વીરા અંગના હોવાથી સંપૂર્ણ વીરાંગના છો અને તેથી વંદ્યા છો ! ખરેખર વારાંગનાકુલમાં આપ જેવાં સ્ત્રીરત્નને જન્મ આપવામાં વિધાતાનો મહા અક્ષમ્ય પ્રમાદ થયો છે; જો આપનો કોઈ ઉત્તમ બ્રાહ્મણકુળ અથવા ક્ષત્રિયકુળમાં જન્મ થયો હોત, તો આપ એક વિશ્વવંદ્ય મહાદેવીની પદવીપર જ આરૂઢ થાત અને લોકો આપની પૂજા કરત !"

"આપની આ ધારણા પણ પ્રમાદપૂર્ણ છે; કારણ કે, પરમાત્મા જે કાંઇ કરે છે, તે યોગ્ય અને ઉત્તમ જ હોય છે. વારાંગના જાતિમાં મારો જન્મ થવા છતાં મારામાં પરમા-ત્માએ જે ઉત્તમ ગુણોનો નિવાસ કર્યો છે, તેના યોગે હું જેટલી પ્રતિષ્ઠા તથા પ્રશંસાની ભાજન થઇ છું; તેટલી પ્રતિષ્ઠા તથા પ્રશંસાને પાત્ર હું જો આ સદ્‌ગુણો સહિત કોઇ ઉત્તમ બ્રાહ્મણ-કુળ અથવા ક્ષત્રિયકુળમાં જન્મી હોત તો થાત કે નહિ, એની શંકા જ છે; કેમ કે, ઉચ્ચતર જાતિઓમાં આવા સદ્‌ગુણો સાધારણ હોય છે અને વારાંગના જેવી જાતિઓમાં આવા સદ્‌ગુણો અસાધા-રણ તથા દુર્લભ હોવાથી જ અધિક આકર્ષક થઇ પડે છે; તેમ જ વળી વારાંગના જાતિને જો સર્વથા ઉપયોગવિનાની અને હીન જાતિ જ માનવામાં આવતી હોય, તો તે પણ તેમ માનનારનો એક અક્ષમ્ય પ્રમાદ જ છે; કારણ કે, ભારતવર્ષની સંગીત, વાદ્યવાદન, અને નૃત્ય આદિ લલિત કળાઓને કેટલેક અંશે પણ જાળવી રાખનારી જો કોઈ જાતિ આ આર્યાવર્તમાં અસ્તિત્વ ધરાવતી હોય, તો તે કેવળ

અમારી વારાંગના જાતિ જ છે અને તેથી એ લલિત કળાઓના ઇતિહાસમાં વારાંગના જાતિ અગ્રસ્થાનમાં વિરાજનારી હોવાથી અમુક પરિમાણમાં માનને પાત્ર તો છે જ. પુનઃ મારો જે વારાંગના જનનીના ઉદરથી જન્મ થયો છે તે એક કુલીન વારાંગના હતી; એટલે કે, અમારા કુળમાંની કોઇ પણ વારાંગનાએ અદ્યાપિ બે પતિ કર્યા જ નથી અને હું નિઃસંતાન છું એટલે ભવિષ્યમાં પણ અમારા કુળની પ્રતિષ્ઠા અવિભંગ જ રહેવાની છે. સારાંશ કે, વારાંગનાકુળમાં મને જન્મ મળ્યો તેથી હું મને પોતાને અભાગિની માનતી નથી, કિન્તુ મહાભાગ્યવતી જ માનું છું અને પરમાત્માનાં ચરણોમાં એ જ પ્રાર્થના કરું છું કે, તે સર્વ વારાંગનાઓને સદાચારના માર્ગમાં પ્રેરે અને વારાંગનાઓનો વંશ વિશ્વમાં વિશેષ આદરને પાત્ર થાય !" બાલામણીએ એક કુલીન અને ઉદાત્ત અબળાના મુખમાંથી જેવા ઉદ્‌ગારો સાંભળવાની આશા રાખી શકાય તેવા જ પરમોત્તમ ઉદ્‌ગારો કાઢ્યા

બાલામણીના આ ઉદ્‌ગારો સાંભળીને રામનારાયણના હૃદયમાં પવિત્ર પ્રેમનો પ્રવાહ એવો તો વહી નીકળ્યો કે તેના યોગે તેના સર્વ અપવિત્ર વિચારો ધોવાઇને સ્વચ્છ તથા શુદ્ધ થઈ ગયા અને તેથી તે અતિશય વિશુદ્ધ ભાવથી કહેવા લાગ્યો કે: " મહાદેવી બાલામણી અથવા આર્યાવર્તની અબળાઓની મુકુટમણી ! અમો લખનૌનિવાસી ધનાઢ્ય રઇસોમાં વિલાસપ્રિયતા કાંઇક વિશેષ પરિમાણમાં હોવાથી ગઇ કાલે રાતે આપને મેં મીનાક્ષી । મંદિરમાં જોયાં, ત્યારથી જ આપના લાવણ્યમાં મારું મન લુબ્ધ થયું હતું અને તેટલામાટે જ રાતે ભોજન લીધા વિના જ હું નાટક જોવા નહિ, પણ કેવળ આપના અલૌકિક સૌન્દર્યની ઝાંખી કરવામાટે જ આપની નાટકશાળામાં

આવ્યો હતો. ત્યાં શુદ્ધ ભાવથી આપનું હૃદય મારી સંગીતકલાભિજ્ઞતા પ્રતિ આકર્ષાયું અને તેથી મને નેપથ્યમાં બોલાવીને આપે મારો સાગ્ય સત્કાર કર્યો; એટલું જ નહિ, પણ મારી આપ સાથે એકાંતમાં વાર્તાલાપ કરવાની યાચનાનો પણ આપે તત્કાળ સ્વીકાર કરી લીધો અને તેથી મારો એવો નિશ્ચય હતો કે, હું આપને અવસ્ય શીશામાં ઊતારીશ અને આપના યૌવનકુસુમનો રસભોક્તા ભ્રમર થઈશ. પરંતુ આપના અત્યારના વિચારોથી તથા આપની આદર્શ પવિત્રતાથી મારા તે મલિન વિચારોનો સર્વથા લોપ થયો છે અને આપ વિષે મારા અંતઃકરણમાં અતિશય પૂજ્ય ભાવનો ઉદય થઇ ગયો છે. આપને આ ક્ષણથી હું મારાં ધર્મભગિનીના સ્થાને સ્થાપું છું અને એક ભ્રાતા તરીકે આ ક્ષુદ્ર ઉપહાર આપું છું, તેનો સ્વીકાર કરીને આશા છે કે, આ ભ્રાતાનું માન જાળવશો." આ અંતિમ વાક્ય ઉચ્ચારતાંની સાથે જ રામનારાયણે પોતાના ગળામાંથી બહુમૂલ્યવતી મૌક્તિકમાળા કાઢીને બાલામણીના કરકમળમાં સમર્પી દીધી.

બાલામણીએ તે મૌક્તિકમાળાનો આનંદપૂર્વક સ્વીકાર કરીને કહ્યું કે: "આપની આ ગુણગ્રાહકતા તથા પવિત્ર ભાવનામાટે હું આપને અંતઃકરણ પૂર્વક કોટિશઃ ધન્યવાદ આપું છું અને ઇચ્છું છું કે, ભારતવર્ષના સર્વ પુરુષો આવાજ ગુણગ્રાહક તથા પવિત્રભાવમંડિત થાય" આ પછી વાર્તાલાપના વિષયને ફેરવીને તેણે પૂછ્યું કે:" ત્યારે રામનારાયણજી ! મારાં ભાબી તથા બાળકો આદિ તો લખનૌમાં ઘેર જ હશે, ખરૂં કે નહિ ?"

"જી હા, તમારાં ભાભી તથા તમારો એક ભત્રીજો તથા તમારી એક ભત્રીજી ઘેરજ છે અને મારાં ત્રણ અનુચરોને લઇને હું એકલો જ પ્રવાસ કરવા નીકળ્યો છું. હવે અહીંથી જવા પૂર્વે આપને

મારી એ જ એક પ્રાર્થના છે કે, જો આપ મને ખરેખર જ પોતાનો બન્ધુ માનતાં હો, તો અલ્પ સમયમાં જ એક વાર લખનૌમાંની આ દીન બંધુની પર્ણકુટીમાં પધારવાની અને ત્યાંની ભૂમિને આપના ચરણરજથી પવિત્ર કરવાની અવશ્ય કૃપા કરશો જ." રામનારાયણે ઉત્તર આપવા સાથે બાલામણીને પોતાના દેશમાં આવવામાટેનું આમંત્રણ પણ કરી દીધું.

"હું આજથી ત્રણેક માસ પછી અવશ્ય લખનૌ આવીશ અને ત્યાંથી બનારસ તથા કલકત્તા જઇશ. આવ્યા પૂર્વે હું આપને તારથી ખબર આપીશ એટલે આપ સ્ટેશનપર આવવાનો પરિશ્રમ લેજો." બાલામણીએ તત્કાળ તેના આમંત્રણનો સ્વીકાર કરી લીધો.

ત્યાર પછી આમતેમની બીજી કેટલીક વાર્તાઓ થયા પછી ભોજનનો સમય થયો. રામનારાયણ ભોજનાલયમાં ગયો અને ભોજન લેવા બેઠો, તે વેળાયે જાણે કોઈ રાજાના ભોજનગૃહમાંજ તે બેઠો હોયની ! એવો જ તેને ભાસ થવા લાગ્યો. ગંગાપ્રસાદ તથા તેના બીજા બે અનુચરો પણ ત્યાં વર્તમાન હતા. ભોજન લીધા પછી બાલામણીનો ઉપકાર માની રામનારાયણ પોતાના ઊતારામાં આવ્યો અને તે દિવસે જ રાત્રીની ટ્રેનમાં ઉપડવાનું હોવાથી તેણે પ્રવાસની તૈયારીઓ કરાવવા માંડી. રાત્રે બાલામણી સ્ટેશનપર તેને મળવામાટે આવી અને ત્યાં રામનારાયણને તેણે એક બંધ પેટી એમ કહીને આપી કે: "આમાં કેટલાંક રમકડાં છે, તે મારા ભત્રીજાને તથા મારી ભત્રીજીને આપજો અને તેમને મારા આશીર્વાદ કહેજો."

* * * * * *

રામનારાયણે ઘેર આવી બાલામણીની આપેલી પેટી ઉઘાડી, તો તેમાંથી બહુ જ ઉત્તમ હીરા તથા માણિક્યની બે માળાઓ

રમકડાંને બદલે નીકળી અને તેમને જોતાં જ મનમાં તે સમજી ગયો કે, બાલામણીએ મુક્તામાળાનો બદલો વ્યાજ સુદ્ધાં આ માળાઓ આપીને વાળી આપ્યો હતો. રામનારાયણ સમાહમાં એક વાર તો અવશ્ય બાલામણીને પત્ર પાઠવતો હતો અને તેના કુશળ સમાચાર પૂછતો હતો. બાલામણી પણ પોતાના ધર્મબન્ધુને પત્રદ્વારા ઉત્તર આપવામાં કદાપિ વિલંબ કરતી નહોતી. બાલામણીના ભંડારમાં લક્ષ્મીની ન્યૂનતા ન હોવાથી રામનારાયણે દિલ્લી તથા લખનૌના કેટલાક નામાંકિત સ્વર્ગવાસી કવિઓ–શાયરો–ની ઉત્કૃષ્ટ ગઝલોનો એક પ્રચંડ સંગ્રહ બાલામણીને તે જ્યારે લખનૌમાં આવે તે વેળાયે ઉપહાર તરીકે આપવામાટે તૈયાર કરવા માંડ્યો હતો અને તે હસ્તલિખિત ગ્રંથને સુવર્ણના નક્ષીકામવાળા પૂઠામાં બંધાવીને તેમાં રત્ન આદિ જડાવવાનો તેનો મનોભાવ હોવાથી એક સારા કુશળ સુવર્ણકારને એ પૂઠાં તૈયાર કરવામાટેની આજ્ઞા પણ તેણે આપી દીધી હતી અને તેમાં જડાવવામાટેનાં રત્નો પણ ઝવેરીઓદ્વારા ખરીદીને પોતાના ભંડારમાં તૈયાર રાખ્યાં હતાં. બાલામણીના સત્કારમાટે તેના હૃદયમાં જે આતુરતા હતી તે સર્વથા અવર્ણનીય હતી. ત્રણ માસનો કાળ વીત્યો અને રામનારાયણ બાલામણીના તારની નિત્ય પ્રતીક્ષા કરવા લાગ્યો. લગભગ સાડા ત્રણ મહિના વીત્યા પછી તાર આવ્યો, પણ તે તારમાં બાલામણીના આવવાના નહિ, કિન્તુ આ સંસારમાંથી સદાને માટે ચાલ્યા જવાના શોકકારક સમાચાર જ હતા. બાલામણીનો સ્વર્ગવાસ હૃદ્રોગના પરિણામે રંગભૂમિપર 'વિક્રમોર્વશીય નાટક' માં ઉર્વશીની ભૂમિકા ભજવતાં પ્રેક્ષકો સમક્ષ જ થયો હતો. રામનારાયણના અંતઃકરણમાં એથી શોકનો એટલો બધો અસહ્ય આઘાત થયો કે તે દિવસથી તેણે સંસારમાં વસવા છતાં સર્વસંગ

પરિત્યાગી સંન્યાસીના જીવનનો જ સ્વીકાર કરી લીધો.

ધન્ય છે આપણી આ પરમપવિત્રા ભારતભૂમિને કે જે ભૂમિની કેટલીક વારાંગનાઓ પણ આવી ધર્મશાલિની તથા વીરાંગનાઓ હોય છે. આ કારણથી જ એમ કહેવામાં આવે છે કેઃ—

"મળવો દુર્લભ ભારતે, પશુ પક્ષી અવતાર;
દુર્લભતર માનવવપૂ, સંશય નહિ તિલભાર !"



# ૨

# હલાહલમાં સુધાસાંધિ

અથવા

## "બાઇ" અને "ગોલી"

# હલાહલમાં સુધાસંધિ

અથવા

## "બાઈ" અને "ગોલી"

### પ્રકરણ ૧ લું

### વૈરભાવની સ્થાપના

---

"ખરેખર હું તમને ધિક્કારૂં છું; તમને તિરસ્કારની દૃષ્ટિથી જ નિહાળું છુ. હું તમારી સાથે મારી ઈચ્છાથી જ પરણી છું અથવા તો કેવળ પતિના પ્રેમ વિના મારા મનમાં બીજી કોઇ પણ મહત્વાકાંક્ષાનો વિકાર છે જ નહિ, એવી જો તમારી ધારણા હોય, તો અવશ્ય તે ધારણા ભૂલભરેલી છે. દમયંતી, સીતા અને સાવિત્રી આદિની કથાઓ તે કેવળ કથાઓ જ છે; જો આજના રાજાઓ દમયંતી, સીતા અને સાવિત્રી જેવી સ્ત્રીઓને મેળવવાની કે જોવાની આશા રાખતા હોય, તો તેમની તે આશા કદાપિ ફળીભૂત થાય તેમ નથી જ. હું વયમાં આવેલી હોવાથી મારાં માતાપિતા મને પરણાવી દેવામાટે ઉતાવળાં થઈ રહ્યાં હતાં અને તેવામાં તમે બહુ જ ઓછો દાયજો લેવાની તમારી ઇચ્છા દર્શાવી એટલે અચાનક આ લગ્નસંબંધ થઇ ગયો. પરણીને તમારા અંતઃપુરમાં આવ્યા પછી પ્રારંભમાં તો મેં પ્રેમનો આડંબર કર્યો; પરંતુ એક વર્ષનો કાળ વીત્યા પછી તમારૂં સત્ય સ્વરૂપ મારા જોવા અને જાણવામાં આવી ગયું. તમો

પુરાતન ગ્રંથના વાંચન, ચિત્રાવલોકન અને સંગીતશ્રવણ આદિ કાર્યોમાં પોતાના સમસ્ત સમયને વીતાડનારા અને લોકો જેને 'ભદ્રમૂર્તિ' ના નામથી ઓળખે છે તેઓ એક અરસિક પુરુષ છો, એ વસ્તુ સારી રીતે મારા જાણવામાં આવી અને તે દિવસથી જ, મારા મુગ્ધ પતિ! મારા અંતઃકરણે તમારો તિરસ્કાર કરવાનો આરંભ કરી દીધો છે! હજી વિશેષ કાંઇ પણ જાણવાની કે સાંભળવાની ઇચ્છા છે ખરી કે?"

જેને સંબોધીને આ વચનો ઉચ્ચારવામાં આવ્યા હતાં, તે તરુણ રાજપુરુષ એ વેળાયે અંતઃપુરમાંના એક ઓરડામાં ક્રોધાન્વિત થઇને ઇતસ્તતઃ ભ્રમણ કરતો હતો, પરંતુ પોતાની પત્નીનાં ઉપર્યુક્ત તિરસ્કારદર્શક વચનો સાંભળતાં જ તે તેના તરફ આગળ વધ્યો અને તેનું કાંડું ઝાલીને તેણે તેને તેના આસનપરથી ખેંચીને ભૂમિપર નાખી દીધી. તે ત્યાર પછી તેના પર ધિક્કાર વર્ષાવતો કહેવા લાગ્યો કેઃ—

"ઓ રાક્ષસી અને કૃતઘ્ન જાયા! હું પણ તને અંતઃકરણ પૂર્વક ધિક્કારૂં છું અને તારામાટે મારા હૃદયમાં કેટલા ભયંકર પરિમાણમાં ધિક્કાર વસી રહ્યો છે, એ હું મારા શબ્દોથી વ્યક્ત કરી શકતો નથી. તું પાપની પ્રત્યક્ષ પ્રતિમા છે અને પુણ્ય અથવા ઉત્તમતા શી વસ્તુ છે, એની તને કલ્પના માત્ર પણ નથી. હું એક ક્ષત્રિયપુત્ર છું અને ક્ષત્રિયો કેવળ પોતાની નિષ્કલંક પ્રતિષ્ઠાને જ જીવનની જ્યોતિ તરીકે સ્વીકારનારા હોય છે, એ તો કાંઇ તારાથી અજાણ્યું છે જ નહિ; પરંતુ મારી તે જીવનજ્યોતિરૂપ પ્રતિષ્ઠા નિષ્કલંક રહી છે કેમ, એનો પણ મારા મનમાં સંપૂર્ણ સંશય રહ્યા કરે છે; કારણ કે, આપણો જે પુત્ર અત્યારે મારા પુત્ર તરીકે ઓળખાય છે, તે પુત્રનો ખરેખરો પિતા હું જ છું કે કેમ, એ એક સંશયાત્મક વિષય છે! ઓહ, તારા આ પાપિષ્ઠ

જીવનનો અંત કરી નાખવામાટે મારી તલ્વાર કેમ ચાલતી નથી, એ હું સમજી શકતો નથી ! ”

આમ કહીને તે તરુણ રાજપુરુષે એક આંચકા સાથે તેને પૃથ્વીપર પછાડી દીધી અને ત્યાર પછી તેના કાંડાને પોતાના હાથમાંથી છોડી દઇને તે કોપના આવેશમાં જ દ્વારની દિશામાં દોડી ગયો. પરંતુ તે દ્વાર પાસે પહોંચ્યાં એટલામાં તો તે અબળા ચપળતાથી ઉઠીને ઊભી થઈ ગઈ અને ગર્વ, અભિમાન તથા ધિક્કારદર્શક સ્વરથી કહેવા લાગી કે: “ આપણા પુત્રનો ખરેખરો જન્મદાતા પિતા કોણ છે, એ રહસ્યને તું તારા જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત તો જાણી શકવાનો નથી જ; કારણ કે, ‘મન જાણે પાપ અને મા જાણે બાપ!’ એ કહેવત વિશ્વવિખ્યાત છે ! આપણા પુત્રના પિતૃત્વ વિષે તારા મનમાં નિરંતર શંકા રહ્યા કરે એના જેવી તારી નિર્માલ્યતાની તને બીજી કોઇ પણ શિક્ષા મળી શકે તેમ નથી. એ શંકાને નિરંતર હૃદયમાં ધારણ કરીને તું બળતો રહે, એ જ મારી એક માત્ર પરમ આકાંક્ષા છે ! ”

પરંતુ રાજપુરુષ દ્વારમાંથો બહાર નીકળી ગયેલો હોવાથી તે અબળાના એ અંતિમ ઉદ્ગારોને તે સાંભળી ન શક્યો.

જેમની વચ્ચે આ વિવાદનો આરંભ થયો હતો તેમાંનો રાજપુરુષ તે મેવાડમાંના હાથીવાડા નામક સંસ્થાનનો સ્વામી રાજા રામસિંહ હતો અને રાજરમણી તે તેની પત્ની રાજકુમારી રૂપસુન્દરી હતી. જો કે હૃદયવેદનાના યોગે મુખમંડળમાં અતિશય મલિનતા આવી ગઈ હતી, છતાં પણ રાજા રામસિંહ એક સુંદર અને પ્રભાવશાળી તરુણ પુરુષ હતો. તેનાં નેત્રો વિશાળ અને તેજસ્વી હતાં, તેના કેશો કોમળ અને ઘુઘરીવાળા હતા, ઓષ્ઠો પ્રવાલરંગી અને ધારીલા તથા તેની હડપચી ગોળ અને ઘાટીલી હતી. તેનું વય અત્યારે ચોવીસ વર્ષનું

હતું. તે સોળ વર્ષના વયનો હતો તે વેળાએ તેના પિતાનો પરલોકવાસ થઈ ગયો હતો અને તેથી પચ વર્ષ પર્યન્ત તેના રાજ્યની વ્યવસ્થા બ્રિટિશ ગવર્નમેન્ટના હાથમાં હતી. એકવીસ વર્ષના વયમાં તે રાજ્યનો સિંહાસનારૂઢ સ્વામી થયો હતો અને આજે ત્રણ વર્ષથી રાજ્યશકટને તે જ ચલાવતો હતો. દેશી રાજ્યો અને રજવાડામાં ઘણીકવાર રાજાને મારી નાખવાનાં કાવત્રાં રચાયાં કરે છે, તે પ્રમાણે તેના પિતાને પણ ઝેર આપીને મરી નાખવામાં આવ્યો હતો, એવી રાજ્યમાંના સર્વ લોકોના મનમાં શંકા હતી; પરંતુ રામસિંહનો તો તેના પિતાના પ્રાણ વિષપ્રયોગથી જ લેવામાં આવ્યા હતા, એવો દૃઢ નિશ્ચય જ હતો; માત્ર એટલું જ નહિ, પણ ઘણીક વાર રામસિંહ મધ્યનિશાના સમયમાં શયનમંદિરમાં પોતાના પિતાની આકૃતિને જોયા કરતો હતો અને તે આકૃતિ જાણે તેને પ્રતિહિંસામાટેની આજ્ઞા આપતી હોયની! એવો પણ તેને ઘણીક વાર ભાસ થયા કરતો હતો. રામસિંહને રાજકુમારપાઠશાળા ( Princes' College ) માં યોગ્ય શિક્ષણ મળેલું હોવાથી તે જેમ એક ઉત્તમ રાજા થઇ શક્યો હતો તેમ જ એક સભ્ય ગૃહસ્થ તરીકે પણ તેની ઉત્તમ પુરુષોમાં જ ગણના થતી હતી. રામસિંહ એક વિદ્યાપ્રિય, સરળ હૃદયનો, પ્રજાપાલક તથા પ્રપંચહીન પૃથ્વીપતિ હતો અને રાજા હોવા છતાં પણ રાજપ્રપંચોનો તેનામાં સંપૂર્ણ અભાવ હતો. તે વિદ્યાવિલાસી હોવાથી જેમ કેટલાક વિલાસપ્રિય રાજાઓ પોતાના જીવનકાળનો કેવળ અંતઃપુરના આનંદવિલાસમાં જ વ્યય કરી નાખે છે, તેમ તે કેવળ કામવિલાસમાં જ આઠો પ્રહર નિમગ્ન રહેતો નહોતો; કિન્તુ તેનો ઘણોક સમય ગ્રંથાવલોકન, ચિત્રાવલોકન અને સંગીત આદિ કળા વિષયક જ્ઞાનને મેળવવામાં જ વીતી જતો હતો. પરંતુ અંતઃપુરમાં તેના આ સદ્‌ગુણો દુર્ગુણ સમાન મનાતા

હતા અને તેથી તે રાણીને અત્યંત અપ્રિય થઇ પડયો હતો.

જે સમયમાં આપણી કથાનો આરંભ થાય છે, તે સમયથી સાત વર્ષ પૂર્વે જે વેળાયે રામસિંહ સત્તર વર્ષના વયનો હતો અને રૂપસુન્દરીની અવસ્થા પંદર વર્ષની હતી તે વેળાયે રામસિંહનો તેની સાથે લગ્નસંબંધ થયો હતો. પરંતુ પ્રારંભના અલ્પ કાળને બાદ કરીએ તો જ્યારથી રામસિંહ સંપૂર્ણ વયમાં આવ્યો હતો અને રાજ્યનો સ્વતંત્ર સત્તાધીશ સ્વામી થયો હતો, ત્યારથી રામસિંહ અને રૂપસુન્દરીએ પતિ અને પત્ની તરીકે એકત્ર નિવાસનો લાભ લીધો જ ન હોતો; કારણ કે રજવાડાની રૂઢિ પ્રમાણે રામસિંહના પરલોકવાસી પિતા તથા રૂપસુન્દરીનાં માતાપિતાની ઇચ્છા પ્રમાણે જ એ લગ્નસંબંધ કરવામાં આવ્યો હતો અને તેથી વર કિંવા કન્યા પોતાનો લગ્નસંબંધ કોની સાથે થવાનો છે, એ વિષયથી સર્વથા અજ્ઞાન જ હતાં. અર્થાત્ આ કારણથી પ્રેમનો ગ્રંથિ કિંચિત્ શિથિલ તો હતો જ અને તેવામાં બનાવ વળી એવો બન્યો કે, વયમાં આવીને સ્વતંત્ર સત્તાધીશ થયા પછી રાજા રામસિંહે એક અન્ય રાજકુમારી સાથે લગ્નસબંધ કર્યો હતો. અર્થાત્ આપણી વાર્તાના આરંભકાળમાં રાજા રામસિંહ બે પત્નીઓનો પતિ હતો; અને રાજકુળમાં અનેક પત્નીઓ કરવાની રૂઢિ પ્રચલિત હોવાથી ખરી રીતે એમાં આશ્ચર્ય જેવું કાંઇ પણ નહોતું.

રૂપસુન્દરી ખરેખર તેના નામ પ્રમાણે અત્યંત રૂપસુન્દરી જ હતી. વસંત ઋતુની સુંદરતા અન્ય સર્વ ઋતુઓની સુંદરતા કરતાં અધિક મનાય છે; પરંતુ એ વસંત ઋતુ પણ જાણે એ રૂપસુન્દરીની સુંદરતાને ચોરીને જ સુંદર થયો હોયની, એવો જ તેની સુંદરતાને જોઇને મનોભ્રમ થઇ જતો હતો. તેના આવા અલૌકિક લાવણ્યને જોઇને

જો આપણને નિમ્નલિખિત કાવ્યનું સ્મરણ થઇ આવે, તો તે સર્વથા સ્વાભાવિક જ છે;—

" હાં લૂટી લાવણ્ય તારે લલના! વસંત આ વિકાસે
વસંત આ વિકાસે, વસંત હા વિકાસે—હાં લૂટી.
તવ મુખ લઇ ચંદ્રરાજ, ગગનમાં કરે વિલાસ;
કોકિલ તવ કંઠમાંથી પંચમ સ્વર હરે ખાસ;
સરલ બાહુની છટા, મૃણાલમાં પ્રકાશે—હાં લૂટી.
સુંદર પ્રમદાશરીર, કુસુમાયુધ કનકદંડ;
પુષ્ટ વક્ષ આમ્રફળો રસથી છલકે અખંડ;
પુષ્પ દે સુગંધ સદા શ્વાસના સુવાસે "—હાં લૂટી.

આવા પ્રકારનું અપ્રતિમ લાવણ્ય અને વિકારોત્પાદક યૌવનનો યોગ થયેલો હોય અને તેમાં નાના પ્રકારનાં બહુમુલ્ય સુંદર વસ્ત્ર તથા સુવર્ણ રત્ન આદિના અલંકારો ઇત્યાદિ કૃત્રિમ શ્રૃંગારનું સંમેલન હોય, એટલે પછી એ સુંદરીના સૌન્દર્યમાં વિશ્વમોહકત્વનો આવિર્ભાવ થાય એમાં આશ્ચર્ય શું હોઇ શકે વારુ? યૌવન અને સૌન્દર્યમાં વિલાસપ્રિયતાનો સ્વાભાવિક સંસર્ગ રહેલો હોય છે અને તેથી રૂપસુન્દરી જેવી લાવણ્યમયી હતી તેવી જ વિલાસપ્રિયા પણ હતી, એ નવેસરથી કહેવાની આવશ્યકતા નથી.

રામસિંહની બીજી અથવા નવી રાણી નંદકુમારીબા એવી રૂપાળી પણ નહોતી તેમજ ઈર્ષા, દ્વેષ, પ્રપંચ અને વૈરવૃત્તિ આદિ દુર્ગુણોથી પણ સર્વ પ્રકારે મુક્ત હતી. તે અત્યંત શાંત સ્વભાવની અને સુશીલા હોવાથી રાજા તેના શયમંદિરમાં આવે કે ન આવે અને પ્રેમ દર્શાવે કે ન દર્શાવે, એની તે જરા પણ ચિંતા રાખતી નહોતી. ને પટરાણી નહોતી અને એનો તેને શોક પણ નહોતો. ત્યારે અહીં પ્રશ્ન એ

થાય છે કે રૂપસુન્દરી કરતાં સૌંદર્ય અને ચાતુર્યમાં આટલી બધી ઉતરતી હોવા છતાં રામસિંહે એ રાજકુમારી સાથે લગ્નસંબંધ શા કારણથી કર્યો હશે વારૂ ? સત્ય છે; કારણ વિના કાર્ય સંભવેજ નહિ, અને તેટલામાટે એનું પણ કાંઈ કારણ તો હોવુંજ જોઈએ. એનું કારણ કેવળ લક્ષ્મીનો લોભ. એ લગ્નસંબંધ કેવળ મોટા દાયજાના લોભથી અથવા તો શ્વસુરના ધનવડે પોતાના ભંડારને તર કરવાના ઉદ્દેશથી જ કરાયો હતો અને તેથી જો રાજાનો એ નવી રાણીમાં હૃદયનો પ્રેમ ન હોય, તો તે સ્વાભાવિક જ હતું.

રામસિંહ અને રૂપસુન્દરીનો લગ્નસંબંધ થયા પછી પ્રથમ તો કેટલાક સમય પર્યન્ત રામસિંહનો પોતાની પત્નીમાં બહુ જ સારો પ્રેમ હતો અને તેના પોતામાં ચપળતા, બુદ્ધિમત્તા, દઢતા અને અવિચલ ઇચ્છાશક્તિ આદિ જે ગુણોનો સર્વથા અભાવ હતો; તે સર્વ-ગુણોનો પત્નીમાં સંપૂર્ણ નિવાસ જોઇને તેના આનંદનો અવધિ થતો હતો. પરંતુ જે ગુણો પુરુષોમાં હોવાથી પુરુષને શોભાવનારા થઈ પડે છે, તે જ ગુણોની જો સ્ત્રીમાં પ્રબળતા હોય તો તે સદ્‌ગુણો ઘણીકવાર મહાભયંકર અને વિઘાતક થઇ પડે છે, એ તત્ત્વનું તે વેળાયે ભોળા રાજાને સ્મરણ રહ્યું નહોતું. આરંભકાળમાં રૂપસુન્દ-રીનો પણ પોતાના પતિમાં ઠીક પ્રેમ હતો અને તેના સમાગમથી તે સુખિની થતી હતી; પરંતુ તે એક અત્યંત વિલાસપ્રિય પ્રમદા હો-વાથી, રાજા ઘણીકવાર વિદ્યાવિનોદ, ચિત્રકળાનિરીક્ષણ અને સંગીત-શ્રવણાદિમાં નિમગ્ન રહેતો હોવાથી અને તેનું પોતાની ઇચ્છા પ્રમાણે અંતઃપુરમાં આગમન ન થવાથી તેના મનમાં પતિ વિશે કાંઇક અણુ-ગમો થવા લાગ્યો અને એ અણગમાએ કટૂક્તિનું સ્વરૂપ ધારણ કરવા માંડયું. ધીમે ધીમે સાધારણ વાર્તાલાપમાંથી કેટલીક વાર વિવાદ

થઇ જતો હતો અને ઉપાલંભની આપલે થતી હતી. આમ થતાં થતાં છેવટે રાણી રાજાને ધિક્કારવા લાગી અને રાજા રાણીને ધિક્કારવા લાગ્યો. ધિક્કારનો અગ્નિ આવી રીતે પ્રજળી રહ્યો હતો, એવામાં રૂપસુન્દરીના અંતઃપુરમાં એક બ્રાહ્મણનો પ્રવેશ થવાની વાર્ત્તા રાજાના જાણવામાં આવી અને એ વાર્ત્તા જાણવામાં આવતાંજ રાણી રૂપસુન્દરીના ચારિત્ર્ય વિષે પણ રાજાનું મન સાશંક થઇ ગયું; તેના મનમાં શંકા ડાકિનીએ એટલે સૂધી પોતાનો અધિકાર જમાવી લીધો કે તેના પુત્રનો પિતા તે પોતેજ હતો કે નહિ, એ વિષે પણ તેના હૃદયમાં સંશયયુક્ત પ્રશ્ન ઉદ્ભવવા લાગ્યો અને એ ભયંકર સંશયના પરિણામે જ છેવટે તેના રાણીસાથેના વૈરભાવની સ્થાપના થઇ હતી. એ વૈરભાવનું પરિણામ શું આવ્યું તે આપણે આગળ જતાં જોઇશું.

---

## પ્રકરણ ૨ જું

## જાર અને જારિણી–પ્રપંચરચના

પ્રથમ પ્રકરણમાં વર્ણવેલી ઘટનાને એક સમાહનો કાળ વીતી ગયા પછી અમાવાસ્યાની ચંદ્રિકાહીન અને ભીષણ અંધકારમયી નિશાના સમયમાં નિશાના દ્વિતીય પ્રહરનો આરંભ થતી વેળાયે એક ગુપ્ત વ્યક્તિએ રાજા રામસિંહના રાજપ્રાસાદના અંતઃપુરવિભાગમાં મંદ ગતિથી પ્રવેશ કર્યો. જે વેળાયે તે વ્યક્તિ રૂપસુન્દરીના અંતઃપુરના સિંહદ્વાર સમક્ષ આવી પહોંચી, તે વેળાયે દ્વારના બાહ્ય ભાગમાં એક મોટું લાકડું બળતું તેના જોવામાં આવ્યું અને તેના પ્રકાશની

સહાયતાથી તે જોઈ શક્યો કે ત્રણ દ્વારસંરક્ષકોમાંના બે સંરક્ષકો નિદ્રાવશ થયેલા હતા અને એક સંરક્ષક શરદૃઋતુની નિશા હોવાથી શૈત્યબાધાને ટાળવામાટે અગ્નિ પાસે પોતાના હાથોને શેકતો બેઠો હતો. તે જાગતા દ્વારપાળે એક પુરુષને આવતો જોઇને ગંભીરતાથી પ્રશ્ન કર્યો કે: "કોણ આવે છે ?"

"કાળૂ, તું મને ઓળખી ન શક્યો કે શું ?" આગંતુક વ્યક્તિએ સામો પ્રશ્ન કર્યો.

"કોણ, મહાશય મહીપતિરામ ? ક્ષમા કરજો, અંધકારમાં હું આપને ઓળખી ન શક્યો. પરંતુ અત્યારે આ સ્થાનમાં શા કારણથી પધાર્યા છો ?" કાળૂએ ક્ષમા માગીને બીજો પ્રશ્ન પૂછ્યો.

"રાણી રૂપસુન્દરીને એક આવશ્યકનો અને ગુપ્ત સંદેશ સંભળાવવામાટે મને મહારાજા રામસિંહે જ અત્યારે અહીં મોકલ્યો છે." મહીપતિરામે ઉત્તર આપ્યું; કારણ કે, એ આગન્તુક અન્ય કોઈ નહિ, પણ રાણી રૂપસુન્દરીનો જાર રાજપુરોહિત મહીપતિરામ જ હતો.

"જો એમ જ હોય, તો પધારો આનંદથી; પણ મહારાજા શિકાર કરીને પાછા ક્યારે પધારવાના છે વારુ ?" કાળૂએ તંબાકૂની ભરેલી ચિલમપર દેવતા ચઢાવતાં પૂછ્યું.

"હું નક્કી જાણતો નથી; પણ કદાચિત્ એક દિવસ પછી પધારશે." આ પ્રમાણેનું ઉત્તર આપીને મહીપતિરામ અંતઃપુરના આભ્યન્તર ભાગમાં ચાલ્યો ગયો અને કાળૂએ ચલમ ફૂંકવાના ઓવ સાયનો આરંભ કરી દીધો.

* * * *

અંતઃપુરના આભ્યન્તર ભાગમાં રૂપસુન્દરીના શયનમંદિરમાં જવામાટેનો જે માર્ગ હતો તે દ્વારબદ્ધ હોવાથી તે દ્વારપર મહીપતિરામે

ટચકી વગાડતાં તરત અંદરની સાંકળ ઉઘડી અને અંદરથી નીકળેલા એક હાથે મહીપતિરામનું કાંડુ પકડી લીધું. એ કાંડું પકડનાર હાથ રૂપસુન્દરીનો જ હતો અને તેથી તે અંધકારાવૃત્ત માર્ગમાં તેને લઇ જતી કહેવા લાગી કે: "કૃપા કરીને બહુ જ મંદ પગલાંથી ચાલજો; જરા પણ પદધ્વનિ થવા દેશો નહિ; કારણ કે, જો કોઈ દાસી જાગી ઉઠશે, તો મહાભયંકર પરિણામ આવી જશે."

"ચિંતા નહિ; માર્ગ મારો જાણીતો છે એટલે વાંધો આવે તેમ નથી." મહીપતિરામે મંદ સ્વરથી જ આશ્વાસન આપ્યું.

રૂપસુન્દરીએ હજી મહીપતિરામના કાંડાને પોતાના હાથમાં પકડી રાખ્યું હતું. તે અંતઃપુરની જાડી દીવાલની પડખે થઇને જતા એક વાંકવાળા માર્ગમાં તેને ચલાવીને જેમ કોઇ એક આંધળાને દોરીને લઇ જવામાં આવે છે તેવી રીતે દોરીને લઇ ગઇ. તેઓ અંતઃપુરના મધ્યમાંના વિશાળ ઓરડા પાસે આવ્યાં તે વેળાએ ત્યાં મૃત્તિકાદીપકનો મંદ પ્રકાશ વિસ્તરેલો હતો અને તે પ્રકાશની સહાયતાથી ત્યાં ત્રણ દાસીઓ અથવા ખવાસણો સૂતેલી તેમના જોવામાં આવી. છેવટે રૂપસુન્દરી પોતાના જારને લઇને પોતાના શયનમંદિર આગળ આવી પહોંચી અને તેમાં જાર સહિત પ્રવેશ કરીને તેણે શયનમંદિરના દ્વારને અંદરથી સાંકળ ચઢાવીને બંધ કરી લીધું. અહીં મહીપતિરામના કાંડાને પોતાના હાથમાંથી છોડી દઇને તે મૃદુ મંજુલ સ્મિત કરવા લાગી. એ પછી પોતાના હસ્તને મહીપતિરામની ગ્રીવામાં નાખીને તેણે તેને એક કોચપર બેસાડયો અને પોતે પણ તેની અડોઅડ બેસી ગઈ.

"મદનમૂર્ત્તિ મહીપતિ! અંતઃપુરના દ્વારપાળે તમને અટકાવ્યા તો

નહોતા ને?" રૂપસુન્દરીએ શાંતિનો ભંગ કરીને વાર્તાલાપનું મંગળાચરણ કર્યું.

"તમારો સંદેશો મને રાતે આઠ વાગતાં મળ્યો અને અત્યારે હું આવ્યો તે વેળાયે તમારા ઉપદેશ પ્રમાણે સંદેશવાહકનો વેશ ભજવીને જ હું અહીં આવ્યો છું. દ્વારપાળ કાળૂએ આવવાનું કારણ પૂછ્યું, પણ મારા ઉત્તરથી તે સંતુષ્ટ થયો તેમ જ મને અંતઃપુરમાં આવવાનો એક પુરોહિત તરીકે અધિકાર હોવાથી તેણે મને પળ માત્ર પણ અટકાવ્યો નહિ." મહીપતિરામે ઉત્તર આપ્યું.

"તમને અંતઃપુરમાં આવવાનો અધિકાર છે અને દ્વારપાળોને મેં લક્ષ્મીનાં બંધનથી બાંધીને મારા ગુલામ બનાવી લીધા છે એટલે દ્વારમાં તો તમને કોઈ પણ અટકાવે તેમ છે જ નહિ. માત્ર આ ચીબાવલી ખવાસણો જ મારા પક્ષમાં આવી નથી; પણ લક્ષ્મીદેવી એમનાં મોઢાંને પણ તાળાં વાસી દેશે" રૂપસુન્દરીએ ઉદ્ગાર કાઢ્યા.

"સ્ત્રીના સાહસને પુરુષ કરતાં છગણું વધારે અને સ્ત્રીઓને '**निसर्गादेव पंडिता:**' મનવામાં આવે છે એમાં પણ અવશ્ય કાંઇક તથ્યાંશ તો રહેલો હોવો જ જોઇએ." મહીપતિરામે સ્ત્રીજાતિના સ્વાભાવિક પાંડિત્યની પ્રશંસા કરી.

રૂપસુન્દરી પોતાના પ્રિયપાત્રના સુગંધિત મસ્તકને પોતાના વક્ષસ્થળ સાથે ચાંપીને ઉભરાઈ જતા હર્ષથી કહેવા લાગી કે: "આપણે છેલ્લી વાર આવી જ રીતે એક આસનપર એકત્ર બેઠાં હતાં, તેને કેટલો બધો કાળ વીતી ગયો છે! પણ નહિ;" આટલું બોલીને તે કાંઇક વિચારમાં પડી ગઈ, પુરોહિતે તેને વિશેષ નિકટમાં આકર્ષવાનો પ્રયત્ન કર્યો અને ત્યાર પછી પાછી તે બોલવા લાગી કે: "આવા વાર્તાલાપમાં અત્યારે આપણે આપણો સમય વીતાડવાનો નથી. મેં

આજે તમને માત્ર એક ગંભીર વિષયના વિચારમાટે જ અહીં બોલાવ્યા છે; એટલામાટે મનના વેગને અત્યારે જરા રોકી રાખો અને જે વિષયનો આપણે વિચાર કરવાનો છે, તે વિષયનો એક વાર નિર્ણય કરી લેવા દ્યો. ત્યાર પછી જો અવકાશ મળશે અને તમો શ્રમિત થયેલા નહિ હો, તો પછીથી આપણે જોઇ લઇશું."

"પ્રેમ જેવો બીજો કોઇ પણ ગંભીર અને ગહન વિષય હોય એવી મારી માન્યતા નથી." મહીપતિરામે મંદહાસ્ય કરીને આ શબ્દો ઉચ્ચાર્યા.

"તમારી એ માન્યતા પ્રમાદપૂર્ણ છે; કારણ કે, એવા ગંભીર અને ગહન બીજા પણ અનેક વિષયો છે અને તેમાંના જ એકાદ વિ-ષયનો આજે અત્યારે આપણે ઊહાપોહ કરવાનો છે. અત્યારે પ્રથમ આપણે એજ કાર્ય કરવાનું છે." રૂપસુન્દરીએ મહીપતિના બાહુ-પાશમાંથી મુક્ત થઇને શાંત ભાવથી કહ્યું.

એ પછી રૂપસુન્દરીએ એક સપ્તાહ પૂર્વે થયેલા તેના પતિ રાજા રામસિંહ સાથેના પોતાના વિવાદનો વૃત્તાન્ત અત્યંત આકર્ષક અને કરુણોત્પાદક ભાષામાં પોતાના પ્રિયપાત્રને કહી સંભળાવ્યો; તેમ જ રાજાના મનમાં તેના પુત્રના શુદ્ધ બીજ વિષે જે સંશય ઉદ્-ભવ્યો હતો અને રૂપસુન્દરીએ તેના ઉત્તરમાં જે અત્યંત કટુ શબ્દો ઉચ્ચાર્યા હતા, તે સર્વ શબ્દોનો પણ તેણે મહીપતિ આગળ પુનરુ-ચ્ચાર કર્યો. રૂપસુન્દરીના મુખથી રાજા સાથે તેના આટલી સીમા-પર્યન્તના થયેલા વિવાદની વાર્તા સાંભળીને મહીપતિના મુખમંડળમાં ચિંતા અને શોકની છાયા છવાઇ ગઇ અને તેથી તે પોતાના વિચા-રોને વ્યક્ત કરતો કહેવા લાગ્યો કે:—

'રાજા સાથે આવી રીતે પ્રકટ વૈરભાવ આરંભવામાં તમોએ ખરેખર એક ભયંકર પ્રમાદ કર્યો છે અને તેમાં પણ વળી તમોએ ક્રોધના આવેશમાં તમારા પુત્રના જન્મ વિષયક ગુપ્ત રહસ્યનો સ્ફોટ કરી દીધો, એ તો બહુ જ અયોગ્ય કર્યું. તે વેળાયે કિંચિત્ સહનશીલતા અને મૌનને ધારણ કરી લેવાથી જ વિશેષ લાભ થવાનો સંભવ હતો; કારણ કે:-"

તેને આગળ બોલતા અટકાવીને રાણી રૂપસુન્દરી વચ્ચે જ કહેવા લાગી કે: " તમો જે કહો છો, તે સર્વ સત્ય છે; અને એ સત્ય કાંઈ મારાથી અજાણ્યું તો નથી જ; પરંતુ જેને આપણે આપણા હૃદયથી ધિક્કારતાં હોઈએ તેની સાથે જ રાત અને દિવસનો સહવાસ રાખવામાં; જેના વિષે આપણા અંતઃકરણમાં લેશ માત્ર પણ પ્રેમ ન હોય, તેવા પુરુષની પ્રેમચેષ્ટાઓને વશ થવામાં અને જેનો પ્રત્યેક શબ્દ આપણી છાતીમાં બાણ સમાન ખૂંચતો હોય તેની સાથે બંધાયલા રહેવામાં કેવી અને કેટલી અસહ્ય વેદનાને બળાત્કારે સહન કરવી પડે છે, એનો મહીપતિરામ! તમને પ્રત્યક્ષ અનુભવ કશો પણ નથી અને તેથી જ તમો મને આવો ઉપદેશ આપવાની ચેષ્ટા કરો છો. પરોપદેશે પાંડિત્ય તો સર્વમાં રહેલું હોય છે અને તેમાં પણ પુરુષોનાં હૃદય કાંઈક ઓછી લાગણીવાળાં હોય છે. પરંતુ હું એક સ્ત્રી છું અને સ્ત્રીઓ અમુક પ્રસંગ આવતાં પોતાનાં લાભહાનિનો લેશ માત્ર પણ વિચાર રાખતી નથી અને હૃદયમાં જે ભાવો રમી રહેલા હોય છે તેમને મુખદ્વારા તત્કાળ બહાર કાઢી નાખે છે. શું તમોએ એક કવિના આ ઉદ્‌ગારો નથી સાંભળ્યા?" આમ કહીને રૂપસુન્દરીએ નીચેની કવિતાનો અભિમાનથી ઉચ્ચાર કર્યો.

"અનુરાગ જ્યારે નારનો ધિક્કારમાં બદલાય છે;
સંતાપ ઝંઝાવાતનો નહિ તે સમાન મનાય છે;
નારી તિરસ્કૃત, નાગિની સમ વિષવતી થઇ જાય છે;
રૌરવનરકવિક્ષોભ પણ તેવો સબળ નહિ થાય છે!"

"ખરેખર એક તિરસ્કૃત અબળાના હૃદયની લાગણી આટલી બધી તીવ્ર થઇ જાય છે, એ રહસ્ય તો આજે જ મારા જાણવામાં આવ્યું." મહીપતિએ હાજીહાના પાઠને ભણવાનો આરંભ કરી દીધો.

"અસ્તુ; આજના આપણા વિચારનો વિષય એ છે કે આજે સાત દિવસથી રાજા મારા અંતઃપુરમાં આવ્યો નથી, તે મારી સોક્યના અંતઃપુરમાં રહે છે અને ભોજન પણ ત્યાંજ લે છે. મારી સોક્ય નંદકુમારીબા રૂપાળી પણ નથી અને ચતુર પણ નથી, એ હું સારી રીતે જાણું છું; પરંતુ મારી સાથે અણબનાવ થતાં મનોરંજનનું કોઇ પણ સાધન રાજામાટે અવશ્યકીય હોવાથી રાજાને નિરુપાય થઇને તેના અંતઃપુરમાં રહેવું પડે છે. કિન્તુ કારણ ગમે તે હોવા છતાં પણ મારી સોક્ય મારા સ્થાનમાં આવીને વિરાજે, એ ઘટનાને મારો ગર્વિષ્ઠ સ્વભાવ સહન કરી શકતો નથી; તેમ જ વળી જો નંદકુમારી રાજાની માનીતી રાણી થઈ બેસશે, તો આપણા સર્વ મનોરથો ભગ્ન થશે; તમારો પ્રભાવ, મારી મહત્વાકાંક્ષાઓ અને આપણા પુત્રનો રાજ્યાભિષેક, એ સર્વ વસ્તુઓનો નાશ થશે અને આપણે ક્યાંયનાં નહિ રહીએ; માટે રાજાની ઠકરાણી નંદકુમારીમાં દિવસાનુદિવસ વધતી જતી આસક્તિમાં બાધા કેવી રીતે નાખવી, એ વિષયનો જ આપણે આજે વિચાર કરવાનો છે અને વિચાર કરીને કોઇ પણ એક પ્રકારનો નિર્ણય કરી નાખવાનો છે."

પ્રમેય અને પરિસ્થિતિના સ્વરૂપ વિષે કેટલોક વાદવિવાદ ચલાવ્યા પછી અંતે એક પ્રકારના નિશ્ચયપર આવીને પ્રપંચપરાયણ પુરોહિત મહીપતિરામે પોતાના અભિપ્રાયને દર્શાવતાં કહ્યું કે: " ખરેખર પરિસ્થિતિ અત્યંત વિલક્ષણ છે. રાજાપર તમારા વિના અન્ય કોઈ પણ રાણીની સત્તા હોય, એ તો સર્વથા અયોગ્ય જ કહેવાય; અર્થાત્ રાજા સર્વ પ્રકારે તમારી સત્તાને જ આધીન હોવો જોઈએ; પરંતુ દુર્ભાગ્યવશાત્ બનાવ એવો બની ગયો છે કે તમારી પોતાની સુંદરતા અને મનોહરતાના યોગે તમો હવે રાજાના હૃદયઉપરના તમારા ખોઈ નાખેલા અધિકારને સફળતાથી પાછો મેળવી શકો, એ તો સર્વથા અશક્ય અને અસંભવનીય જ છે. પરંતુ રાજાનું ચિત્ત જો કોઈ બીજી નવયૌવના અને આકર્ષક લાવણ્યમયી લલનામાં લુબ્ધ થાય, તો તેના યોગે હલરાણીમાંની રાજાની આસક્તિનો અંત આવી જાય, એવી મારી ધારણા છે; અને તેટલામાટે........."

" અને તેટલામાટે," રૂપસુન્દરીએ મહીપતિના શબ્દોને તેના મુખમાંથી છીનવી લઇને અને આનંદ દર્શાવીને કહેવા માંડયું: ' રાજાના હૃદયને અન્યત્ર લુબ્ધ કરવામાટેની મેં એક અલૌકિક યોજના કરી રાખી છે; કારણ કે, મારા પ્રિય વિપ્રવર્ય ! જે કલ્પના તમારા મસ્તિષ્કમાં અત્યારે આવી છે, તે કલ્પના મારા મસ્તિષ્કમાં આવ્યાને આજે ત્રણ દિવસ થઈ ગયા છે. એક એવી તો ષોડષવર્ષીયા બાળા; અલૌકિક લાવણ્યમયી કુમારિકા કામિની મારા અધિકારમાં છે કે જે રાજાને પોતાના લાવણ્યકુસુમનો ભોગી ભ્રમર બનાવશે, તેની પ્રેમભાગિની થશે, તેના હૃદયમાં પોતાના અધિકારને સ્થાપશે અને તે સાથે અત્યંત ચિંતાથી મારા હિત તથા લાભની રક્ષા કરતી રહેશે. તે રાજાની પ્રેમભાગિની થશે, પણ કેવળ મારા હિતમાટે અને તે રાજાના હૃદ-

યમાં સ્થાન મેળવશે, પણ કેવળ મારા સ્થાનને જાળવવામાટે જ. એ બાળા અન્ય કોઈ નહિ, પણ મારી હીરા અને મોતી કરતાં પણ વધારે મોંઘી બાલ્ય સખી અને મારી ખાસ કૃપાપાત્ર ખવાસણ મોતીબા છે!"

મોતીબાને પ્રપંચશસ્ત્ર બનાવવાનો નિશ્ચય કરી જાર અને જારિણી પ્રેમમદિરાનું પાન કરીને એક બીજાથી વિભક્ત થયાં.



## પ્રકરણ ૩ જું

## મનોહારિણી મોતીબા



અંતઃપુરની રંગભૂમિપર એક વિલક્ષણ ભૂમિકા ભજવી બતાવવામાટે રાણી રૂપસુન્દરીએ જે નટીની યોજના કરવા ધારી હતી, તે નટી મોતીબા અથવા ખવાસણ મોતીબા એ ભૂમિકા ભજવવામાટેની સર્વ પ્રકારની યોગ્યતા ધરાવતી હતી, એમાં તો કોઇ પણ પ્રકારનો સંશય નહોતો જ. જે જાતિનાં સ્ત્રીપુરુષો વંશપરંપરાથી પ્રાપ્ત થયેલા દાસ્યના વ્યવસાયને જ વળગી રહે છે; જેઓ રાજપૂત રાજાઓનાં મહાલયો તથા અંતઃપુરોમાં જ જન્મે છે, વયોવૃદ્ધ થાય છે અને મરી જાય છે; જેઓ પ્રેમસંબંધ અને સ્નેહસંબંધ પણ પોતાનાં સ્વામી તથા સ્વામિનીની ઇચ્છા અને આજ્ઞા પ્રમાણે જ કરે છે અને જેઓ રાજકુમારીના લગ્નપ્રસંગે દાયજાની એક વસ્તુ તરીકે અપાય છે; તે ખવાસ જાતિમાં જ એ મોતીબાનો જન્મ થયો હતો અને જે વેળાએ રૂપસુન્દરી પરણીને પોતાનાં પીયરિયાંમાંથી હાથીવાડાના અંતઃપુરમાં આવી હતી તેવેળાએ તેની એ બાલ્ય સખી મોતીબા પણ

તેની દાસી, ખવાસણ અથવા તો એક ગોલી તરીકે ત્યાંથી તેની સાથે જ આવી હતી. જેવી રીતે રાજકુળોની વંશાવળીને *ભાટચારણો પોતાની કવિતામાં જાળવી રાખે છે, તે પ્રમાણે મોતીબાનાં પૂર્વજોની નામાવલિ ભાટચારણોની કવિતામાં જો કે જળવાયલી નહોતી; તો પણ દીર્ઘ કાળથી એ જાતિની સ્ત્રીઓ રાજાઓનાં અંતઃપુરોમાં નિરંતર વસતી હોવાથી અને તેમાંની અનેક ભાગ્યવતી દાસીઓ પોતાનાં રૂપ તથા ગુણના યોગે અનેક રાજાઓ તથા રાજકુમારોની પ્રેમભાગિની થયેલી હોવાથી જો મોતીબાની શિરાઓમાં શત્રુતમ અને અભિમાની ચહુઆણ તથા રાઠોડ જાતિના રાજશોણિતનું અભિસરણ થતું હોય તો તે સર્વથા સ્વાભાવિક જ હતું. તેમ જ એ જાતિની અબળાઓ નિત્ય રાજકુમારીઓના સહવાસમાં રહેનારી હોવાથી રાજકુમારીઓ પ્રમાણે તેમને પણ ઉચ્ચતમ વિદ્યાશિક્ષણનો લાભ મળતો હતો. અર્થાત્ મોતીબા પણ એક સુશિક્ષિત દાસી હતી, એ નવેસરથી કહેવાની આવશ્યકતા નથી. એ ખવાસજાતિની ઉત્પત્તિ વિષે સાધારણતઃ એવું અનુમાન કરી શકાય છે કે જે વેળાયે હૂન જાતિના શ્વેતવર્ણ લોકો, યવનો અને આયોનિયનોએ ભારતવર્ષમાં આવીને પુરાતન આર્યવંશોનાં ઉજ્જડ સ્થાનોમાં સામ્રાજ્યની સ્થાપના કરી હતી, તે વેળાયે આર્યાવર્તની કેટલીક યુદ્ધવ્યવસાયિની શૂદ્રજાતિની કુમારિકાઓનો રાજશોણિત સાથે સંપર્ક થયેલો હોવો જોઇએ અને તે સંબંધથી જ રાજભૃત્યોની આ ખવાસ નામક જાતિનો ઉદ્ભવ થયેલો હોવો જોઇએ. અસ્તુ.

રાણી રૂપસુન્દરી એક અત્યંતલાવણ્યમંડિતા લલના હતી, એ તો આપણે ઉપર જાણી આવ્યા છીએ. ત્યારે અહીં સ્વાભાવિક જ એ પ્રશ્ન થાય છે કે, રૂપસુન્દરીએ જે બાળાની રાજાને લુબ્ધ કરવાના

કાર્યમાટે યોજના કરી હતી તે દાસી મોતીબા સૌન્દર્ય કિંવા લાવણ્યમાં પોતાની સ્વામિનીની પ્રતિસ્પર્ધા કરી શકે તેવી હતી ખરી કે ? અરે પ્રતિસ્પર્ધા તો એક સાધારણ કાર્ય છે, પણ મોતીબાનું લાવણ્ય એવા પ્રકારનું હતું કે તેને જોતાંજ રૂપસુન્દરીનું લાવણ્ય લજ્જિત થઇને તત્કાળ તેના વર્ચસ્વને સ્વીકારી લેતું હતું. વિદ્યાપતિ બિલ્હણકૃત 'વિક્રમાંકદેવચરિત' નામક મહાકાવ્યમાં એક પ્રસંગે વર્ષાઋતુમાં મયૂરોનું વર્ણન કરતો રાજા વિક્રમાંકદેવ પોતાની રાણી ચંદ્રલેખાને ઉદ્દેશીને કહે છે કે:—

> " म्रियंति रांजीवमुखि ! स्वजीवितं
> ध्रुवं मयूरास्तव निर्जिताः कचैः ।
> भवन्ति यद् वासवचापसम्मुखाः
> शिलीमुखप्राप्तिसमुत्सुका इव ॥ "

सर्ग १३, पद्य ३७.

એટલે કે, "હે કમલમુખિ ! તારા કેશકલાપવડે પરાજિત થવાના કારણથી પોતાના જીવનને તુચ્છ માનીને આ મયૂરો અવશ્ય આત્મહત્યા કરવા જ ઇચ્છે છે; કારણ કે, પોતાના શરીરને શરોવડે છેદી નાખવાની ઇચ્છાથી જ જાણે તેઓ ઇન્દ્ર ધનુષ્યાભિમુખ થઈ રહ્યા હોયની ! એમ જ જણાય છે." સારાંશ કે, મોતીબાનો કેશકલાપ એવા જ પ્રકારનો હતો; એટલું જ નહિ, પણ તેના પ્રત્યેક અંગમાં એવી જ સુંદરતા અને મનોહરતા ભરેલી હતી અને તેથી તેના સૌન્દર્યનું નવીનતાથી વર્ણન કરવું સર્વથા અનાવશ્યકીય છે. રસિક હૃદય પાઠક તથા પાઠિકાઓ ! તમારા જીવનકાળમાં તમારા અભિપ્રાય પ્રમાણે જો કોઈ પણ અલૌકિક

લાવણ્યમયી લલના તમારા જોવામાં આવી હોય, તેની સાથે મોતીબાના લાવણ્યની તુલના કરી લેજો એટલે તેથી મોતીબાના સર્વાંગપરિપૂર્ણ નૈસર્ગિક સૌન્દર્યની તમો કેટલેક અંશે કલ્પના કરી શકશો. બાળા મોતીબાએ હવે સ્ત્રીત્વના પ્રદેશમાં પ્રવેશ કરેલો હતો અને તેથી તેનું તરુણ હૃદય જો પ્રેમપિપાસુ થયેલું હોય તો તે સર્વથા નૈસર્ગિક જ હતું. અદ્યાપિ મોતીબા તેના કૌમારનો ભંગ થયેલો ન હોવાથી એક વિશુદ્ધ કુમારિકા હતી અને તેનું કારણ એ કે, પોતાની પવિત્રતાના ભંડારને કોઈ અયોગ્ય પુરુષના હસ્તમાં અર્પી દેવાનો તેનો પ્રથમથી જ મનોભાવ નહોતો. તે કોઇ યોગ્ય પુરુષના શોધમાં હતી અને અત્યારે સ્વાભાવિક જ એક યોગ્ય નરના સમાગમમાં આવવાનો પ્રસંગ તેની ઇચ્છા પ્રમાણે જ તેને પ્રાપ્ત થઇ ગયો.

હવે, રાજા રામસિંહ જ્યારે પણ પોતાના મહાલયના વિશાળ પરંતુ શોકવર્ધક અને પ્રેમચેષ્ટાવિહીન ઓરડામાં ચહલકદમી કરતો હતો અથવા તો મહાલયમાંથી બહાર જતો કે બહારથી મહાલયમાં આવતો હતો, તે પ્રત્યેક વેળાયે એ મનોહારિણી મોતીબા તેના જોવામાં આવ્યા કરતી હતી; કારણ કે, મોતીબાને તેની સ્વામિનીએ તેવી આજ્ઞા આપેલી હતી. દ્વિતીય પ્રકરણમાં વર્ણવાયલી ઘટનાથી પૂર્વે મોતીબા કદાપિ રાજાના જોવામાં આવી નહોતી; કારણ કે, પ્રથમ તે જ્યારે હાથીવાડામાં આવી ત્યારે અલ્પવયસ્કા હતી અને ત્યાર પછી જ્યારથી તેણે યૌવનમાં પ્રવેશ કરવા માંડ્યો હતો ત્યારથી તેને પોતા કરતાં પણ વિશેષ રૂપવતી જોઇને રૂપસુન્દરી જ્યારે પણ રાજા તેની પાસે આવે તે વેળાયે રાજાની દૃષ્ટિથી દૂર અને દૂર જ રાખ્યા કરતી હતી. ઉપર જણાવ્યા પ્રમાણે અત્યારે હવે તે એક સર્વાંગસુંદરી નવયુવતી થયેલી હતી અને તેથી જ્યારે પણ તે રાજાની

દ ષ્ટએ પડતી હતી ત્યારે રાજા તેના સૌન્દર્યને એકાગ્ર અને આશ્ચર્ય-ચકિત ષ્ટિથી જોયા કરતો હતો. કેટલીક વાર તે માર્ગમાં જ તેને ઊભો રાખી તેના કુશળસમાચાર પૂછતો હતો અને કોઈ કોઇ વાર ઉપહાર તરીકે કાંઈક વસ્તુ પણ આપતો હતો. મોતીઆ પણ રાજા જ્યારે તેની સાથે વાત કરે, તે વેળાએ તેના પ્રશ્નોનાં અત્યંત લજ્જાયુક્ત ઉત્તરો આપતી હતી અને વચ્ચે વચ્ચે પ્રેમપૂર્ણ દૃષ્ટિપાત કરીને રાજાના હૃદયને આકર્ષવાનો ઉચિત પ્રયત્ન કરતી હતી. એવી રીતે ત્રણ ચાર વારના મિલન પછી રાજાને મોતીઆનાં નેત્રોમાં પ્રેમની કાંઈક છટા દેખાવા લાગી, તેના સંભાષણમાં કાંઇક રતિનો ભાવ દૃષ્ટિ-ગોચર થવા લાગ્યો અને છેવટે એક વાર મોતીઆના વિલક્ષણ ભાવપૂર્ણ નિઃશ્વાસને જોઈને ' એ બાળાનું મન મારામાં સંલગ્ન થયેલું છે ! ' એવો રાજાનો સંપૂર્ણ નિશ્ચય થઈ ગયો. રાજા તેના પ્રેમમાટે અત્યંત આતુર થઈ રહ્યો અને એક રમણીય સંધ્યાસમયે તેની એ આતુરતાનો અંત આવી ગયો.

* * * *

વર્ષાઋતુના અંતિમ દિવસો ચાલતા હતા અને વસુંધરા જાણે સાંસારિકોને નવ ધાન્યથી તેમના ભંડારો ભરી આપવાનું વચન આપતી હોયની ! એવો જ ભાસ થતો હતો; કારણ કે, વર્ષા યોગ્ય પરિમાણમાં થયેલી હોવાથી ધાન્યની વિપુલ ઉત્પત્તિની આશા રાખવામાં આવતી હતી. જો કે વર્ષાઋતુ એક રીતે સમસ્ત સંસારને આનંદ આપનાર હોય છે અને તેટલામાટે જ એમ કહેવામાં આવે છે કે, 'જો સુધરે ચાર, તો સુધરે બાર અને જો બગડે ચાર, તો બગડે બાર! ' અર્થાત્ જો ચોમાસાના ચાર મહિના સુધરી જાય, તો તેના યોગે વર્ષના બારે મહિના સુધરી જાય છે અને જો ચોમાસાના ચાર માસ બગડી જાય,

તો સાંસારિક જીવોમાટે સમસ્ત વર્ષ મહાદુઃખદાયક થઈ પડે છે. આવી રીતે વર્ષા ઋતુ એક રીતે અત્યંત સુખકર અને આદરણીય હોવા છતાં પણ વર્ષા ઋતુના દિવસોમાં વાતાવરણમાં કાંઈક મંદતા અને મલિનતાનો આવિર્ભાવ થતો હોવાથી મંદ વાતાવરણનું મનુષ્યના હૃદયમાં પણ પરિણામ થાય છે અને તેના યોગે મનુષ્યનું હૃદય પણ મંદ તથા શિથિલ થઈ જાય છે; તેમ જ વળી રાજપુરુષોને વર્ષાકાળમાં મૃગયા આદિથી મનોરંજન કરવામાટે અરણ્યમાં જવાના પ્રસંગો મળી શકતા નથી અને તેથી એ કાળમાં તેમને તો વળી મનોરંજનનાં સાધનોની અન્ય સર્વ જનો કરતાં અધિક આવશ્યકતા હોય છે. એવી જ એક મંદ સંધ્યાનો સમય હતો, રાજા રામસિંહ પોતાના મહાલયના ખાનગી ઓરડામાં ભૂમિપર પાથરેલા તુર્કસ્તાનના ગાલીચાપર મોટા ગોળ તકિયાપર મસ્તકને રાખીને આડે પડખે પડયો હતો અને ઉપનિષદોના હસ્તલિખિત ગ્રંથોનાં પત્રોને ફેરવતો પોતાના સમયને વ્યતીત કરતો હતો. રાણી રૂપસુન્દરી સાથે વૈરભાવ આરંભાયા પછી તે તેના અંતઃપુરમાં જતો નહોતો અને બીજી રાણી ઠકરાણી નંદકુમારીબાનાં સાધારણ સૌન્દર્ય તથા શાંત સ્વભાવમાં રાજાના ચિત્તને આકર્ષવાની શક્તિ નહોતી; એ કારણથી ગ્રંથોના વાંચનવડે તેણે પોતાના મનને રંજિત કરવાનો માર્ગ શોધી કાઢયો હતો. પરંતુ વિલક્ષણ વર્ષા ઋતુમાં પ્રકૃતિદેવી એક પ્રકારની જે વિલક્ષણતાને ધારણ કરે છે, તે વિલક્ષણતાનો રાજાના અંતઃકરણને સંપર્ક થતાં તેનાથી વાંચન પણ કરી શકાયું નહિ. ગ્રંથવાંચનમાં અંતઃકરણની એકાગ્રતા ન થવાથી તેણે મસ્તક ઊંચું કરીને ઓરડામાં દૃષ્ટિપાત કર્યો તો પાસેના એક વિશાળ પાષાણસ્તંભને અઢેલીને ઊભેલી મનોહારિણી મોતીબા અચાનક તેના જોવામાં આવી. રાજાએ તેને બોલાવી

અને તેથી તે ત્યાં આવીને રાજા સમક્ષ મર્યાદાથી ભૂમિપર બેસી ગઇ. મોતીબાનાં કર્ણોમાંનાં મોગરાનાં ફૂલ અને તેની વેણીમાંનાં ચંપક કુસુમોનો તીવ્ર સુગંધ રાજાની નાસિકામાં પ્રવેશ કરવા લાગ્યો અને અને તેણે તેને મદોન્મત્ત બનાવી દીધો. મોતીબાનું મધુર મંજુલ સ્મિત રાજાનાં નેત્રોમાં નૃત્ય કરવા લાગ્યું અને મુગ્ધ મોતીબાની તીવ્ર લાવણ્યજ્યોતિથી રાજાનાં નેત્રો અંજાઇ ગયાં. રાજાએ તેને તકિયા પાસે ખેંચીને અત્યંત નિકટમાં બેસાડી અને ત્યારપછી તેની ગ્રીવામાં હસ્તારોપણ કરીને તે તેના કપોલોને ચુંબનથી આર્દ્ર કરવા લાગ્યો. એ વેળાએ લજ્જાના યોગે મોતીબાનું સુકોમળ શરીર કંપાયમાન થતું હોયની! એવો રાજાને અનુભવ થયો અને તે જ પ્રમાણે રાજાનું પોતાનું શરીર પણ એક પ્રકારના વિલક્ષણ માનસિક ભાવથી કંપવા લાગ્યું. કેટલીક વાર સુધી તો તે બન્ને એક બીજાના મુખને મૌન ધારીને જોઈ રહ્યાં. પરંતુ અંતે એ મૌનનો ભંગ કરીને રાજા કહેવા લાગ્યો કે: "સુંદરી! તારા હૃદયમંદિરમાં મારી પ્રેમપ્રતિમાને સ્થાપવામાટે મને તારી આજ્ઞા છે? તેમ જ મારા હૃદયમંદિરમાં તારી પ્રેમપ્રતિમાને સ્થાપવાની તારી ઇચ્છા છે કે કેમ? હું રાજા હોવા છતાં પણ તારી ઇચ્છા વિરુદ્ધ વર્તવાની મારી ઇચ્છા નથી અને તેથી જ તારા મનોભાવને તારા પોતાના મુખથી જ જાણવામાટે હું અતિશય આતુર છું."

એના ઉત્તરમાં મોતીબા અત્યંત મંજુલ સ્વરથી કહેવા લાગી કે: "રાજન્! હું આપની અનુચરી છું; એક દીના તથા આજ્ઞાધારિણી દાસી છું અને તેથી મારામાં પ્રેમ રાખવાનો આપને સંપૂર્ણ અધિકાર છે. આપની કોઇ પણ ઇચ્છાનો આ દાસીથી અનાદર કરી શકાય તેમ છે જ નહિ. મારા પૃથ્વીપતિ સ્વામિન્! જે વેળાએ

પ્રથમ મેં આપને જોયા હતા, ત્યારથી જ આપની પ્રેમપ્રતિમાની મેં મારા હૃદયમંદિરમાં સ્થાપના કરેલી છે અને તેટલામાટે જો આપનો એક પળ માત્રનો પ્રેમ પણ મને મળી શકે, તો તે ક્ષણના ક્ષણિક આનંદમાટે પણ હું મારા જીવન તથા આત્મા ઉભયનું આનંદથી બલિદાન આપવાને તૈયાર છું: કારણ કે, જે કમલિનીએ ચન્દ્રબિમ્બના દર્શનનો લાભ નથી લીધો તે કમલિનીનો જન્મ અથવા અવતાર સર્વથા મિથ્યા અને વ્યર્થ છે એવો રસિક કવિજનોનો અભિપ્રાય છે તે આપના જાણવામાં તો હોવો જ જોઇએ—આપ પણ એક રસિક અને વિદ્વાન્ પુરુષ છો, એટલે હું વિશેષ શું બોલું અને શું કહું?"

"તે જ પ્રમાણે હે મદિરાક્ષી! જે ચન્દ્રમાએ કમલિનીના દર્શનથી પોતાનાં નેત્રોને કૃતાર્થ કર્યાં નથી, તે ચન્દ્રમાની સંપૂર્ણતા પણ સર્વથા નિષ્ફળ છે, એ કવિજનોનું વિધાન પણ તારા સાંભળવામાં અથવા જાણવામાં આવેલું હોવું જોઇએ. જીવનની સફળતા અને નિષ્ફળતા પ્રેમિજનોમાટે પરસ્પરાવલંબિની જ હોય છે!" રાજાએ આ શબ્દો ઉચ્ચારીને મોતીબાને પોતાના બાહુપાશમાં બદ્ધ કરી લીધી.

પ્રીતિ લજ્જાની જવનિકા થઈ ગઈ અને ઉભયના મનોરથોની સિદ્ધિ થઇ! રાજા રામસિંહે જે સુખના માર્ગનું કોઈ કોઇ વાર કેવળ સ્વપ્નમાં જ દર્શન કર્યું હતું; છતાં જે સુખમાર્ગના સાક્ષાત્કારની તેના હૃદયમાં મંદ આશા માત્ર પણ નહોતી, તે સુખમાર્ગ તેના માટે આમ અચાનક ખુલ્લો થઇ જવાથી તેના આનંદ અને હર્ષનો અવધિ જ થયો.

---

## પ્રકરણ ૪ થું

## "ગોલી" કે "બાઇ" ?

જેમ જેમ રાજા રામસિંહનો મોતીઆ સાથેનો સહવાસ વધતો ગયો તેમ તેમ તેના જાણવામાં આવતું ગયું કે, મોતીઆ એક અત્યંત બુદ્ધિમતી અને કુલીનતાના ગુણોથી મંડિત આજ્ઞાધારક યુવતી હતી; એટલું જ નહિ, પણ તે પોતાના પ્રિયતમના સ્વભાવ અને તેની પ્રકૃતિનો વિશિષ્ટતાથી તેને પ્રસન્ન રાખવામાટે ધ્યાન-પૂર્વક અભ્યાસ કર્યા કરતી હતી અને તે અભ્યાસના યોગે તે રાજાના મનને સર્વ પ્રકારે પ્રસન્ન રાખવાને સમર્થ થઇ હતી. લગભગ બે માસનો કાળ વહી ગયો અને જ્યારે મોતીઆ અને રાજા રામસિંહનો સ્નેહગ્રંથિ અતિશય દૃઢ થઇ ગયો, ત્યાર પછી એક દિવસ તેણે પોતાના પ્રિયતમને કહ્યું કે; "પ્રાણેશ્વર! આટલા દિવસ હું આપની દૃષ્ટિયે ન પડી અને આજથી બે માસ પૂર્વે જ હું વારંવાર આપની દૃષ્ટિયે પડવા લાગી; એટલું જ નહિ, પણ મેં આપની પ્રેમયાચનાનો તત્કાળ સ્વીકાર કરી લીધો અને આપની ઇચ્છાને હું સર્વ પ્રકારે આધીન થઇ ગઈ, એનું સત્ય કારણ શું છે તે આપ જાણો છો ખરા કે?"

રાજા તેના આ પ્રશ્નથી વિચારમાં પડી ગયો અને તેણે કહ્યું કે: "કેવળ પ્રેમ વિના એનું બીજું શું કારણ હોઇ શકે વારૂ?"

"રાજાઓના અંતઃપુરમાં આવી રીતે રાજાને પ્રેમલુબ્ધ કરવામાં પ્રેમ વિના બીજાં પણ કેટલાંક કારણો હોઇ શકે છે; અને

તેથી મારી આ આધીનતામાં પણ એક ભેદ સમાયલો છે. " મોતીબાએ રાજાની આતુરતાને વધારવામાટે કહ્યું.

" તારી આ આધીનતામાં ભેદ સમાયલો છે ? તો શું તારો મારામાં વિશુદ્ધ પ્રેમ નથી ? " રાજાએ જરાક ઉશ્કેરાઇને આ શબ્દો ઉચ્ચાર્યા.

" મહારાજ ! કિંચિત્ શાંતિથી મારી વાર્તાનું શ્રવણ કરો એટલે એ ભયંકર ભેદ આ ક્ષણે જ આપના જાણવામાં આવી જશે." એમ કહીને ભેદનો પ્રકાશ કરતી મોતીબા કહેવા લાગી કે:–" મારાં બાઇ રાણી રૂપસુન્દરી પ્રતિ આપનો તિરસ્કાર થઇ ગયો અને આપ ઠકરાણી નંદકુમારીબાના અંતઃપુરમાં જ વસવા લાગ્યા, એટલે ભવિષ્યમાં એ સોકય માનીતી રાણી થઇ પડશે, તો કદાચિત્ તેના પુત્રનો જ રાજ્યાભિષેક થશે અને તેમ થતાં ભવિષ્યમાં પ્રાપ્ત થનારી રાજમાતાની પદવી પોતાના હાથમાંથી જતી રહેશે, એવા ભયથી રાણી રૂપસુન્દરી અને તેમના પ્રિયપાત્ર પુરોહિત અહીપતિરામે આપના પ્રેમને અન્ય દિશામાં વાળી દેવાના ઉદ્દેશથી અને તે સાથે આપને પોતાના અધિકારમાં રાખવાના હેતુથી આપને પ્રસન્ન રાખવાના કાર્યમાટે આ દાસીની યોજના કરી હતી અને મારાં બાઇનું તે કાર્ય મેં યથાયોગ્ય પૂર્ણ કર્યું છે ! "

" ત્યારે તો એમ જ કહેને કે તું તે દુષ્ટ રાણી રૂપસુન્દરીની એક પ્રપંચપરાયણ ગુપ્તચરા છે અને કેવળ મારું અકલ્યાણ કરવામાટે જ તેં આ પ્રેમની ભૂમિકા ભજવવા માંડી છે. જો એમ ન હોત, તો તું તે કુલટા અને તેના જારની આવી અધમ આજ્ઞાને સ્વીકારત જ નહિ. " રાજાએ કોપનું દર્શન કરાવ્યું.

"મારા મુકુટમણિ! જરા શાંત થાઓ; મેં તેમની એ અધમ આજ્ઞા સ્વીકારી તો ખરી, પરંતુ તેમાં પણ વળી એક રહસ્ય સમાયલું હતું. મેં આપના વદનચંદ્રનું, આપના જાણવામાં ન આવી શકે તેવી રીતે દૂરથી, અનેકવાર આશાતુર નયનોથી અવલોકન કર્યું હતું અને ત્યારથી જ આ હૃદયમંદિરમાં આપના પ્રેમની સ્થાપના થઇ ગઈ હતી; પરંતુ મારાં બાઇની આપ સમક્ષ આવવાની મને સ્પષ્ટ 'ના' હોવાથી મને મારા તે પ્રેમનો આપ સમક્ષ સ્ફોટ કરવાનો પ્રસંગ મળી શકતો નહોતો. એવામાં આ બનાવ બન્યો અને મારાં બાઇની એ આજ્ઞાને સ્વીકારી લેવાથી અને તેમની હિતૈષિણી તરીકે વર્તવાનો દંભ બતાવવાથી મને આપના સમાગમનો લાભ મળશે અને મારી આશા સફળ થશે, એમ ધારીને મેં તેમની આજ્ઞાનો સ્વીકાર કરી લીધો. મારી કેવળ આપના અનુરાગને મેળવવાની જ મહત્ત્વાકાંક્ષા હતી અને તે મારી મહત્ત્વાકાંક્ષા ઇશ્વરની કૃપાથી પૂર્ણ થઈ છે. આપ શ્રીમાને આ દાસીને પોતાના પ્રેમામૃતનું પાન કરાવ્યું છે અને હું મારી આશાને ફળીભૂત કરી શકી છું હવે મારાપર કેવળ આપ શ્રીમાન્ વિના બીજા કોઇનો પણ અધિકાર નથી; હું આપની જ કિંકરી છું અને કેવળ આપની સેવામાટે જ આ જીવનને ધારણ કરી રહી છું. જો મારા અંતઃકરણમાં મારી તે કપટશીલા સ્વામિની-માટેની કાંઇ પણ લાગણી હોત, તો હું આપને આ ભેદ મરી જતાં પણ જણાવત નહિ; મેં આપને આ ભેદ જણાવી દીધો છે અને એ જ મારા પ્રેમની વિશુદ્ધતા તથા એકનિષ્ઠતાનું સબળમાં સબળ પ્રમાણ છે!" મોતીબાએ રાજાને પોતાના હૃદયનો તેના વિશુદ્ધ સ્વરૂપમાં સાક્ષાત્કાર કરાવી દીધો.

રાણી રૂપસુન્દરીએ રચેલા આ પ્રપંચની વાર્તા સાંભળીને રાજા

રામસિંહ કોપના પાવકથી બળી જવા લાગ્યો અને તે કોપના આવેશમાં જ રજવાડામાં ચાલતી રૂઢિનાં બંધનોને તોડી નાખીને મોતીબાને રૂપસુન્દરીના દાસત્વમાંથી મુક્ત કરી દીધી: એટલું જ નહિ, પણ જેમ રાણીઓને આપવામાં આવે છે તેમ તેને પણ અંતઃપુરમાં નિવાસમાટેનું એક ભિન્ન ભવન આપીને તેના માનને જાળવવામાટે તેને ' બાઈ ' કહીને બોલાવવાની સર્વને કઠિન આજ્ઞા પણ આપી દીધી. " ગોલી " ને "બાઈ" ની એટલે કે દાસીને રાણીની પદવીએ ચઢાવ્યા પછી રાજા નિત્ય સંધ્યાસમયે તેના મંદિરમાં જતો હતો, તેની સાથે જ ભોજન કરતો હતો અને નિશા તેના જ શયનગૃહમાં વીતાડતો હતો. અર્થાત્ રાજા સર્વ પ્રકારે મોતીબાના સૌન્દર્ય તથા સ્નેહનો સેવક થઈ ચૂક્યો. મોતીબાનો પણ રાજામાં તેવો જ શુદ્ધ પ્રેમ હતો, એ નવેસરથી કહેવાની આવશ્યકતા નથી.

રાજા રામસિંહ મોતીબાના પ્રેમમાં એટલો બધો મુગ્ધ અને લુબ્ધ થઇ ગયો હતો કે ઘણીક વાર મોતીબાના ખોળામાં પોતાના મસ્તકને વિશ્રાંત કરીને તથા પોતાનાં નેત્રોને તેના સ્મિતમંડિત વદનમંડળમાં સંલગ્ન કરીને કવિતાની રચના કરતો હતો. એવા સમયમાં રચેલી તેની કવિતામાં સત્ય તથા સ્નેહની કોમળતા અને ગૂઢ તથા ધાર્મિક ભાવની પ્રબળતા એટલી તો વિશુદ્ધ સ્વરૂપમાં આવતી હતી કે તેવી ભાવવાહિની કવિતા તે અન્ય પ્રસંગે ભાગ્યે જ રચી શકતો હતો. તેની એ હિંદી ભાષામાં રચેલી કવિતાઓ આજે પણ વિદ્યમાન છે અને તે અનેક વિદ્વાનોના ધન્યવાદ મેળવી ચૂકી છે. કેટલી વાર તે મોતીબાને સન્મુખ બેસાડીને વીણાવાદન સહિત સ્નેહસંગીત ગાતો હતો અને કેટલીવાર ' તાઊસ ' ના તારસ્વર સાથે પોતાના કંઠસ્વરને મેળવીને પૂર્વકાળમાં થઈ ગયેલા ક્ષત્રિય

વીર પુરુષોની વીરકથાનાં વીરરસાત્મક ગીતો ગાઇને વીરરસની પ્રતિમાને મોતીઆનાં હૃદયચક્ષુ સમક્ષ ખડી કરી દેતો હતો મોતીઆ પણ સંગીતકળામાં પ્રવીણ હોવાથી પોતાને એવી એક અલૌકિક લાવણ્યમયી, શુદ્ધસ્નેહવતી અને સમાનવ્યસનશીલ સ્નેહભાગિની મળવાથી તે પોતાના ભાગ્યને વારંવાર ધન્યવાદ આપ્યા કરતો હતો. એવી રીતે સ્વર્ગીય આનંદના ઉપભોગમાં તેમનો એક વર્ષ જેટલો કાળ જળના પૂર પ્રમાણે વહી ગયો. અને ત્યાર પછી શું થયું ? હવે પછીનો કથા-ભાગ એ પ્રશ્નનું ઉત્તર આપશે.

---

## પ્રકરણ ૫ મું

### "બાઇ" કે "ગોલી ?"

સંધ્યા—સાયંસંધ્યા—નો સમય હતો અને બ્રાહ્મણ મહીપતિરામ રૂપસુન્દરીના ઓરડામાં બેઠો હતો રૂપસુન્દરી અને તેના એ પ્રિયપાત્ર ઉભયનાં મુખમંડળોમાં તેમના હૃદયમાં ચાલી રહેલા ગંભીર અને ગહન વિચારોની કૃષ્ણ છાયા સ્પષ્ટ દેખાતી હતી. તેઓ ચિંતાના અગાધ સમુદ્રમાં ડૂબી ગયાં હતાં. દીર્ઘ સમયના મૌનનો ભંગ કરીને રાણી રૂપસુન્દરી મહીપતિરામને ઉદ્દેશીને કહેવા લાગી કે: "એમ કોણે ધાર્યું હતું કે મોતીઆ, મારી એક ત્રણ બદામની ગોલી, મારી મોજડીઓને સાફ કરનારી અને મારા પગની ધૂળને ચાટનારી એક તુચ્છ ખવાસણ આટલી સીમા પર્યન્ત કૃતઘ્ન અને વિશ્વાસઘાતિની નીવડશે અને મારા તેનામાંના વિશ્વાસનો આવી રીતે દુરુપયોગ કરશે ?

મારા પિતૃવંશની એ એક વંશપરંપરાથી ઊતરી આવેલી ગુલામડી હોવા છતાં એક પરકીય રાજા સમક્ષ મારાં છિદ્રોને ખુલ્લાં પાડી દેશે અને પોતે " ગોલી " માંથી " બાઇ " બની બેસશે, એવી સ્વપ્નમાં પણ મને શંકા નહોતી. એ ગોલીને આવી રીતે પ્રેમપાશમાં બદ્ધ થવાનો અધિકાર જ શો છે, તે હું અદ્યાપિ સમજી શકતી નથી. કેવળ એક પ્રકારના મનોવિકારને આધીન થઇ પોતાના કુલધર્મ અને પોતાની કુલકીર્તિને નષ્ટ કરી પોતાના કર્તવ્યથી ભ્રષ્ટ થવું, એ એક ગોલીનું કાર્ય નથી. પરંતુ મોતીબાએ પોતાની વિપરીત ભાવનાને કૃતિમાં યોજી બતાવી છે અને આ ચાણક્યબુદ્ધિ રૂપસુન્દરીને, અફસોસ કે, એ નીચ ખવાસણ હાથતાળી આપીને ઠગી ગઇ છે ! "

" પ્રેમ એક રમકડું તો છે ખરું, પણ એનાથી રમવામાં ઘણી જ ભયંકરતા સમાયલી છે, એની કલ્પના બહુ જ થોડી સ્ત્રીઓને હોય છે; " વિપ્ર મહીપતિરામે પોતાનો અભિપ્રાય દર્શાવતાં કહ્યું: " પ્રેમપુષ્પની મનોહર કલિકાને લેવામાટે પોતાના હસ્તને લંબાવ્યા વિના કઈ ચપળા રહી શકે એમ છે વારૂ ? આમાં મોતીબાનો દોષ નથી, કિન્તુ તેના નવયૌવન અને યૌવનોદ્‌ભૂત મનોવિકારનો જ દોષ છે. જો મોતીબાને રાજાના પ્રેમમાં લીન થવામાટે આપણે અપરાધિની માનીએ, તો મારામાં તમારો આટલો બધો પ્રેમ છે, એ તમારી કૃતિને પણ અપરાધ તરીકે ન સ્વીકારી શકાય કે શું ? પરંતુ આપણે હવે એનો શોક કરવાનો નથી; આપણે તો માત્ર એટલો જ વિચાર કરવાનો છે કે મોતીબા રાજા રામસિંહના પ્રેમમાં અંધ બની ગઇ છે, તમારા પ્રતિના પોતાના કર્તવ્યને તેમ જ તમારા હિતને તે ભૂલી ગઈ છે; માત્ર એટલું જ નહિ, પણ પોતાના પ્રિયતમનાં સુખ દુઃખમાં સમાન ભાગ લેવાને અને કોઇ પણ ઉપાયે રાજાનું કલ્યાણ કરવાને

તત્પર થઈ ગઇ છે; તો તે ક્યાંક આગળ જતાં આપણામાટે ભયંકર ન થઈ પડે અને આપણા માર્ગમાં કાંટા ન પાથરી દે, એટલામાટે આપણા માર્ગને હવે અત્યંત શીઘ્રતાથી ગમે તેમ કરીને પણ નિષ્કંટક કરી લેવાની આવશ્યકતા છે અને એ કાર્યની સિદ્ધિ કેવા પ્રકારે કરવી એ વિષયના નિશ્ચયપર આપણે આ ક્ષણે જ આવી જવાનું છે."

"તમારો વાદ અને તમારો અભિપ્રાય યથાર્થ છે:" રૂપસુન્દરી તીવ્ર પરંતુ મૃદુ મધુર સ્વરથી કહેવા લાગી: "આપણા કાર્યને સિદ્ધ કરવાનો માત્ર એક જ માર્ગ છે અને તે માર્ગનું આપણે બન્નેએ સહચર ભાવથી અવલંબન કરવાનું છે. તે માર્ગ એ છે કે, અત્યારે ચાલતો ભાદ્રપદ માસ તે વિષૂચિકા (કૉલેરા) નો માસ મનાય છે અને ઇશ્વરની કૃપાથી વિષૂચિકા રોગનો રાજ્યમાં સર્વત્ર આરંભ પણ થઇ ચૂક્યો છે. એ રોગના પ્રતાપે નિત્ય અનેક સ્ત્રીપુરુષો કાળના ભક્ષ થયાં કરે છે એટલે તેમની સાથે રાજા રામસિંહ પણ આ માસમાં જ કાળનો ભક્ષ થવો જોઇએ; આશ્વિન માસના દ્વિતીયા-ચંદ્રના દર્શનનું ભાગ્ય તેને પ્રાપ્ત ન થવું જોઇએ!!"

"આ વચનો તમે ઉચ્ચાર્યાં છે; મેં ઉચ્ચાર્યાં નથી. મેં તમને આવી રીતે નરહત્યા કરવાનો ઉપદેશ આપ્યો નથી, અને તેમાં પણ વળી રાજહત્યા તો મહાભયંકર છે. કોઇ પણ મનુષ્યના જીવનની હાનિ કરવી, એ મારું કાર્ય નથી; કારણ કે, દેવોએ અને શાસ્ત્રોએ એનો નિષેધ કરેલો છે, છતાં હું તમને એવું કોઇ એક વશીકરણ ચૂર્ણ* અવશ્ય લાવી આપીશ કે જેનો તમારા હસ્તે રાજાના ઉદ-

---

* રાજાઓનાં અંતઃપુરોમાં પતિને, સોક્યને, સોક્યના પુત્રને કિંવા જે કોઇ પણ શત્રુ હોય તેને વિષપ્રયોગથી સદાની નિદ્રામાં સૂવાડી દેવાની ઘટના તો એક નિત્યની અને સાધારણ ઘટના જ મનાય છે; અને જ્યારે

રમાં પ્રવેશ થતાંની સાથે જ તમારા કાર્યની સિદ્ધિ થઈ જશે. મારા પોતાના હસ્તો કલંકિત થતા નથી અને ભવિષ્યમાં આનંદવિલાસની પ્રાપ્તિનો સંભવ પ્રત્યક્ષ દેખાય છે, તો દૂર રહીને આટલી સહાયતા આપવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી." મહીપતિરામે ધર્મનો દંભ બતાવીને ભયંકર પાપકર્મમાં સહાયક થવામાટેની અનુમતિ દર્શાવી.

"મને તમારી માત્ર એટલી સહાયતાની જ આવશ્યકતા છે; તે વશીકરણચૂર્ણ મારા હાથમાં આવ્યા પછી તેનો ઉપયોગ કેવી રીતે કરવો, એ કળા હું સારી રીતે જાણું છું." રૂપસુન્દરીએ ગંભીર સ્વરથી એ શબ્દોનો ઉચ્ચાર કર્યો અને તે સાથે રાક્ષસ તથા રાક્ષસીના વિઘાતક વાર્ત્તાલાપનો અંત આવી ગયો.

---

પણ એવા વિષપ્રયોગનો પ્રસંગ આવે છે ત્યારે તે વિષને મંત્રૌષધિ કિંવા વશીકરણચૂર્ણ આદિ ગુપ્ત નામોથી જ ઓળખવામાં આવે છે. રજવાડામાં કોઈના પણ પ્રાણ લેવામાટે જે વિષોનો પ્રયોગ કરાય છે, તે વિષો અત્યંત તીવ્ર અને શીઘ્રપ્રાણહારક હોય છે; તેમ જ કેટલીક વાર તીવ્ર પણ મંદ ગતિથી ધીમે ધીમે મૃત્યુને લાવનાર કેટલાંક વિષમ વિષોની યોજના પણ કરાય છે એના યોગે જેને વિષ અપાયું હોય તે મનુષ્ય શય્યાને આધીન થઈ જાય છે લોકો તેને રોગથી પછડાયલો ધારે છે અને તેવી સ્થિતિમાં અમુક કાળ વ્યતીત થતાં તેનો જીવનદીપ નિર્વાણને પામવાની અણી ઉપર આવી લાગે છે કેટલીક વાર જોડામાં, વસ્ત્રોમાં કે પાઘડીમાં પણ વિષ નખાય છે અને તેનો શરીરમાંનાં રંધ્રોદ્વારા અંતઃપ્રવેશ થતાં પરિણામે તે વિઘાતક થઈ પડે છે

## પ્રકરણ ૬ ઠું

## રાજહત્યા–એક ભીષણ દૃશ્ય !

ગત પ્રકરણમાં વર્ણવાયલી ઘટનાને ચાર દિવસનો અવધિ થયા પછી પાંચમે દિવસે રૂપસુન્દરીના અંતઃપુરમાંથી એક દાસી રાજા રામસિંહ પાસે આવી અને નમન કરીને ઊભી રહી. રાજા એ વળાગે મોતીબા સાથે સાહિત્યચર્ચા ચલાવતો બેઠો હતો. રાજાએ દાસીને આવેલી જોઇને પૂછ્યું કે: " કેમ દાસી, શા કારણથી આવી છે ?"

એ પ્રશ્નના ઉત્તરમાં દાસીએ નમ્રતાથી જણાવ્યું કે: " અન્નદાતા ! મારાં બાઈ સાહેબ રાણી રૂપસુન્દરીએ, આજ રાત્રે આપના લગ્નોત્સવની વાર્ષિક તિથિ છે, એનું આપ શ્રીમાનને સ્મરણ કરાવવામાટેની મને આજ્ઞા આપેલી છે. મારાં બાઈ જો તેમનો કશો પણ અપરાધ થયો હોય, તો તેની દીનતાથી ક્ષમા માગે છે અને આશા રાખે છે કે, આજરાત્રે ભોજન લેવામાટે અવશ્ય આપ તેમના અંતઃપુરમાં પધારવાની કૃપા કરશો અને તેમ કરીને પ્રજાને તેમ જ અધિકારી જનોને બતાવી આપશો કે રૂપસુન્દરી કદાચિત્ આપની અવકૃપાને પાત્ર થયેલી હોય, તો પણ તે આપની ધર્મપત્ની છે અને આપ તેને સર્વથા ભૂલી ગયા નથી !"

પ્રથમ તો રાજા કાંઇક વિચારમાં પડી ગયો, પણ થોડી વારમાં જ તેણે જણાવ્યું કે; " વારૂ, તારાં બાઇને કહેજે કે, હું આવીશ."

" ઘણી ખમ્મા મારા રાજાને ! " એટલા શબ્દો ઉચ્ચારીને દાસી ત્યાંથી ચાલી ગઈ અને તેના ગયા પછી મોતીબાએ રાજાને

સંબોધીને કહ્યું કે; " પ્રાણેશ્વર ! આપ રૂપસુન્દરીના અંતઃપુરમાં રાત્રે ભોજન લેવામાટે પધારો, એ મને તો યોગ્ય લાગતું નથી. મારા હૃદયમાં અનેક પ્રકારની કુશંકાઓ આવ્યા કરે છે; અને તેટલામાટે મારી તો એ જ પ્રાર્થના છે કે, કોઇ પણ નિમિત્ત દર્શાવીને ત્યાં જવાનું માંડી વાળો, તો બહુ જ સારૂં. "

પરંતુ મોતીબાના ઉપદેશનો નિષેધ કરીને રાજા કહેવા લાગ્યો કે: " પ્રાણેશ્વરી, એ તો આપણ બન્ને સારી રીતે જાણીએ છીએ કે ત્યાં જવાથી મને કોઈ પણ પ્રકારના આનંદની પ્રાપ્તિ તો થવાની નથી જ; છતાં પણ આજ રાત્રે ત્યાં જવા વિના ચાલે તેમ છે જ નહિ અને તેથી મારે જવું તો પડશે જ. આપણે આપણી વંશ-પરંપરાની કેટલીક ટેવો અને રૂઢિના બંધનમાં એટલી સીમા પર્યન્ત જકડાયલાં છીએ કે તે રૂઢિનો આપણાથી સર્વથા અનાદર કરી શકાતો જ નથી. ચાલતી આવેલી રૂઢિની દૃષ્ટિથી તો સમાજમાં હું મારી રાણીને, મારી કુલીન (?) કાન્તાને એક સંપૂર્ણ અન્યાય આપનાર અને અધર્મને આચરનાર પતિ તરીકે સિદ્ધ થઇ ચૂક્યો છું; કારણ કે, તું રૂપસુન્દરીનાં પિયરિયાંમાંથી આવેલી તેના અધિકારની દાસી હોવા છતાં રૂઢિના બંધનને તોડીને મેં તને બળાત્કારે તેની પાસેથી છીનવી લીધી છે અને મારા પ્રેમની ભાગિની બનાવી છે; એ મારા કૃત્યમાટે સમાજમાં મારી નિન્દા થાય છે; અને તેટલા-માટે રાણીના આ આમંત્રણનો અનાદર કરીને બીજી વાર મારાથી રૂઢિને તુચ્છકારી કાઢવાની ધૃષ્ટતા બતાવી શકાય તેમ નથી. કદાચિત્ હું ત્યાં જઇશ એટલે રાણી રોશે, કકળશે અને આક્રંદ કરશે; પણ એક કે બે કલાકને માટે હું દૃઢ સહનશીલતાને ધારણ કરી લઇશ અને તેના ઉદ્‌ગારો સાંભળ્યા ન સાંભળ્યા કરીને ચાલ્યો આવીશ. "

"પરંતુ મારા મનમાં એવો ભય થયા કરે છે કે, ત્યાં જવાથી કદાચિત્ તમારા જીવનું જોખમ ન થઈ જાય!" મોતીબાએ પોતાની શંકાને સ્પષ્ટ શબ્દોમાં વ્યક્ત કરી બતાવી.

"કદાચિત્ તેમ થાય તો પણ તેની શી ચિંતા છે વારૂ?" રાજા નિર્ભયતાથી કહેવા લાગ્યો: "મનુષ્યનું જીવન પાણીમાંના એક પરપોટા કરતાં અધિક સ્થિર છે ખરૂં કે? નહિ જ. આ સંસારમાં આપણે આપણા ભાગ્યાનુસાર આવીએ છીએ અને જઇએ છીએ અને જીવન, મરણ, યશ તથા અપયશ એ ચાર વસ્તુઓનો અધિકાર વિધિના હસ્તમાં રહેલો હોવાથી હૃદયમાં કોઈ પણ પ્રકારની ભીતિને ધારણ કરવાની કશી પણ આવશ્યકતા નથી. મારી હૃદયેશ્વરી! તું નિશ્ચિન્ત થા, વાંચનમાં તારો સમય વીતાડ અને ઈશ્વરને એ જ પ્રાર્થના કરતી રહે કે તે આપણું રક્ષણ અને કલ્યાણ કરે. વારૂ, ત્યારે હવે હું જાઉં છું; તું ગભરાતી નહિ." આ પ્રમાણે મોતીબાને આશ્વાસન આપીને રાજા ત્યાંથી રૂપસુન્દરીના મહાલયમાં જવામાટે રવાના થઇ ગયો.

મોતીબાના મુખમંડળમાં મલિનતા વ્યાપી ગઈ, તેના અંતઃકરણમાં એક પ્રકારની અજ્ઞેય અને અસહ્ય સંવેદના થવા લાગી અને તેના મુખમાંથી માત્ર એટલા જ શબ્દો નીકળ્યા કે: "પ્રાણનાથ! આપ હઠ કરીને ગયા તો ખરા, પણ હવે આ અભાગિની આપના સ્મિતવિભૂષિત વદનચંદ્રના દર્શનથી પોતાનાં નેત્રોને કૃતાર્થ કરવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકશે કે નહિ, એની તો સોળેસોળ આના શંકા જ છે!"

* * * *

રાજા રામસિંહ રૂપસુન્દરીના મહાલયમાં આવી પહોંચ્યો

રાણીએ તેનો તેનાં ચરણોમાં મસ્તક નમાવીને યોગ્ય સત્કાર કર્યો અને તેનાપર કોઇ પણ પ્રકારના દોષનો આરોપ કર્યો નહિ. જેના યોગે કાંઈપણ વિવાદ ઉપસ્થિત થવાનો સંભવ ધારી શકાય તેવા સર્વ વિષયોને તેણે ટાળી દીધા અને તે અત્યંત પૂજ્યભાવથી તથા કર્ત્તવ્ય-પરાયણતાથી પતિની સેવામાં ઊભી રહી. દાસીઓ ભોજનના બે થાળ લઇ આવી, તેમાંનો એક થાળ રાજા સમક્ષ અને બીજો થાળ રાણી આગળ મૂકવામાં આવ્યો. રાજા અને રાણીએ ભોજનકાર્યની સમાપ્તિ કરી અને ત્યાર પછી રાજા ગાદીપર આડો થઇને સુગંધિત ગુડા-કૂથી ભરેલા હુક્કાની દીર્ઘનાલિકાને મુખમાં લઇને ધૂમ્રપાન કરવા લાગ્યો.

હુક્કાના ત્રણ કે ચાર દમ ખેંચતાં જ રાજાની છાતીમાં એક પ્રકારની વિષમ અને અસહ્ય વેદના થવા લાગી; તે વિષના વિષમ આઘાતથી અત્યંત અસ્વસ્થ અને પીડિત થવા લાગ્યો. હુક્કાની નાળ તેના હાથમાંથી છટકી ગઈ અને જમીનપર પડી ગઈ. જીવન અને મરણના યુદ્ધક્ષેત્રરૂપ થયેલા રાજાને અગ્નિમાંથી નીકળતી જ્વાળા-રૂપ જિવ્હા સમાન પોતાનાં નેત્રોમાંથી તિરસ્કાર અને ધિક્કારની વૃષ્ટિ વર્ષાવતી રાણી રૂપસુન્દરી એકાગ્રતાથી જોતી તેની પાસે જ ઊભી હતી. વિષના યોગે રાજાના શરીરમાં જેમ જેમ વિશેષ પીડા થતી હતી, તેમ તેમ તે રાક્ષસીના હૃદયમાં આનન્દના અધિક ઉમળકા આવ્યા કરતા હતા. રાજાના અંતઃકરણમાંથી નીકળતો શાપ તેના તાલુમાં આવીને શીત થઈ ગયો અને તેના આર્દ્ર ઓષ્ઠો શુષ્ક તથા દગ્ધ થઇ ગયા.

"નીચ રાજા! દાસી મોતીબાને તેની આ સ્વામિની રૂપ-સુન્દરીના અધિકારમાંથી છોડાવીને તેં જ પોતાની પ્રાણેશ્વરી બનાવી હતી કે નહિ?" રૂપસુન્દરી રાક્ષસીના રૂપને ધારીને મરણોન્મુખ

રાજાને ઉપાલંભના બાણોથી વીંધતી કહેવા લાગી. એ વેળાએ તેના ઓષ્ઠોમાંથી જાણે હલાહલના બિન્દુઓ ટપકતા હોયની એવો જ ભાસ થતો હતો. તે આગળ વધીને બોલી કે: "તેં પોતાની વિવાહિતા ધર્મપત્ની, એક કુલીન રાણીને ધિક્કારી છે, પોતાના રાજમુકુટની પ્રતિષ્ઠાને છિન્નવિચ્છિન્ન કરી નાખી છે અને તે પ્રતિષ્ઠાને પ્રેમના એક મલિન ઝરણમાં નાખી દીધી છે. તારા હસ્તો રાજદંડને ધારણ કરવામાટે સર્વથા અશક્ત હતા અને તેથી જ તું કોમળ વીણાને કરમાં ધારવાથી પ્રસન્ન રહ્યા કરતો હતો. હવે અત્યારે તારા છેલ્લા શ્વાસો ચાલે છે; મૃત્યુ તારા ભક્ષમાટે આતુર થઇને ઊભો છે. તારા જીવનનો અંત થશે અને તે ક્ષણે જ મારો પુત્ર, કેવળ આ માતાનો જ પુત્ર; તારો પુત્ર નહિ; તારા સિંહાસન, તારા રાજ્ય અને તારા રાજકુટનો સ્વામી થશે. પ્રપંચસમરના ક્ષેત્રમાં તારો પરાજય થયો છે, તું મૃત્યુનો ભક્ષ થયો છે અને આ રૂપસુન્દરી રાજસત્તાને ધારણ કરવામાટે તારાપર ધિક્કાર વર્ષાવતી જીવતી ઊભી છે, તેને જો અને મરતાં મરતાં પણ બે નિઃશ્વાસ નાખતો જા!"

મરણોન્મુખ રાજાએ એનું કાંઇ પણ ઉત્તર આપ્યું નહિ; તેણે વૈદ્યને બોલાવવાની ઇચ્છા દર્શાવી, પરંતુ ત્યાનાં દ્વારો રૂપસુન્દરીના દ્વારપાળોવડે રક્ષાયલાં હોવાથી અને રાજાના પક્ષનો ત્યાં એક પણ મનુષ્ય ન હોવાથી તેની એ ઇચ્છા ફળીભૂત થઇ શકી નહિ. ધીમે ધીમે તેનું શરીર વધારે અને વધારે શીતલ થવા લાગ્યું અને અન્તે નિર્બળતાની પ્રબળતા થતાં તેની વેદના પણ શાંત થતી દેખાવા લાગી. કોઇ પણ રીતે પોતાના તારણનો ઉપાય ન જોઇને મરણની અણી-પર આવી લાગેલા રાજાએ ઇચ્છાશક્તિને અત્યંત પ્રબળ કરીને

ઉઠી બેસવાનો પ્રયત્ન કર્યો, તેનો એ પ્રયત્ન સફળ થયો અને તે તકિયાને અઢેલી ટટાર થઇને બેઠો. ત્યાંથી અત્યંત નિકટના દ્વારમાં જે એક અરબ પ્રહરી ઊભેલો હતો તેના પ્રતિ તેણે દૃષ્ટિપાત કર્યો અને તેને ઉદ્દેશીને પોતાના સત્તાદર્શક સ્વરથી આજ્ઞા કરી કે: "રાણી મોતીબાને બોલાવો અને સાથે એક બ્રાહ્મણને પણ સત્વર લાવો; પણ તે બ્રાહ્મણ મહીપતિરામ ન હોવો જોઇએ, એ ધ્યાનમાં રાખજો; તેના વિના બીજો કોઇ પણ બ્રાહ્મણ આવશે, તો ચાલશે." પ્રથમ તો અરબ પ્રહરીએ રાજાની આજ્ઞાનો અનાદર કરવાનો વિચાર કર્યો, પરંતુ તેના અન્નદાતાનાં નેત્રોમાંથી નીકળતી એક પ્રકારની વિલક્ષણ જ્યોતિએ તેના હૃદયને પીગળાવી નાખ્યું અને તેથી તે રાજાને નમન કરીને તેની આજ્ઞાનું પાલન કરવામાટે ત્યાંથી ચાલ્યો ગયો. તેના જવા પછી રાજા પાછો ઓસીકાપર માથું નાખી પડી રહ્યો. જ્યારે મહાકરુણોત્પાદક અને હૃદયભેદક વિલાપ કરતી મોતીબા અને ગભરાયલો તથા ભયભીત થયેલો બ્રાહ્મણ તે અરબ પ્રહરી સાથે ત્યાં આવી લાગ્યાં એટલે રાજાએ પુન: મસ્તકને ઉન્નત કર્યું અને તે તેમને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે:—

"વિશેષ વાર્તાલાપ કરી શકાય તેટલો સમય હવે મારી પાસે નથી; કારણ કે, મારો અંતકાળ હવે પાસે જ આવી પહોંચ્યો છે; આ રાક્ષસી રૂપસુન્દરીએ વિષપ્રયોગથી મારા જીવનની હત્યા કરી નાખી છે. મારાથી એ રાક્ષસીના આ ભીષણ અપરાધને સપ્રમાણ સિદ્ધ કરી શકાય તેમ નથી તેમ જ મારા કુલને કલંકિત થયેલું જોવાની મારી ઇચ્છા પણ નથી; એટલામાટે મારા મરણના સત્ય કારણને ગુપ્ત જ રાખજો અને સર્વને એમ જ જણાવજો કે વિષૂચિકા રોગથી જ રાજા રામસિંહનો દેહાન્ત થઇ ગયો છે! આ રાક્ષસીના પુત્રને મારા

રાજ્યનો સ્વામી થવા દેજો અને એ પુત્ર મારો નથી, એમ કોઈને પણ જણાવશો નહિ. ભૂદેવ ! હવે પળ માત્રનો પણ વિલંબ ન કરતાં આ કુલીન મોતીબાની અને મારી છેડાછેડી બાંધી દો અને વૈદિક મંત્રોના ઉચ્ચાર સહિત એનો મારી સાથે લગ્નસંબંધ કરી આપો કે જેથી ભવિષ્યમાં મોતીબા મારી પરણેતર રાણી ગણાય અને એના નિર્વાહમાં કોઈ પણ પ્રકારની બાધા ન આવી શકે."

બ્રાહ્મણે રાજાની આજ્ઞા પ્રમાણે મોતીબાની અને તેની છેડાછેડી બાંધીને વૈદિક મંત્રોનો ઉચ્ચાર કરવા માંડયો. આર્યશાસ્ત્રના નિયમ પ્રમાણે મોતીબા રાજા રામસિંહની વિવાહિતા પત્ની થઈ ચૂકી–તેનો એક શબ સાથે લગ્નસંબંધ થયો અને ત્યારપછી અલ્પ કાળમાં જ હાથીવાડાના તરુણ રાજા રામસિંહનો આત્મા વેદમંત્રોનું શ્રવણ કરતો કરતો આ નશ્વર સંસારને ત્યાગીને પરલોકમાં પ્રયાણ કરી ગયો.

*   *   *   *

બીજે દિવસે પ્રભાતમાં જ રાજાના શબને અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો અને મધ્યાન્હકાળે મોતીબાનું મૃત શરીર રક્તની સરિતામાં ડૂબેલું મળી આવ્યું. લોકોનું કથન એવું છે કે, પ્રિયતમના પરલોકવાસનો આઘાત અસહ્ય થવાથી તે કુલીન કાન્તાએ આત્મહત્યા કરી હતી. એક ગોલા જાતિની અબળામાં આવી શુદ્ધતા તે '**હલાહલમાં સુધાસંધિ**' નહિ તો બીજું શું વારૂ ? તેમ જ રૂપસુન્દરી અને મોતીબા એ ઉભય અબળાઓમાંથી કોણ બાઈ ( રાણી ) અને કોણ **ગોલી**, એનો નિર્ણય, આશા છે કે, વિચારશીલ પાઠકો તથા પાઠિકાઓ પોતે જ કરી લેશે.



૩

# પિશાચની મૉટર

અથવા

## વર્તમાન વિશ્વનું એક કાલ્પનિક દૃશ્ય

# પિશાચની મૉટર

અથવા

# વર્ત્તમાન વિશ્વનું એક કાલ્પનિક દૃશ્ય

---

મધ્યરાત્રિનો ભયંકર કાળ વિશ્વમાં વર્તમાન હતો અને સર્વત્ર ભયાનક નિસ્તબ્ધતાનું સામ્રાજ્ય વ્યાપેલું હતું. બારના ડંકા વાગી ગયેલા હોવાથી જે કલાક વીતેલા દિવસને ભવિષ્યકાળના દિવસોથી સદાને માટે ભિન્ન કરીને ભૂતકાળની ગર્તામાં ધકેલી દે છે, તે કલાકનો એટલે કે, રાત્રે બારથી એક વાગ્યા સુધીના કલાકનો આરંભ થયો હતો. એવા સમયમાં આકાશ અને અવનીના મધ્યભાગમાંથી અચાનક રાક્ષસીય ચક્રોનો મહાભયાનક ધ્વનિ સંભળાવા લાગ્યો, મૉટરના અગ્રભાગમાંના દીપકોનો આંખોને આંજી નાખનારો પ્રકાશ દૃષ્ટિગોચર થવા લાગ્યો અને ત્યાર પછી નિમેષમાત્રમાં જ ઉષ:પ્રકાશથી અંધકારને ભિન્ન પાડતી પાંડુ રેખામાં આગળ વધતી એક અત્યંત વિશાળ અને વેગવતી મૉટરનો દબાયલો ધ્વનિ આવીને શ્રવણોમાં અથડાવા લાગ્યો; માત્ર એટલું જ નહિ, પણ તે મૉટર પણ સ્પષ્ટ દૃષ્ટિગોચર થવા લાગી.

જે મનુષ્ય એ મૉટરને સરળ રેખામાં આગળ અને આગળ ચલાવતો ઊભો હતો, તે મનુષ્યે પોતાના શરીરપર કૃષ્ણ વસ્ત્ર પરિધાન કરેલાં હતાં, તેના મસ્તકપર સાક્ષાત્ અગ્નિનો મુકુટ જોવામાં આવતો હતો, તેના ઉભય સ્કંધભાગોમાંથી બે પાંખો બહાર

નીકળેલી હતી અને તે જાણે અંધુકતા તથા પ્રકાશનું સંમિશ્રણ હોયની તેવી જ દેખાતી હતી અને તેનું મુખમંડળ ધોઈ નાખેલા અસ્થિ સમાન શ્વેતવર્ણ હતું. ભસ્મરાશિમાં ચમકતા અંગારા પ્રમાણે તેનાં નેત્રો ચમકી રહ્યાં હતાં અને તારાજ્યોતિથી પ્રકાશિત અવકાશમાં તે ભયોત્પાદક દૃષ્ટિપાત કર્યા કરતો હતો. તેના પાતળા ઓષ્ઠોમાં ધિક્કાર કરતાં પણ અધિક ક્રૂર અને નિરાશા કરતાં પણ વિશેષ ભયાનક હાસ્યની કઠિન છાયા વિસ્તરેલી દેખાતી હતી. એ મનુષ્ય અન્ય કોઈ નહિ, પણ નિર્બુદ્ધિ માનવોને–પુરુષો તથા સ્ત્રીઓને– નાના પ્રકારનાં ક્ષણિક સુખના મોહપાશમાં સપડાવીને અંતે સદાને માટે નરકની અસહ્ય યાતનામય ગહનતમ ગર્તામાં ગબડાવી દેનાર, મનુષ્યોને ઇશ્વરથી વિમુખ કરીને તેમના માટે આત્મોદ્ધારનાં દ્વારોને સદાને માટે બંધ કરનાર, ઈશ્વરનો વિરોધી અને માનવજાતિનો પરમ શત્રુ શયતાન અથવા પિશાચ પોતે જ હતો.

પિશાચ પોતાના આકાશ તથા પાતાલને કંપાવનાર મહાભીષણ સ્વરથી પોતાની રાક્ષસીય મૉટરને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે: "અનંત વેગ અને અનંત ધ્વનિ સહિત, હે મારી મૉટર! તું આગળ અને આગળ વધતી રહે. વિશ્વનાં જે ક્ષેત્રો અદૃશ્ય થયાં છે તે ક્ષેત્રોમાં અને વિશ્વનાં જે ચઢાણો હવે પછી આવવાનાં છે, તે સર્વમાં વેગ પૂર્વક આગળ વધ્યાં કર. વિશ્રાંતિ, દયા, પ્રેમ અને શોક આદિ કોઇ પણ વિચારને હૃદયમાં સ્થાન ન આપતાં આગળ વધવાના તારા કાર્યને તું અવ્યાહત ચાલતું જ રાખ. હે માનવજાતિના વિનાશમાટે નિર્માયલી સર્વ ભયાનક શક્તિઓ! તમો મારી પાછળ આવો, મને અનુસરો અને આ સૃષ્ટિમાંની સમસ્ત સુંદરતા, સમસ્ત સુકોમળતા તથા સમસ્ત સત્યમયતાને ચગદી નાખો; તેમના

અસ્તિત્વને સર્વથા મટાડી દ્યો! હું કોણ છું તે તમારા જાણવામાં છે ખરૂં કે? હું માનવજાતિપાસેથી શત્રુતાનો બદલો લેનાર, માનવ-જાતિનો વિનાશક અને આત્માઓને પીડનારો પિશાચ છું; માત્ર એટલું જ નહિ, પણ સાક્ષાત્ ઇશ્વરનો હું હાડવૈરી છું અને વિશ્વમાં સર્વત્ર શયતાનના નામથી મારી ખ્યાતિ છે! નરકનું રાજ્ય આજ-કાલ વિશાળ તથા ગહન થતું જાય છે અને જે માનવજાતિ મારા નરકરાજ્યને આવી રીતે વિશાળ તથા ગહન કરી રહી છે, તે માનવ-જાતિને હું અંતઃકરણ પૂર્વક ધન્યવાદ આપું છું! માનવજાતિની મહત્ત્વાકાંક્ષા તથા વિકારવશતાની વૃદ્ધિના પરિણામે મારા નરકરાજ્યમાં દિવસાનુદિવસ મારી પ્રજાની સંખ્યાને વધતી જોઇને મારા આનંદનો અવધિ થાય છે; માનવજાતિની સ્વાર્થપરાયણતાના વિષબાષ્પમાં શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરતાં અને મારૂં જીવન વીતાડતાં મારા હૃદય-સમુદ્રમાં હર્ષની જે લહરીઓ ઉત્પન્ન થાય છે, તે સર્વથા અવર્ણનીય છે! આજકાલનાં મનુષ્યો મારા ભક્ષ છે, મારા નિર્વાહનાં સાધન છે!આજકાલની સ્ત્રીઓ મારા ભોજનમાંની અત્યંત સ્વાદિષ્ટ તથા રુચિકર ખાદ્ય વસ્તુઓ છે! અહા! આજકાલના એ નેત્રો છતાં અંધ અને મનુષ્યોનિમાં અવતરેલાં છતાં પશુતુલ્ય બુદ્ધિહીન સ્ત્રી તથા પુરુષો હું જે કાંઇ પણ અસત્ય વસ્તુ તેમના સમક્ષ રજૂ કરૂં છું, તેને મારા હસ્તમાંથી તત્કાળ છીનવી લે છેઃ—શાશ્વત જીવનને ત્યાગીને શાશ્વત મરણને આનંદથી સ્વીકારી લે છે અને તેથી અંતે જે પરિણામ તેમને ભોગવવું પડે છે તે પરિણામ અથવા નરકવાસ તેમના માટે સર્વથા યોગ્ય જ છે! ક્ષયરોગ પ્રમાણે મારો પાશ તેમને ચારે તરફથી ઘેરી લે છે અને જે કોઇ પણ મનુષ્ય વાયુને શ્વાસમાં લેનાર તથા પૃથ્વી ઉપર ચાલનાર છે તેણે પોતાની વાસનાના સરળ માર્ગમાં

મારી સાથે દોડવું જ જોઇએ એવો બહુધા નિયમ જ થઇ ગયો છે અને એ મારામાટે કાંઈ જેવા તેવા આનંદનો વિષય નથી ! ”

*　　*　　*　　*

પિશાચની વિશાળ મૉટર પોતાનાં ભૂમિને કંપાવનારાં ચક્રોને ફેરવતી હવે પ્રથમ કરતાં પણ અધિક વેગથી આગળ વધવા લાગી અને જેમ જેમ તે આગળ વધવા માંડી, તેમ તેમ સુવિશાળ અપછાયાઓ—ભૂતાત્માઓ—તેની પાછળ પાછળ ચાલતી દૃષ્ટિગોચર થવા લાગી. એ દૃશ્યને જોઇને જાણે સૌદામિનીના પ્રકાશથી ચમકતા મેઘો આકાશમાર્ગમાં ચાલ્યા જતા હોયની ! એવો જ ભાસ થતો હતો. આ વેળાયે સૃષ્ટિની સુંદરતાનું કાલિમાના સ્વરૂપમાં પરિવર્ત્તન થઈ ગયું અને દુરર્ગન્ધમય જ્વાળાઓએ વાતાવરણમાંની સમસ્ત મધુરતાનો ક્ષણમાત્રમાં જ ક્ષય કરી નાખ્યો.

સુંદર તથા મનોહર વનપ્રદેશો ટૂટેલા ખરૂના સ્વરૂપમાં ફેરવાઇ ગયા; પર્વતો ગર્ત્તાઓ તથા ખાણોમાં પડીને અદૃશ્ય થઇ ગયા; સમુદ્રો સરિતાઓ, સરોવરો અને સલિલપ્રપાતોનાં જળ સૂકાઇને તેમનામાં કેવળ કૃષ્ણવર્ણ તથા દુર્ગન્ધમય પંક—ગારા—નો ભાગ જ અવશિષ્ટ રહ્યો; સંક્ષેપમાં કહેવાનું એટલું જ કે, પૃથ્વી કિંવા વસુંધરા સર્વથા સુંદરતાવિહીન થઈ ગઇ અને સર્વત્ર ભીષણતાનો જ ભયંકર અધિકાર વ્યાપી ગયો. જે સ્થાનમાં નેત્રોને આનંદ આપનાર હરિયાળી તથા નીલવર્ણ પર્ણોથી વિભૂષિત આરોગ્યદાયક વિશાળ વૃક્ષોવાળાં ક્ષેત્રો શોભી રહ્યાં હતાં, તે સ્થાનમાં અત્યંત વિશાળ અને માનવકોલાહલમય નગરોનો ઉદ્ભવ થયેલો દેખાયો. જે દિશામાં દૃષ્ટિપાત કરીએ ત્યાં એવાં નગરો જ દેખાતાં હતાં અને તે નગરોમાંની મીલોમાંનાં હજારો ભુંગળાંમાંથી આરોગ્યવિનાશક ધૂમાડાના ગોટેગોટ નીકળીને આકાશમાં

ઝઝૂમી રહેલી અંધુકતા સાથે મળીને અંધકારને અધિક ભીષણ બનાવતા હતા. વળી એ નગરોમાં એટલી સીમા પર્યન્ત કર્ણોને બધિર કરી નાખનારો કોલાહલ અને અન્ય પ્રકારના ધ્વનિઓ સંભળાતા હતા કે તેના યોગે જાણે સહસ્રાવધિ ઘણો એક સાથે અને અવિશ્રાંત રીતિથી શાંતિ દેવીના શરીર ઉપર આઘાત કરીને અખંડ શાંતિનો ભંગ કરી રહ્યા હોયની! એવો જ ભાસ થયા કરતો હતો. સારાંશ કે, એ નગરોમાં સમસ્ત શાંતિ,સમસ્ત ઐકાન્તિકતા, સમસ્ત આરોગ્ય અને સમસ્ત વિશ્રાંતિના ઉન્મૂલક વિનાશનો જ ઘોરતમ પ્રયત્ન આરંભાયો હતો, એમાં કોઇ પણ પ્રકારની શંકા હતી જ નહિ.

પાષાણ અને ચૂનાના મિશ્રણથી બંધાયલાં, એવાં અસંખ્ય નગરરૂપ કારાગૃહોમાં માનવજાતિના કોલાહલવ્યાપ્ત સમુદાયોના મધ્યમાંથી અત્યંત પ્રબળ ઝંઝાવાત જેવી રીતે ખરી પડેલાં પાંદડાંને ઉડાવીને સમુદ્રમાં નાખી દે છે, તેવા વેગથી પિશાચ મનુષ્યોને ચારે તરફ ઉડાવતો અવિશ્રાંત વેગથી પોતાની મૅાટરને આગળ અને આગળ ચલાવી રહ્યો હતો. પોતાની રાક્ષસીય મૅાટરને પ્રબળ ઝંઝાવાત સમાન વેગથી ચલાવતા શયતાને ગગનભેદક ભીષણ ધ્વનિથી પોકાર કરીને કહેવા માંડયું કેઃ—

"શ્વાસ લેવાનો અવકાશ નથી, વિચારમાં વીતાડવા જેટલો સમય નથી અને ઉત્તમ કાર્ય એવું કોઈ નથી કે જે કરવા યોગ્ય માની શકાય! આ નગરોનાં નિવાસી થવાથી હવે તમો ઈશ્વરના અસ્તિત્વને પણ અવશ્ય ભૂલી જશો! હવે તમો પોતાને દૃઢતાથી તમારી પોતાની જંતુ, કીટ અને વાનર આદિની આદિમ અવસ્થામાં લાવી મૂકશો અને તેમ થતાં તે અવસ્થામાંથી તમારો ઉદ્ધાર કોઇ પણ કરી શકે તેમ નથી! નહિ, તમારો કોઇ પણ ઉદ્ધારક નથી, નથી અને નથી જ! કારણ કે, અંતિમ ન્યાયના દિવસના સપ્ત દેવદૂતો પોતાના ભયદર્શક નગારાંને

વગાડી રહ્યા છે, એટલે તેમના ધ્વનિને કાણુ બંધ કરી શકે તેમ છે? તેમ જ ભયાનક મેઘગર્જના, વિદ્યુત્પાત તથા મહાપ્રબળ ભૂમિકંપના ઝપાટાને કાણુ સહન કરી શકે તેમ છે વારૂ?

" પાષાણુ તથા પાવકના પર્જન્યનો પાત થાઓ ! વૃક્ષો તથા હરિયાળી બળીને ભસ્મીભૂત થાઓ, નષ્ટ થઈ જાઓ ! અને સૂર્ય, ચંદ્ર દિવસ તથા રાત્રિ કેવળ કાલિમા તથા અંધકારના એક જ સ્વરૂપમાં પરિણુત થાઓ ! આપણુને હવે સદ્‌ગુણોની આવશ્યકતા નથી અને સ્વર્ગપ્રાપ્તિની આશાને હૃદયમાં સ્થાન આપવાનો અવકાશ નથી ! પ્રતિષ્ઠા તો હવે કાઈ મૂર્ખ મનુષ્યના પૃષ્ઠભાગપરનું એક છિન્ન વસ્ત્ર ગણાશે, એવો સમય આવી લાગ્યો છે. હવે તો જીવનનાડી કેવળ કાંચન અને કાંચન જ છે ! સુવર્ણ, સુવર્ણ અને સુવર્ણની પ્રાપ્તિમાટે લડો અને ભયાનક યુદ્ધ કરો; જ્યાં હોય ત્યાંથી સુવર્ણને ચોરી લ્યો; પોતાના ગૃહમાં સુવર્ણના રાશિ ખડકાવો; સુવર્ણના ભંડાર ભરી લ્યો; સુવર્ણની મુદ્રાઓને આનંદથી ગણ્યાં કરો; સુવર્ણને આલિંગન આપો; સુવર્ણને પોતાની શય્યામાં રાખીને સુવર્ણની સાથે જ નિદ્રાવશ થાઓ; અને છેવટે જો મરવું હોય, તો પણુ સુવર્ણને સાથે રાખીને જ જીવનનું વિસર્જન કરો ! હું તમને લક્ષાવધિ અને કોટ્યવધિના પ્રમાણુમાં એ સુવર્ણની મુદ્રાઓ આપવાને પ્રસ્તુત છું; હું તમારા શિરપર મૂશળધાર વર્ષા સમાન એ સુવર્ણમુદ્રાઓની વૃષ્ટિ વર્ષાવું છું; એટલે આવો અને જેટલું સુવર્ણ લેવાય તેટલું લઇ લ્યો ! આવો પ્રસંગ પુનઃ પુનઃ પ્રાપ્ત થવાની સંભાવના નથી ! આ સુવર્ણની સહાયતાથી પુરંદરના આગાર સમાન મોટા મોટા ગગનચુંબક પ્રાસાદો ચણાવો; જે વસ્તુની આકાંક્ષા હોય તે આ સુવર્ણની સહાયતાથી ખરીદી લ્યો; સુવર્ણની સહાયતાથી દ્યૂતક્રીડામાં નિમગ્ન

થાઓ; સુવર્ણની સહાયતાથી યથેચ્છ મદિરાપાન કરો; સુવર્ણની સહાયતાથી યથેચ્છ વ્યભિચારમાં પ્રવૃત્ત થાઓ અને જો સુવર્ણની પ્રાપ્તિ થતી હોય, તો તમારા દેહો તથા આત્માઓને પણ વેચી નાખો; કારણ કે, તમારાં આ સઘળાં સાટાંને પુષ્ટિ આપનારા પિશાચોની મારા નરકાલયમાં કાંઈ ઓછી સંખ્યા નથી, એટલે તમને પશ્ચાત્તાપનો પ્રસંગ પ્રાપ્ત થાય તેમ છે જ નહિ! સત્યમાં લેશ માત્ર પણ શ્રદ્ધા ન રાખો; ન્યાયનું નિકન્દન કાઢી નાખો; પોતાના દુર્ગુણોને ઢાંકવા-માટે સદ્‌ગુણોનો કેવળ બાહ્ય આવરણ તરીકે જ ઉપયોગ કરો; ધર્મા-ધર્મના વિવેકને વિષપાન કરાવો; તમારાં પોતાનાં શરીરોને, જ્યાં સૂધી તેમનામાં છિદ્રો પડી જાય અને તે તમારાં પાપોનો સ્પષ્ટ પ્રકાશ કરી દે, ત્યાં સૂધી પશુતુલ્ય વિકારોથી પોષતા રહો અને પુષ્ટ કરતા રહો! જે બુધિમત્તાના પરિણામે અંતે વિનાશના પાશો તમને ચારે તરફથી બાંધી લેવાના છે, તે બુદ્ધિમત્તાનું શિક્ષણ લેવાની તમારી ઇચ્છા હોય તો મારી પાસે આવો, અને તે શિક્ષણ લઇને કૃતાર્થ થાઓ! મારા ઉપદેશને સાંભળવાથી અને તદનુસાર વર્તવાથી નિસર્ગનાં સર્વ ગૂઢ રહસ્યો તમારા જાણવામાં આવી જશે અને અંતરિક્ષમાંના ગુપ્ત ભેદોને પણ તમો જાણી શકશો. તમો વિદ્યુતને પોતાની આજ્ઞાધારિણી સેવિકા કિંવા દાસી બનાવીને તેની પાસેથી ધારશો તે સેવા કરાવી શકશો; અને અંતે તે વિદ્યુચ્છક્તિ જ તમારો સંહાર કરી નાખશે! તમો ભૂમિને પોલી કરીને તેમાં એક ગુપ્ત માર્ગ બનાવશો અને 'આ ગુપ્ત તથા મૃદુ માર્ગમાં વસવાથી આપણે સર્વ પ્રકારે નિર્ભય છીએ!' એમ માનશો; પરંતુ એટલામાં ઉપરની ભૂમિ તમારા ઉપર તૂટી પડશે અને જેને તમો નિર્ભય સ્થાન માનતા હશો, તે સ્થાનની ભૂમિ તમારી કબર થઇ જશે! તમો વાયુને પ્રતિબંધમાં

રાખવાની ચેષ્ટા કરશો અને આકાશમાં વિમાનો, એરોપ્લેન્સ, તથા જેપ્લેન્સ ચલાવશો; પરંતુ યમરાજ મેઘમંડળમાં તમારી પ્રતીક્ષા કરતો બેઠો હશે અને તે તત્કાળ તમને ભૂમિ ઉપર પછાડીને તમારા ચૂરે ચૂરા કરી નાખશે! આવો, તમારા વામન રથોને સૂર્યના રથ સાથે બાંધો અને પછી તેના વિનાશક જ્વાલાચક્રપ્રતિ તણાઓ! તમારી ઉપસ્થિતિની ભ્રષ્ટતાથી મુક્ત અને સ્વચ્છ થતાં સમસ્ત સૃષ્ટિ આનંદમાં નિમગ્ન થશે; કારણ કે, જે મનુષ્યો ઈશ્વરથી વિમુખ થાય છે અને ધર્મને ભૂલીને કેવળ સ્વાર્થપરાયણતાના પ્રવાહમાં જ તણાય છે, તેવાં સર્વ પાપિષ્ઠ મનુષ્યોને ઇશ્વરે મારા હાથમાં સોંપી દેવાની દૃઢ પ્રતિજ્ઞા કરેલી છે અને અત્યારે હવે પરમેશ્વરની તે પ્રતિજ્ઞાના પાલનનો અને મને મારા ઉપાસકો મળી જવાનો યોગ્ય સમય આવી લાગ્યો છે!"

*  *  *  *

શયતાન અથવા પિશાચની મૉટર હજી પણ આગળ જેટલા જ ક્રિંગહુના તેથી પણ કિંચિત્ વિશેષ વેગ પૂર્વક ચાલી જતી હતી અને તેનો રક્ત પ્રકાશ પણ તેટલો જ ચમક્યા કરતો હતો. જે ભૂતોની આકૃતિઓ તેની મૉટરની પાછળ પાછળ ચાલતી હતી તેમનો સમુદાય એટલો અને એવો તો વિશાળ હતો કે તેમની ગણના કદાપિ કોઈથી કરી શકાય જ નહિ. ઇશ્વરપૂજકો કરતાં પિશાચપૂજકોની સંખ્યા આ સૃષ્ટિમાં વિશેષ હોય છે, એમ જે કહેવામાં આવે છે, તેનો અત્યારે સંપૂર્ણ સાક્ષાત્કાર થતો હતો. અચાનક શરદ્ ઋતુમાં હિમાલય જેવા પર્વતપ્રદેશમાં થતા હિમપાત સમાન આકાશમાંથી તારાઓનો પાત થવા માંડયો અને શયતાનની મૉટરના ચક્રના નાદ સાથે મળી જતા અન્ય ધ્વનિઓ

પણ ત્યાં અચાનક સંભળાવા લાગ્યા. એ ધ્વનિઓમાં ક્રૂરતાદર્શક વિકટ હાસ્ય, ભયાનક અભિશાપ, વિલાપ, ચીત્કાર, અને વેદનાજન્ય ચીસો ઇત્યાદિનો સમાવેશ થયેલો પ્રત્યક્ષ દેખાતો હતો. પીડાતા મનુષ્યોના ચીત્કારો, મરતાં મનુષ્યોના ડચકાં, રીબાતાં મનુષ્યોની રાડો અને એવાં જ દુઃખદર્શક અન્ય ધ્વનિઓનો ત્યાં પાર જ ન હોતો. શયતાન જેમ જેમ પોતાની મૉટરને વધારે અને વધારે ઝડપથી ચલાવતો જતો હતો, તેમ તેમ હજારોના પ્રમાણમાં સ્ત્રીઓ, પુરુષો અને બાળકો તે મૉટરની હડફેટમાં આવીને ચગદાતાં અને કપાઈ જતાં હોવાથી તે મૉટરનાં પૈડાં લોહીથી તરબોળ થઇ ગયાં અને જાણે તેમના પર મનુષ્યરક્તનો ગાઢો રંગ ચઢાવ્યો હોયની! એવું જ તેમનું સ્વરૂપ દેખાવા લાગ્યું. જે શયતાને અથવા પિશાચે પોતાના શરીરને કૃષ્ણ વસ્ત્રવડે આચ્છાદિત કર્યું હતું અને શિરપર અગ્નિના મુકુટને ધારણ કર્યો હતો તે શયતાન અનેક રાષ્ટ્રોનાં એ ક ાઇ ગયેલાં મનુષ્યોના ઢગલાપરથી અને ભગ્ન સિંહાસનોના અવશેષોપરથી પોતાની મૉટરને બેધડક ચલાવતો ઉભરાઇ જતા હર્ષને દર્શાવનારા ચીત્કારો કર્યા કરતો હતો!

"આગળ વધો, ઊતાવળથી આગળ વધો અને પ્રગતિશીલ થાઓ!" શયતાન વિશ્વના પિશાચપૂજક લોકોને સંબોધીને ગગનભેદક ભીષણ સ્વરથી કહેવા લાગ્યોઃ "સંસારના પામર જીવો! મારી સાથે ઊતાવળથી આગળ વધો અને દોરો. આપણામાટે માત્ર એક જ અંતિમ સ્થાન છે અને ત્યાં પહોંચવામાટે આપણે ત્વરાથી આગળ વધીએ છીએ! વિચારરૂપ કુસુમોને ચૂંટવામાટે માર્ગમાં ક્યાંય પણ અટકવાની લેશ માત્ર પણ આવશ્યકતા નથી અ લાગણીનાં ફળોને લણવામાટે વિલંબ કરવો અનાવશ્યક છે.

સ્થાનનાં વાતાવરણને મનુષ્યોએ પોતાનાં દુષ્કૃત્યોથી અત્યંત મલિન તથા ઘૃણાકારક બનાવી દીધું છે, તેના કરતાં અધિક સ્વચ્છ અને સુંદર લક્ષાવધિ વાતાવરણો જે સ્થાનમાં વિલસી રહ્યાં છે અને જે વાતાવરણોમાં વસતા જીવો પોતાની જીવનનૌકાઓને ઈશ્વરરૂપ બંદરના તીરપ્રાન્તમાં લઈ જવાનો શુભ ઉદ્યોગ કરી રહ્યા છે, તે સ્થાનમાં તમારે દૃષ્ટિપાત પણ કરવાનો નથી. આશારૂપ પક્ષીના મધુર સંગીતને સાંભળવાનો અવકાશ નથી; અરણ્યના એકાંત ભાગમાં વહન કરતી સરિતાઓના મધુર કલકલ નાદના શ્રવણનો સમય નથી અને શાંતિના ક્ષેત્રમાં વાયુ સાથે વિહાર કરતા અને ડોલતા લીલા ઘાસના મર્મરધ્વનિને સાંભળતાં ઊભા રહેવાની વેળા નથી ! આ સર્વ કાર્યો-માટેનો સમય નથી; માત્ર એટલું જ નહિ, પણ શાંતિથી શ્વાસ લેવાનો પણ આપણી પાસે અવકાશ નથી અને તેથી પ્રગતિશીલ થઈને અવિશ્રાંત આગળ અને આગળ જ વધતા રહો !"

શયતાન થોડી વારને માટે બોલતો બંધ થયો અને તેના મુખમંડળમાં એક પ્રકારની મહાભયાનક ગંભીરતા વ્યાપી ગઈ. થોડી વાર પછી પાછો તે પૂર્વ પ્રમાણે જ પોતાનાં ઉપાસક તથા ઉપાસિકાઓને સંબોધીને કહેવા લાગ્યો: " ઊભા થાઓ અને મારી સાથે ચાલો. જો તમારા નિર્ધારિત સ્થાનમાં તમારે પહોંચવું હોય, તો મારી સાથે ચાલ્યા વિના તમારો છૂટકો થવાનો નથી; કારણ કે, ત્યાંનો માર્ગ મારા વિના અન્ય કોઇ પણ તમને બતાવી શકે તેમ નથી. ઓ લોભના લેપથી લેપાયલા મૂર્ખ મનુષ્યો ! મારી પાછળ પાછળ કાંઈ પણ હીલચાલ કર્યા વિના ચાલ્યા આવો. ઓ સંસારના દંભ, આડંબર અને છળપ્રપંચની સાક્ષાત્ પ્રતિમાઓ ! હવે મારાથી દૂર થવાની વ્યર્થ ચેષ્ટા ન કરશો. ઓ અકરાંતિયાપણાના ભંડારો અને પશુ–

માંસભક્ષક જીવતાં કબ્રસ્તાનો ! આવો; મદિરાના મનુષ્ય આકારના પીપો, મારી સાથે ચાલ્યા આવો ! દુર્ગુણના પોષક વરુઓ ! હવે તમો મારા પંજામાંથી છટકીને ક્યાં જવાના હતા વારૂ ? નિર્લજ્જ, વ્યભિચારિણી ઇન્દ્રિયલોલુપા, અસત્યવાદિની અને મિથ્યાભિમાનિની યુવતીઓ ! હવે તમને મારા નરકાલય વિના અન્ય ક્યાંય પણ આશ્રય મળી શકે તેમ નથી. કપટથી ભરેલાં હૃદયો, પરદ્રોહિણી જિવ્હાઓ અને રંગથી રંગાયલાં મુખો ! મારી સાથે આગળ વધો. સર્વ નરપિશાચો અને નારીપિશાચિકાઓ, માર્ગમાં ક્યાંય ન અટકતાં આગળ અને આગળ વધતાં રહો અને જો ચાલતાં થાક લાગતો હોય, તો મારી મૉટરમાં બેસી જાઓ ! પવિત્રતાનો મિથ્યા આડંબર દર્શાવનાર અપવિત્ર આત્માઓ; ઓ જમણા હાથવડે ગરીબને દાન આપીને ડાબા હાથવડે પોતાના પાડોશીને છેતરનારા સદ્‌ગુણસંહારકો ! સત્વર મારા અનુગામી થાઓ ! ઓ પોતાના રાષ્ટ્રની પ્રતિષ્ઠા સાથે જુગાર રમનારા જુગારીઓ, હવે તમારો જે છેલ્લો દાવ હોય તે લગાડી દ્યો અને હારીને મોઢાં કાળાં કરો ! આવો, ચંડૂલના નશાથી પોષાયલાં અને જહરનાં ગુલામ થયેલાં સ્ત્રી તથા પુરુષો, નરરાક્ષસ તથા નારીરાક્ષસીઓ, મારૂં શીઘ્ર અનુસરણ કરો ! મારી મૉટરનાં ચક્રોને આલિંગન આપો અને બાઝી પડો ! ! ”

એ પછી શયતાન પોતાની મૉટરને ઉદ્દેશીને બોલવા લાગ્યો; “ વિશાળ સામ્રાજ્યોનાં છિન્નવિચ્છિન્ન ખંડોપર આગળ વધ, રાજાઓ તથા રાણીઓનાં હૃદયોને તેમ જ શૂરવીર, સચ્ચરિત્ર તથા બુદ્ધિમાન્ મનુષ્યોનાં જીવનોને ચગદી નાખીને, હે મારી ભયાનક મૉટર ! તું આગળ અને આગળ વધતી રહે. તે સર્વને તું ચગદી નાખ; છૂંદી નાખ અને તેમને ધૂળમાં મેળવી દે અથવા તો ભસ્મીભૂત કરી ?

આપણે ઇશ્વરસાથેના આપણા સંબંધને જ્યારે સદાને માટે તોડી નાખ્યો છે, તો પછી સભ્યતા તથા વિવેક સાથે હવે આપણો સંબંધ જ શો રહ્યો? પવિત્રતા સાથે આપણે શી લેવાદેવા? તેમ જ હિમ્મતને અને આપણને લાગતું વળગતું શું છે? સભ્યતા, વિવેક, પવિત્રતા અને હિમ્મત આદિ આપણામાટે કેવળ ઉપાલંભ અને કટુતારૂપ થનારી વસ્તુઓ વિના અન્ય કાંઇ પણ નથી; ખરેખર એ સર્વ વસ્તુઓ જે માર્ગ વિનાશના પ્રદેશમાં લઇ જનારો છે તે માર્ગમાં પ્રત્યવાયરૂપ થઇ પડનારી છે અને તેટલામાટે એ સર્વનો લેશ માત્ર પણ વિચાર ન કરતાં જે સ્થાનમાં સર્વ વિજયલાલસાઓનો અંત થાય છે, જ્યાં સર્વ નિશ્ચયોનો છેડો આવી જાય છે અને જેનાથી આગળ બીજું કોઈ સ્થાન છે જ નહિ, તે કષ્ટ તથા ચિંતાના નામથી ઓળખાતા અંતિમ સ્થાનમાં પહોંચવામાટે અત્યંત આતુરતા તથા અનંત વેગથી આગળ અને આગળ વધતી રહે; કારણ કે, મારા નરક નામક સામ્રાજ્યના પ્રવેશદ્વારનો ત્યાંથી જ આરંભ થાય છે!"

અગ્નિચક્રની ચમકતી જ્વાળા પ્રમાણે રાત્રિના અંધકારમાં પિશાચની મૉટર આગળ વધવા લાગી અને તેની આસપાસ ભૂતોની અપછાયા સમાન જે આકૃતિઓ તેને ઘેરીને ચાલતી હતી તેઓ પણ કોપાયમાન વાયુના આઘાતથી નૌકામાંના ફૂલેલા સઢો પ્રમાણે અંધકારમાં મૉટરની સાથે આગળ અને આગળ વધતી જતી હતી. શયતાન તેમને સંબોધીને કહેવા લાગ્યો કેઃ—

"હવે ઇશ્વરની પ્રાર્થના કરશો નહિ, કોઈ પણ પ્રકારની આશાને અંતઃકરણમાં સ્થાન આપશો નહિ અને પ્રેમનો પણ સર્વથા ત્યાગ કરી દેજો! વાલુકા અથવા પારદ સમાન ચંચળ થઇ જજો, કદાપિ વિશ્રાંતિ લેશો નહિ અને નિરંતર ગતિમાં જ રહ્યાં કરજો! તમો જૂની વસ્તુ-

ઓથી કંટાળી ગયાં છો અને તેથી હું તમો સર્વને નવીન વસ્તુ આપું છું! તમારા આનન્દવિલાસમાટે તમારાં શરીરોને સંપૂર્ણ ભાવથી પોષવામાં આવશે અને તમારા આત્માઓનો ઘાત કરવામાં આવશે! તમને પરિવર્ત્તન અને નવીનતા જોઇએ છીએ અને એ બે વસ્તુઓમાટે જ તમો આટલો બધો ઉપદ્રવ્યાપ મચાવી રહ્યા છો, તો તમારી એ આકાંક્ષા એટલી સીમાપર્યન્ત પૂર્ણ થશે કે અત્યન્ત નીચતમ પ્રકારના દુર્ગુણો તથા દુરાચારો સમાજમાં કેવળ 'ઇન્દ્રિયવૃત્તિ' અથવા 'હૃદયસંજ્ઞા'ના નામથી જ ઓળખાશે;—એવી પ્રત્યેક ઇન્દ્રિયવૃત્તિની તપાસ થશે, તેની ક્ષમા અપાશે અને તેનો અધઃપાત પણ કરાશે.—અને હૃદયસંવેદનાની તુલામાં સદ્‌ગુણો તથા સદાચારોને તો કદાપિ રંચ માત્ર પણ સ્થાન મળી શકશે નહિ. જીવનસંગીત અરણ્યરુદન સમાન થઇ પડશે; તેનું સ્વરૂપ સર્વથા બદલાઈ જશે અને ગૃહજીવન તથા ગૃહપ્રેમ તે ભૂતકાળની એક દંતકથાના રૂપમાં જ માત્ર અવશિષ્ટ રહેશે. બાળકોમાંનું વાત્સલ્ય અને વૃદ્ધોમાંનું પૂજ્યત્વ ભવિષ્યમાં ભૂતકાળની મૃત ભાવનાઓ જ ગણાશે અને એ ભાવનાઓનો માત્ર હાસ્ય તથા વિનોદમાં જ ઉપયોગ થતો દેખાશે! એટલે કે, એ ભાવનાઓ ભવિષ્યમાં લોકોના હાસ્યને જ પાત્ર થઇ પડશે; પરિવર્ત્તન, નવીનતા અને અસ્થિરતા એ જ આજ-કાલના લોકોની પ્રિય વસ્તુઓ છે અને તે વસ્તુઓ તમને પૂરી પાડવાને આ શયતાન સદા સર્વદા એક પગે તૈયાર છે! આજકાલના વર્ત્તમાનપત્રોના સ્વામીઓ અને તંત્રીઓ, તમારાં પત્રોના કૉલમો—અસાર દુર્નામથી ભરેલા કૉલમો—નો સર્વત્ર પ્રસાર કરો; રાજદ્રોહી બળવાખોરો અને ગણિકાઓની કીર્ત્તિને વિશ્વના ખૂણે ખૂણામાં પ્રસારો અને જેઓ સભ્ય તથા સત્યવાદી પુરુષો હોય તેમના આત્મા-

ઓનો ઉપહાસ કરીને તિરસ્કારપૂર્વક તેમની નિન્દા કર્યા કરો; ખૂની-ઓની પ્રશંસા ગાતા રહો અને કવિજનોને ઉપહાસપૂર્વક નિન્દતા રહો; ધનાઢ્ય પુરુષોની ખુશામદ કર્યા કરો અને ગરીબોપર ગાળો તથા લાતોનો વર્ષાદ વર્ષાવતા રહો; અસત્ય બોલવાની કળા વિના અન્ય કોઇ પણ વિષયનું કોઇને શિક્ષણ ન આપો; નિન્દાની જિવ્હામાં વિષની વૃદ્ધિ કરો; મહાપુરુષોની કબ્ર ખોદો અને વિશુદ્ધાત્મા તથા શૂરવીર પુરુષોની સત્કીર્ત્તિને સદાને માટે સંહારી નાખો! કારણ કે, એ જ તમારૂં સર્વોત્કૃષ્ટ કર્ત્તવ્ય કર્મ છે!"

શયતાન વચ્ચે અટકી કંકાલહાસ્ય કરીને પુનઃ કહેવા લાગ્યો: "જે મનુષ્ય અભિજાત તથા સદ્વર્ત્તનશીલ હોય, જે મનુષ્ય ઇશ્વરનો સત્ય ભક્ત તથા ઇશ્વરની સેવામાં જ નિમગ્ન હોય અને જે મનુષ્ય સત્યના માર્ગમાં જ ચાલનારો હોય, તેવા મનુષ્યને તન, મન કે ધન આદિ કોઇ પણ પ્રકારની સહાયતા કદાપિ આપશો નહિ. પ્રત્યેક અસત્યવાદને મોટા મોટા અક્ષરોમાં છાપીને પ્રકટ કરજો અને સત્યને સાતમા પાતાળમાં દાબી દેવાનો નિરંતર પ્રયત્ન કર્યા કરજો. અનીશ્વરવાદ અને પૈશાચિકતા એ બે વસ્તુઓને જ તમો પોતાની આદર્શ વસ્તુઓ માનજો અને અંત પર્યન્ત તમારા એ સિદ્ધાન્તને તમો દૃઢતાથી વળગી રહેજો! વ્યાપારને વ્યાપાર વિરુદ્ધ ઊભો કરી દ્યો; જાતિને જાતિસાથે અથડાવી મારો; રાષ્ટ્રને રાષ્ટ્ર સાથે શત્રુભાવથી રણાંગણમાં ઊભું રાખો અને પતિપત્નીમાં પુત્ર-પિતામાં તથા મિત્રોમાં પણ પરસ્પર વિરોધના પાવકને પ્રજ્વાળી દ્યો! જ્યાં સુધી તમારા વિચારહીન તથા કેવળ આડંબરવાળા પ્રલાપો-વડે તમારા પાખંડનું ડાકિનીપાત્ર આકંઠ ભરાઇ જાય અને તમારા હૃદયમાં સંપૂર્ણ સંતોષ થાય ત્યાં સુધી વિશ્વમાં એવા પ્રકારના પરસ્પર

વિગ્રહને જગાડવાના પોતાના પ્રયત્નને કદાપિ શિથિલ થવા દેશો નહિ ! હે શાંતિના વિરોધીઓ ! ઊઠો અને આવો મારી સાથે. હે શાંતિદેવોના શત્રુઓ ! તમારા હસ્તો પ્રત્યેક મનુષ્યથી વિરુદ્ધ છે : હવે વિચારમાં વીતાડવા જેટલો સમય નથી અને તેટલામાટે ઊઠો અને ધસારા તથા ધ્વનિ સહિત આગળ વધો ! કારણ કે, આકાશમાંથી મોટા તારાનો પૃથ્વીપર પાત થયો છે અને તલહીન ગર્ત્તાની ચાવી તે તારાને આપવામાં આવી છે ! અત્યારે હવે તે ગર્ત્તા ખુલ્લી છે અને તેનાં દ્વારો વસાયલાં નથી એટલે હવે તમારે અત્યંત ત્વરાથી મારી સાથે તે ગર્ત્તામાં આવવાનું છે ! "

પિશાચની પ્રચંડ મૉટર વિજળીના ઝબકારા પ્રમાણે અવકાશમાં આગળ વધવા લાગી. તેના ઝગમગતા દીપકોનો ઝગમગાટ કરતો પ્રકાશ જોનારનાં નેત્રોને અંધ કરી નાખતો હતો અને તેનાં ફરતાં ચક્રોનો ધ્વનિ ફાટતા જ્વાલામુખીના ધ્વનિ સમાન ભાસતો હતો. ઉપર દર્શાવ્યા પ્રમાણેના અવર્ણનીય ચીત્કાર તથા પોકારો વચ્ચે તેની ઉપર અને આસપાસ જે વિશાળ પર્વતો સમાન મેઘો છવાયલા હતા, તેના એક શિખરપરથી બીજા શિખરપર કૂદતી તે પિશાચની મૉટર આગળ અને આગળ જ વધ્યાં કરતી હતી ! વધતાં વધતાં તે એટલી બધી આગળ વધી ગઇ કે હવે તે બહુ જ દૂરના ભાગમાં જાણે જાંબૂડા અથવા નીલલોહિત રંગના અગ્નિની એક પાતળી રેખા હોયની, એવી જ તે દેખાવા લાગી; અને એ પ્રકાશમાં એક વિશાળ તથા અકલ્પનીય ભયગર્તાના ઉપરિભાગમાં ગાઢ કાલિમાનો એક રાક્ષસીય આકારનો પર્વત નીકળી આવ્યો હોયની ! એવું દૃશ્ય દેખાવા લાગ્યું. છતાં પણ અદ્યાપિ પિશાચની મૉટર તો આગળ વધતી જ રહી અને તેમાં બેઠેલો કૃષ્ણ વસ્ત્ર તથા અગ્નિમુકુટવાળો પિશાચ

વિકટ ચીત્કાર અને કંગાલહાસ્ય કરતો પોતાની મૅાટરની ગતિને હજી પણ ક્ષણે ક્ષણે વધારે અને વધારે વધારવા લાગ્યો. તે વળી પાછો બોલવા લાગ્યો:—

"આહ! આ વિશ્વ મરી જવામાટે કેટલું બધું ઉતાવળું થઇ ગયું છે! પ્રગતિમાં ને પ્રગતિમાં સમસ્ત સૃષ્ટિ ઉન્માદિનો થઇ ગઇ છે. ઉપર વાતાવરણમાં અને નીચે પૃથ્વીતલપર જ્યાં જોઉં છું ત્યાં એ જ અવસ્થા જોવામાં આવ્યા કરે છે. સર્વ મનુષ્યો વંટોળિયામાં ઉડતી ધૂળમાંના જંતુઓ પ્રમાણે ચક્રાકાર ભ્રમણ કરતાં, ઉડતાં ઉછળતાં અને પછડાતાં જ દષ્ટિગોચર થાય છે!"

પિશાચ હવે સૃષ્ટિમાંના તે જીવોને ઉદ્દેશીને કહેવા લાગ્યો કે: "હવે તમારો અંત આવી રહ્યો! હવે શાંત થાઓ; કારણ કે, હવે તમને કદાપિ ભ્રમણ કરવું પડે તેમ નથી! હવે મૌનને ધારણ કરી લ્યો; કારણ કે, પ્રાર્થના અને અભિશાપ તેમ જ હાસ્ય તથા રુદન આદિની આ સ્થાનમાં પરિસમાપ્તિ થાય છે! તમારા એકત્ર કરેલા અને સંગ્રહેલા સુવર્ણને હવે તમારા હાથમાંથી નાખી દ્યો; કારણ કે હવે પછી એ સુવર્ણની સહાયતાથી કોઇ પણ વસ્તુ ખરીદી શકાય તેમ નથી અને એ સુવર્ણ તમને કોઇ પણ પ્રકારે ઉપયોગી થઇ શકે તેમ નથી! મૌનની આ મહાભયાનક ગર્ત્તામાં ઊંધે માથે પછડાઇ-પડયા પછી પણ એ સુવર્ણ ઉપયોગી થશે, એવી જો તમારી ધારણા હોય, તો તે તમારી અવર્ણનીય મૂર્ખતા જ છે; બીજું કાંઇ નથી!"

મૌનવ્યાપ્ત વિસ્તારમાં અચાનક બહાર નીકળી આવેલા કૃષ્ણ પર્વતની અડોઅડ રહીને પિશાચની મૅાટર અગ્નિના ચક્ર તથા

વીજળીના કડાકા સહિત આગળ વધતી ગઈ અને ત્યાર પછી એક શ્વાસ લઇ શકાય તેટલા સમયને માટે તે ચાલતી અટકી ગઇ!

હવે પિશાચ અવની તથા આકાશના મધ્યમાં એક વિશાળ છાયા સમાન ઊભો રહ્યો. તેનો અસ્થિમય હસ્ત મૉટરના ભ્રમતા ચક્ર પર પડેલો હતો અને તેના અગ્નિમય કિંવા જ્વાલામય મુકુટની પ્રત્યેક અણી અથવા શિખામાંથી સહસ્ત્રાવધિ નક્ષત્રો સમાન તણખાં નીકળ્યા કરતાં હતાં. તેની આસપાસ ભૂતોની ભયંકર આકૃતિઓ તેને ઘેરીને ઊભી હતી, એમાંની કેટલીક આકૃતિઓ સમુદ્રમાં તૂટીને ડૂબેલી નૌકાઓ જેવી હતી, કેટલીક આકૃતિઓ પ્રતિષ્ઠાની ફાટી ગયેલી પતાકા સમાન હતી, કેટલીક આકૃતિઓ અશ્વારોહી સૈનિકો જેવી હતી, કેટલીક આકૃતિઓ સિંહાસનારૂઢ સમ્રાટો તથા રાજાઓનું સ્મરણ કરાવતી હતી; કેટલીક આકૃતિઓ અશ્રુપાત કરતી સુંદર સ્ત્રીઓની હતી; અને પિશાચની બૅટ ( Bat ) જેવી પાંખોની નીચે શ્વેત મુખોનો એક પાંડુવર્ણ સમુદાય, ઉત્તર તથા દક્ષિણમાં વિસ્તરેલો હતો. એ મુખોનાં નેત્રો વિસ્ફારિત, ફાટેલાં અને આકાશાભિમુખ હતાં અને તેમના હસ્તો જાણે પ્રાર્થના કરવામાટે જોડાયા હોયની! તેવા પ્રકારે ગોઠવાયલા દેખાતા હતા. તે સર્વ અસહ્ય યાતનાના ચક્રતળે એક સાથે ચગદાઈ ગયાં હોય, એમ સ્પષ્ટ જણાઈ આવતું હતું પરંતુ એ મૂક અથવા વાચાહીન મુખોમાંથી, તેઓ ભયથી દિઙ્મૂઢ થયેલાં હોવાથી, કોઇ પણ પ્રકારનો ધ્વનિ કિંવા શબ્દ નીકળતો સંભળાતો નહોતો; જો કોઇ પણ ધ્વનિ સંભળાતો હોય, તો પિશાચની પ્રચંડ મૉટરના ભયાનક ધ્વનિનો આકાશમાં થતો પ્રતિધ્વનિ જ હતો; કારણ કે, ઉપર દર્શાવેલા નિમેષ માત્રના વિરામ પછી તત્કાળ પિશાચની મૉટર પાછી ભયંકર ગતિથી આગળ અને આગે

મુખ ચાલતી થઇ ગઈ હતી! તે અંધુક પર્વતની ધારાપર ચાલતી ચાલતી પિશાચની મૉટર છેવટે અદષ્ટ અને અજ્ઞાતની પાતાળફાટી ગર્ત્તામાં ચાલી ગઈ! એટલે કે, પિશાચની મૉટરે અંતે નરકના અનન્ત અંધકારમય દારમાં પ્રવેશ કર્યો!

"સૂર્યના સ્વચ્છ પ્રકાશને આવા અનંત અંધકારને માટે ત્યાગી દેવો એ કોઇ પણ પ્રકારે યોગ્ય હતું ખરૂં કે?" પિશાચ પોતાની સાથે નરકાલયમાં આવેલાં મનુષ્યોને સંબોધીને વિકટ હાસ્ય તથા તિરસ્કારદર્શક વાણીથી કહેવા લાગ્યો; "તમોએ અહીંની આ યાતનાઓ તથા ક્ષીણતાને માટે સુંદરતાનો સર્વથા ત્યાગ કરી દીધો, એ તમારી કેવી અને કેટલી મૂર્ખતા! આ શાશ્વત જ્વાલામય, ધગધગતા અને કદાપિ શીતલ ન થનારા સ્થાનમાટે તમોએ કોમળતા તથા પ્રેમનાં મધુર નાદોનો તિરસ્કાર કરી દીધો, એ તમારી બુદ્ધિમત્તા-માટે ખરેખર તમને ધન્યવાદ ઘટે છે! જેની ક્ષુધા કદાપિ શમતીજ નથી તેવા એક અમર જંતુના કકડે કકડે ભક્ષ થવામાટે તમોએ શાશ્વતસુખદાયક સ્વર્ગના અધિકારને તિલાંજલિ આપી દીધી, એ જ તમારી માનવબુદ્ધિનું પરિણામ કે? તમોએ આ નરકાલયને પ્રકાશિત કરવામાટે સૃષ્ટિને બાળી નાખી છે! પરંતુ સૃષ્ટિ તો ભૂમિમાંથી નવીન ઉદ્ભવતા પુષ્પ પ્રમાણે વળી પણ પ્રફુલ્લ થશે અને તમો કે જેમનાં આત્મવિહીન જીવો સૃષ્ટિની સુન્દરતામાટે ભાર અને અત્યાચારરૂપ થઇ પડયાં છે તે તમો સૃષ્ટિના આનન્દદાયક માર્ગોમાં કદાપિ ભ્રમણ કરવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકશો નહિ!"

એ પછી પિશાચ આપણી આ સૃષ્ટિનીને સંબોધીને ગંભીર-તાથી કહેવા લાગ્યો: "હે ભૂમિ! તું આનન્દમગ્ન થા! અને હે સાગર દેવ! તું આનન્દની લહરીઓને ઉછાળવાનો આરંભ કરી દે!

કારણ કે, માનવજાતિનો ભાર તમારાપરથી ઓછો થઈ ગયો છે ! પક્ષીઓ, તમો આનન્દથી કૂજન તથા કલ્લોલ કરતાં રહો; કારણ કે, હવે ભ્રષ્ટ માનવજાતિનો તે હસ્ત તમને મારી કિંવા ઘાયલ કરી શકે તેમ નથી ! હે વૃક્ષો, તમારે એટલામાટે આનન્દમગ્ન થવાનું છે કે હવે તમારા સંહારક માનવોના કુઠારોના પ્રહાર તમારાં શરીરોપર થવાના નથી ! ક્ષેત્રો તથા અરણ્યોમાંનાં સર્વ સજીવન પ્રાણીઓ, મનુષ્યના આકારમાં હવે ક્રૂરતા આ સૃષ્ટિમાં અસ્તિત્વ ધરાવતી ન હોવાથી તમારે પણ આજના દિવસને પર્વ સામાન માનવાનો છે ! હે મહાન્ ઇશ્વર ! એક ક્ષુદ્ર જાતિની ભ્રષ્ટતાથી મુક્ત થયેલી તારી આ સૃષ્ટિને પાછી તારા હસ્તમાં લઇ લે અને નવીન માનવજાતિ–ઇશ્વરીય ગુણાલંકૃત માનવજાતિને ઉત્પન્ન કર ! કારણ કે, આ ભૂતકાળની ઘટના થઇ ગઈ છે ! ”

* * * *

સૃષ્ટિનો પાત થયો, તેની સાથે સહસ્રાવધિ ચપળાઓનો ચમકાટ દેખાયો અને સૃષ્ટિના પાતનો ભયાનક ધ્વનિ સૃષ્ટિના સમસ્ત ભાગોમાં પ્રતિધ્વનિત થવા લાગ્યો. સૃષ્ટિના એ પાતના સમયમાં માનવજાતિનો એક એવો તો ભયંકર ચીત્કાર થયો કે તે સ્વર્ગપર્યન્ત પહોંચી ગયો અને તેના યોગે સ્વર્ગનો પ્રદેશ પણ કંપવા લાગ્યો. બસ, એ એક જ ચીત્કાર સંભળાયો અને ત્યાર પછી સર્વત્ર મૌન તથા નિઃસ્તબ્ધતાનું અવિચળ સામ્રાજ્ય વ્યાપી ગયું.

ધીમે ધીમે, મંદ ગતિથી અને મંદ પરિમાણમાં એક સુવર્ણરંગિની પીત જ્યોતિએ અચાનક પ્રકટીને ઉષાના તરલ ઉદયથી અંધકારને ભિન્ન કરી નાખ્યો; શીતલ વાયુની મંદ લહરીઓએ વાતાવરણને

પરમ આલ્હાદક અને સુરભિમય કરી દીધું અને ત્યાર પછી મહા-ભયંકર નિઃસ્તબ્ધતાના કેન્દ્રમાં વિશ્વના વીતી ગયેલા ઇતિહાસપર ઇશ્વરની રક્ત મુદ્રાને મુદ્રિત કરતા એક નવીન અને કુસુંભરંગીન સૂર્ય-નારાયણનો ધીમે ધીમે ગગનમંડળમાં ઉદય થતો દેખાયો !*



* શ્રીમતી મૅરી કૉરેલીકૃત " The Devil's Motor, A Fantasy નામક એક સંક્ષિપ્ત કથાનો આ મુક્ત અનુવાદ ઇ. સ ૧૯૧૮ ના સપ્ટેમ્બર માસમાં કરવામાં આવ્યો હતો અને તે " ગુજરાતી " ના સંવત્ ૧૯૭૪ ( તા. ૩ જી નવેમ્બર ૧૯૧૮ ) ના દીપોત્સવી અંકમાં પ્રથમ વાર પ્રકાશિત થયો હતો.

૪

# કન્દર્પકુંડલા

અથવા

# પ્રણયવેદી અને પ્રાણબલિદાન !

# કન્દર્પકુંડલા

અથવા

# પ્રણયવેદી અને પ્રાણબલિદાન !

## પ્રકરણ ૧ લું

### લોહ અને ચુમ્બક

જે દિવસે આપણી પ્રસ્તુત કથાનો આરંભ થાય છે તે દિવસની તિથિ અમાવાસ્યા હતી અને તેની સાથે ખગ્રાસ સૂર્યગ્રહણનો યોગ આવી મળેલો હોવાથી અમાવાસ્યાની રાત્રિના ઘોર અંધકારની પૂર્વસૂચિકારૂપ કાલિમાનો દિવસના સમયમાં આકાશમાં પ્રસાર થયેલો દેખાતો હતો; કારણ કે, રાહુએ સૂર્યનો ગ્રાસ કરી લીધો હતો અને તેથી સૂર્યનો પ્રકાશ પૃથ્વીતલપર આવતો અટકી ગયો હતો. તે દિવસના સૂર્યગ્રહણના સંબંધમાં જ્યોતિર્વેત્તાઓનો પણ એવો અભિપ્રાય હતો કે: " ગત એક સો વર્ષના કાલાવધિમાં આવા પ્રકારના સૂર્યગ્રહણનો કોઇએ સાક્ષાત્કાર કર્યો નથી ! " આ કારણથી મુંબઈના ચોપાટી નામક સમુદ્રતીરપ્રાંતમાં સમુદ્રમાં સ્નાન કરવામાટે આવેલાં સ્ત્રી તથા પુરુષોની એટલી બધી ભીડ થયેલી હતી કે જો તે સ્ત્રીપુરુષોના સમુદાયપર એકાદ થાળી ફેંકવામાં આવે, તો તે થાળી જમીનપર ન પડતાં તેમના મસ્તકરૂપ માર્ગમાં દોડતી સમુદ્રવાસિની

થઈ જાય, એ સર્વથા નિર્વિવાદ હતું. સમુદ્રના જળમાં ઊભા રહીને તીરપ્રાન્ત પ્રતિ દૃષ્ટિપાત કરતાં, જાણે ઉપરિસ્થિત આકાશમંડળ રાહુના દર્શનથી ભયભીત થઇને સમુદ્રમાં છુપાઇ જવા ઇચ્છતું હોયની ! એવો જ ભાસ થતો હતો. જ્યાં દૃષ્ટિપાત કરવામાં આવે ત્યાં કેવળ નરમુંડ તથા નારીમુંડની શ્રેણી વિના અન્ય કોઈ પણ વસ્તુ જોવામાં આવતી નહોતી; અર્થાત્ ઘાટના નીચેના ભાગથી ઉપરના ભાગ પર્યન્ત, સમુદ્રમાં અમુક સીમાપર્યન્ત તેમ જ તીરપ્રાન્તમાં બૉમ્બે બરોડા રેલ્વે લાઈન સુધી પિપીલિકાશ્રેણી પ્રમાણે માત્ર નરમુંડ-શ્રેણીજ દૃષ્ટિગોચર થતી હતી. એક જ સ્થાનમાં, એકજ સમયમાં અને એક જ સમુદાયના સ્વરૂપમાં અસંખ્ય સ્ત્રી તથા પુરુષોની પાપના પ્રતિકારપૂર્વક પુણ્યપ્રાપ્તિની સ્પૃહા તથા પરલોકમાં સદ્‌ગતિને મેળ-વવાની લાલસાને જોઇને જો કોઇ પણ સહૃદય મનુષ્યના હૃદયમાં એક પ્રકારની અનનુભૂતપૂર્વ અને અજ્ઞેય ગંભીરતાનો ઉદ્‌ભવ થાય, તો તે ઘટના કોઇ પણ પ્રકારે અસ્વાભાવિક તો ન જ કહેવાય.

શંખનાદ તથા ઘંટાનાદ થવા લાગ્યા અને સર્વ જનોએ ગ્રહ-ણને જોવામાટે પોતાની દૃષ્ટિને આકાશમાં સ્થિર કરી દીધી. કેટલાક કહેતા હતા કે: “ સૂર્યના ગ્રાસનો આરંભ થઇ ચૂકયો છે; ” એટલે બીજા કેટલાક બોલી ઉઠતા હતા કે: “ ગ્રાસ કયાં થયો છે ? કાંઇ દેખાતું તો છે નહિ. ” એ ઉભય પક્ષના વિવાદને મટાડવામાટે કેટલાક ચતુર મનુષ્યો તેમને ઉદ્દેશીને કહેતા હતા કે: “ સૂર્યનો ગ્રાસ ન થયો હોય, તો આટલો અંધકાર છવાય ખરો કે ? જુઓ, નૈઋત્ય કોણમાં પેલો કાળો દાગ દેખાય છે તેને તમો જોઇ નથી શકતા કે શું ? હવે તો સૂર્ય ગ્રાસમુક્ત થવાની અણીપર આવી

લાગ્યો છે અને તેથી સ્નાનશુદ્ધ થવામાટે સમુદ્રમાં પ્રવેશ કરવાની આવશ્યકતા છે. ” આમાંનો કયો અભિપ્રાય સત્ય હતો એ તો પરમાત્મા જાણે, પરંતુ તત્કાળ એ પરિણામ તો અવશ્ય થયું કે જેઓ અદ્યાપિ રાહુગ્રસ્ત સૂર્યના મોક્ષકાળની પ્રતીક્ષા કરતાં તીરપ્રાન્તમાં જ ઊભાં હતાં તે સ્ત્રીઓ તથા પુરુષો એક સાથે ઘાટપરથી નીચે સમુદ્રાભિમુખ ઊતરવા લાગ્યાં. સર્વના હૃદયમાં સ્નાન વિષયક આગ્રહ તથા આકાંક્ષાની એટલી અને એવી તો પ્રબળતા થયેલી હતી કે કોઇ પણ આસપાસ કિંવા પશ્ચાદ્ ભાગમાં દૃષ્ટિપાત કરતું નહોતું; કારણ કે, સર્વની દૃષ્ટિ સમુદ્રમાં જ એકાગ્ર થયેલી હતી. સાગરના સલિલ ભણી જેઓ આગળ વધતાં હતાં તેમની પ્રસન્નતા સીમાને ઉલ્લંઘી ગઈ હતી; એટલે કે ઠેલાઠેલી તથા ધક્કાધક્કીના દુર્ગને ભેદીને સર્વ સ્ત્રીપુરુષો મહાસાગરના જળમાં પ્રવેશવામાટે ઉન્મત્ત થઇ ગયાં હતાં. પૈસો મેળવવામાટે સૂર્યોદયથી સૂર્યાસ્ત પર્યન્ત સહસ્રાવધિ વાર અસત્યવાદ કરનારા અને અસત્ય શપથને મોતીચૂર લાડવા પ્રમાણે ખાઇ જનારા મારવાડીઓની આજના પુણ્યને મેળવવામાટેની આકાંક્ષા તથા ઉત્કંઠા સર્વથી પ્રબળ જોવામાં આવતી હતી. જૈનધર્માવલંબીઓ ગ્રહણજન્ય અસ્પર્શ્યતાને માનતા ન હોવાથી અહીં સનાતન આર્ય ધર્માવલંબી મારવાડીઓ જ સમજવાના છે. ઘાટપર, ઘાટની આસપાસ અને સમુદ્રમાં સ્નાનમાટે જેટલી સીમા પર્યન્ત આગળ વધી શકાય તેમ હતું તેટલી સીમા પર્યન્ત તિલ નાખવા જેટલું સ્થાન પણ ખાલી નહોતું; છતાં ‘ પ્રથમ અમો જ સ્નાન કરી લઇએ તો સારું; ’ એવી સર્વની ઇચ્છા દેખાતી હતી; પરંતુ કદાવર પૂરબિયા, પંજાબીઓ તથા ગોદીમાં આઠ આઠ મણની ગૂણોને ગર્દનપર ઉપાડનારા ઘાટીરે

તેમ જ મજબૂત કચ્છી માડૂ-માણુસ-દુર્બલદેહ ગુજરાતીઓને ધક્કા મારી પાછળ હટાવીને ધડામ દેતા કે સમુદ્રના જળમાં કૂદી પડતા હતા અને ગુજરાતીઓ તેમનાં મોઢાં જોતા અવાક્ થઇને ઊભા રહી જતા હતા. ચપળાઓ ચંપાઇ જવા લાગી, પુરુષો પડવા લાગ્યા અને બાળકો ચગદાવાં લાગ્યાં; પરંતુ એની કોઇને કશી પણ દરકાર કે પરવા હતી જ નહિ.

જે વેળાયે સમુદ્રના ઘાટપર સ્નાનમાટેની આવી ધામધૂમ ચાલી રહી હતી તે જ વેળાયે ઘાટથી થોડેક અંતરપર પત્થરની ભીંતના આધારે બાંધેલી પાળપર એક પાષાણને અઢેલીને એક ગુજરાતી યુવક બેઠો હતો. તેના ઉદાસીનતાપૂર્ણ શાંત વદનમંડળને જોતાં સ્પષ્ટ જણાઈ આવતું હતું કે તેના હૃદયમાં સ્નાન કરવાની અન્ય જનો સમાન આગ્રહયુક્ત ઉત્કંઠા તથા દુર્લભ પુણ્યને મેળવવાની લાલસાનો સર્વથા અભાવ હતો. તેના શરીરપર અત્યારે ધોતિયું, પેરણ તથા એક ફાળિયું મળીને ત્રણ વસ્ત્રો જ જોવામાં આવતાં હતાં અને તે ઉદાસીનતાયુક્ત નેત્રોવડે ઉપર્યુક્ત દૃશ્યને નિહાળી રહ્યો હતો; તથાપિ તેનું મન કોઇ અન્ય વિષયના ચિન્તનમાં નિમગ્ન હોવાથી વસ્તુતઃ એ દૃશ્યમાં તેનું આભ્યન્તર લક્ષ તો નહોતું જ. સૂર્યના અર્ધથી અધિક અંશને રાહુએ ગ્રસી લીધો હતો; આકાશમાં અત્યંત દૂર એક તારા દેખાતી હતી; સૂર્યનાં કિરણો એ વેળાયે પીતવર્ણ થઇ ગયાં હતાં; વૃક્ષોની છાયા અતિશય સઘન કૃષ્ણ વર્ણ સમાન થઈ ગઇ હતી અને પક્ષીઓના સમુદાય આ અપૂર્વ વ્યાપારને જોઇને ભયથી વિલક્ષણ ચીત્કારો કરી રહ્યા હતા. દક્ષિણ દિશાના મંદ પવનમાં ઉષ્ણતા ન હોવાથી તે શરીરને સ્પર્શ કરતાંની સાથે જ કંટકિત કરી દેતો હતો; પરંતુ એ યુવકના હૃદયમાં

એ પ્રકૃતિપરિવર્ત્તનનું પણ કાંઇ પરિણામ થતું દેખાતું નહોતું. સારાંશ કે, એ યુવકને જો આપણે એક પ્રકારે એક બાહ્યજ્ઞાનશૂન્ય મનુષ્ય તરીકે ઓળખીએ, તો આપણું એ કાર્ય પ્રમાદના નામથી ઓળખાય તેમ નથી.

તે યુવક આવી રીતે જ્ઞાનશૂન્ય અવસ્થામાં બેઠો હતો એટલામાં અચાનક એક વ્યક્તિ તેના શરીરપર આવી પડી; માત્ર એટલુંજ નહિ, પણ પડતાંની સાથે જ તે વ્યક્તિએ એ યુવકના કટિભાગને પોતાના ઉભય કરોવડે પકડી લીધો. પોતાના શરીરપર અચાનક મનુષ્યનો ભાર આવી પડવાથી તે પોતે નીચેની પત્થરોથી ભરેલી ભૂમિપર પછડાઈ પડવાની અણીપર આવી લાગ્યો હતો; પણ સદ્‌ભાગ્યવશાત્ તેણે પોતાની સમતોલતા જાળવી રાખી અને તેથી તે પછડાતો અટકી ગયો. પોતાને આવી રીતે અકસ્માતના મુખમાંથી બચાવી લઇને તે યુવકે સંપૂર્ણ બળથી પોતાના દેહપર પડનારી અપરિચિત વ્યક્તિના હસ્તને ઝાલી લીધો અને તેને સંબોધીને કહેવા માંડ્યું કે: “ આવી રીતે અવિચારપૂર્વક કોઈના શરીરપર પડાતું હશે ખરૂં કે ! જુઓ, આ બાજૂ નીચેના ભાગમાં મોટા મોટા અણીદાર પાષાણો પડેલા છે એટલે જો હું તમારા આઘાતથી એ પાષાણોપર પછડાઈ પડ્યો હોત, તો મારી શી સ્થિતિ થવાનો સંભવ હતો, એનો તમારે અવશ્ય વિચાર કરવો જોઇતો'તો. ”

એના ઉત્તરમાં તે અપરિચિત વ્યક્તિ દીનતાદર્શક સ્વરથી કહેવા લાગી કે: “ મહાશય, ક્યાંય પણ સ્થિર થવાનું સ્થાન મારા જોવામાં ન આવ્યું અને હું ઘાટની દિશામાં જવાનો પ્રયત્ન કરતી હતી એટલામાં પાછળથી કોઇએ ધક્કો માર્યો એટલે મારા શરીર

સમતોલ રાખી ન શકવાથી તે આપના શરીરપર આવી પડ્યું. આમાં મારો લેશ માત્ર પણ દોષ નથી; છતાં પણ જો આપને કશી ઇજા થઈ હોય, તો તેમાટે હું આપની ક્ષમા માગું છું. "

આ શબ્દો સાંભળીને તે યુવકે અપરિચિત્ત વ્યક્તિના મુખમાં પોતાની દષ્ટિને સ્થિર કરી દીધી. આ વેળાયે સૂર્ય બહુધા રાહુ-કવલિત થઈ ગયો હતો; છતાં સૂર્યનો જે એક ખંડ કોઈ પ્રકારે રાહુના મુખમાં જતો બચી ગયો હતો તેના અલ્પ પ્રકાશની સહાતાથી તે યુવક જોઈ શક્યો કે તે એક યુવતીનું વદનમંડળ હતું. યુવકે તે વ્યક્તિને સ્ત્રી તરીકે ઓળખી અને તે યુવતીએ પણ તે યુવકને મોહજાળમાં લપટાવવાનો આરંભ કરી દીધો. યુવકે ગંભીરતાથી પૂછ્યું કે: " હવે તમારી શી ઇચ્છા છે ? "

રમણી કાંઇક પ્રતિભાહીન થતાં પોતાનાં ઉભય નેત્રોને લજ્જાથી પોતાના વક્ષસ્થળ પ્રતિ ઢાળીને એ પ્રશ્નના ઉત્તરમાં કહેવા લાગી કે: " મને ક્યાંય પણ ઊભા રહેવાનું સ્થાન નથી મળતું અને તેટલામાટે હું આમથી તેમ અને તેમથી આમ અથડાયા કરૂં છું. મારી મા મારી સાથે હતી; પરંતુ આ ભીડમાં તે પણ કોણ જાણે ભૂલી પડીને કયાં ચાલી ગઈ ! આપ કોઇ પ્રકારની કુશંકાને પોતાના હૃદયમાં સ્થાન આપશો નહિ, એવી આપનાં ચરણોમાં મારી પ્રાર્થના છે. જો કૃપા કરીને અહીં આપની છાયામાં મને થોડી વાર ઊભી રહેવા દેશો, તો મારાપર આપનો અતિશય ઉપકાર થશે. "

" આ ભયાનક ભીડમાં સ્થિર થઇને ઊભા રહેવાનું સર્વથા અશક્ય છે અને તેટલામાટે જો તમારી ઇચ્છા હોય, તો હું તમને કોઇ અન્ય યોગ્ય તથા નિર્ભય સ્થાનમાં લઈ જાઉં. " યુવકે પૂર્વવત્ ગંભીરતાથી કહ્યું.

" જો મને આપ કોઇ અન્ય યોગ્ય તથા નિર્ભય સ્થાનમાં લઈ જાઓ, તો તો વળી આપનો મારાપર અગાધ ઉપકાર. આ સ્થાનમાં અત્યારે મને એટલો બધો બફારો થાય છે કે મારાથી શ્વાસ પણ નથી લઈ શકાતો એટલામાટે મને કોઈ જનસમુદાયથી મુક્ત અને શીતલ સ્થાનમાં લઈ જશો, તો જ મારા પ્રાણની રક્ષા થઈ શકશે. પણ હાય, આ ભીડ એવી છે કે આ ભીડને ભેદીને અન્યત્ર પહોંચવાનું કાર્ય આપથી કરી શકાશે કે કેમ એની મારા હૃદયમાં શંકા જ રહ્યા છે. " તે યુવતીએ તે યુવક સાથે અન્ય સ્થાનમાં જવાની અનુમતિ દર્શાવતાં અતિશય સભ્યતાપૂર્વક આ શબ્દો ઉચ્ચાર્યો.

" આ ભીડને ભેદવાનો પ્રયત્ન તો હું કરીશ; પછી તો જે પરમાત્મા કરે તે ખરૂં. " યુવકે આશાવાદનો પરિચય કરાવ્યો.

આ વેળાયે અચાનક ચતુર્દિશામાં અંધકારનો અધિકાર વ્યાપી ગયો અને અંધકાર થતાં જ મનુષ્યોનો કોલાહલ આગળ કરતાં પણ વધી ગયો. અર્થાત્ સુચતુર નટરાજ વિશ્વનિયંતાએ જાણે કેટલાક સમયને માટે પોતાની નાટય લીલાની પરિસમાપ્તિ કરીને આકાશથી વસુંધરાના તલ પર્યન્ત કૃષ્ણ યવનિકા પાડી દીધી હોયની ! એવો જ ત્યાં સર્વને ભાસ થવા લાગ્યો.

અલ્પ સમય પશ્ચાત્ ચન્દ્રની કલા પ્રમાણે સૂર્યનો એક અંશ દૃષ્ટિગોચર થયો અને સર્વત્ર પ્રકાશનો અધિકાર વ્યાપી ગયો. સ્તબ્ધ પ્રકૃતિ પુનઃ સજીવન થયેલી દેખાવા લાગી; પક્ષીઓ કૂજન કરવા લાગ્યાં અને સ્તબ્ધ માનવકંઠો એક કંઠ તથા એક તાનથી હરિનામને ઉચ્ચારવા લાગ્યા. યુવકે તે યુવતીને સંબોધીને કહ્યું કે: " ચાલો, ત્યારે આપણે અહીંથી ચાલતાં થઇએ. "

" શું ત્યારે સ્નાન કર્યા વિનાજ આપણે અહીંથી ચાલ્યાં જઇએ અને સાગરસ્નાનના પુણ્યથી વંચિત થઇએ ? " યુવતીએ પ્રશ્નના રૂપમાં સાગરસ્નાનનું સ્મરણ કરાવ્યું.

આજની ભીડમાં કોઇના વાર્ત્તાલાપને સાંભળવાનો કોઈ પ્રયત્ન કરે તેમ નહોતું અને લજ્જા તથા મર્યાદા પણ ત્યાંથી વિદાય થઈ ગઈ ગઈ હતી એટલે તે મનોહારિણી યુવતી તે યુવકને તેનો હાથ ઝાલીને સાગરના જળમાં લઈ ગઈ અને કહેવા લાગી કે: " આપ પોતાના ધોતિયાના છેડા સાથે મારા સાલ્લાનો છેડો બાંધી દો; કારણકે, નહિ તો, જો મારો પગ લપસી જશે, તો સમુદ્રની ઉત્તુંગ લહરીઓ મારા શરીરને તાણી જશે અને હું અકાળ મૃત્યુના મુખમાં જઈ પડીશ. "

" જેવી તમારી ઇચ્છા. " યુવકે પ્રથમ પ્રમાણે રુક્ષ ભાવથી જ આ શબ્દો ઉચ્ચાર્યા.

રમણીએ તે યુવક ઉભયનાં વસ્ત્રોને બાંધી દે એની પ્રતીક્ષા ન કરતાં પોતે જ પોતાના સાલ્લાના એક છેડાને તે યુવકના ધોતિયાના એક છેડા સાથે બાંધી દીધો અને ત્યાર પછી બન્નેએ સાથે જ સમુદ્રસ્નાન કર્યું; માત્ર એટલું જ નહિ, પણ કોઇ એક વિવાહિત દમ્પતી પ્રમાણે દેવવન્દનના વિધિની પણ તેમણે સાથે મળીને જ સમાપ્તિ કરી. આ વેળાયે સૂર્યનાં કિરણોએ પોતાની સ્વાભાવિક તીક્ષ્ણતાને ધારી લીધી હતી અને તેમની ઉષ્ણતાથી સ્ત્રીપુરુષો આકુલવ્યાકુલ થવા લાગ્યાં હતાં. જે કારણમાટે આજે સમુદ્રસ્નાન કરવાનું હતું તે કારણની સમાપ્તિ થવાથી અને સૂર્યનો તાપ અસહ્ય થઇ પડવાથી હવે સાગરના સલિલમાં વધારે વાર ઊભા રહેવાનું અનુચિત ધારીને સર્વ સ્ત્રીપુરુષો ઘાટના માર્ગથી તીરપ્રાન્તમાં આવતાં દેખાતાં હતાં.



...લાવણ્યછટાને તે યુવક પ્રતિક્ષણ એકાગ્રદૃષ્ટિથી જોઈ રહ્યો છે.

પૃષ્ઠ ૧૩૫

એ વેળાએ તે રમણીએ યુવકને સંબોધીને કહ્યું કે: "સૂર્યનો તાપ સહી શકાતો ન હોવાથી ચાલો હવે આપણે પણ ઉપર તીરપ્રાન્તમાં ચાલીએ." અર્થાત્ યુવકે સંકેતથી અનુમતિ દર્શાવતાં આપણાં એ ઉભય પાત્રો પણ પાછાં સમુદ્રના તીરપ્રાન્તમાં આવી લાગ્યાં.

તે યુવતીનું અત્યંત સૂક્ષ્મ કિંવા પારદર્શક વસ્ત્ર ભીંજાઇને તેના શરીર સાથે ચોંટી શરીરના રંગનું જ થઇ ગયું હતું. તેના કેશદામમાંથી બિન્દુઓના સ્વરૂપમાં ટપકતા જલકણો સૂર્યકિરણમાંથી નીકળતા કનકબિન્દુ સમાન તેના ભાલપ્રદેશ, ભ્રૂકુટી, કપોલભાગ તથા નાસાગ્ર અને હડપચી આદિ મુખમંડળના ભિન્ન ભિન્ન અંશોમાં ઝૂલી રહ્યા હતા, હીલી રહ્યા હતા, ખેલી રહ્યા હતા અને સરી રહ્યા હતા. તેના નેત્રપટોપરના સૂક્ષ્મ જલકણો ઉષારાગરંજિત શિશિરનાં કિરણો સમાન શોભી રહ્યા હતા. આ વેળાએ એ યુવતીનું મુખમંડળ [illegible] સંભ્રમ, ઉત્કંઠા તથા ઉદ્વેગ આદિના યોગે તરતના ખીલેલા કમળ પ્રમાણે પ્રસ્ફુટિત થયેલું દેખાતું હતું. આ સમયની એ યુવતીની અનુપમેય શારીરિક લાવણ્યપ્રભાનો પૂર્ણ વિકાસ થયેલો દેખાતો હતો અને પ્રથમ યૌવનોદ્‌ગમની ઐશ્વર્યપ્રભાના યોગે તેના સર્વાંગમાંથી એક પ્રકારની અલૌકિક કિંવા સ્વર્ગીય જ્યોતિ બાહ્ય ભાગમાં નીકળતી દેખાતી હતી. આપણા એ યુવકે આવી અવસ્થામાં અને આવા ભાવથી કોઈ પણ મહિલાના મુખમંડળને જોયું નહોતું. આજાનુપરિલંબિત કેશદામનો પૃષ્ઠ ભાગમાં સર્વત્ર વિસ્તાર થયેલો છે; રાહુગ્રાસ કિંવા ચંદ્રછાયા પ્રમાણે સિક્ત કેશપાશ પ્રથમ યૌવનની અપૂર્વ દીપ્તિને બાંધી રાખવાની ચેષ્ટા કરી રહ્યો છે અને તે કેશપાશની આડમાં રહીને તે યુવતીની ગ્રીવાના ઘડનસૌન્દર્ય, પૃષ્ઠભાગના વર્ણગૌરવ તથા કટિતટની લાવણ્યછટાને તે યુવક પ્રતિક્ષણ એકાગ્ર દૃષ્ટિથી જોઈ

રહ્યો છે; એવા દશ્યની ત્યાં સ્થાપના થઇ ગઇ અને એ વેળાયે જો કોઈ ફોટોગ્રાફર ત્યાં પોતાના કૅમેરા સહિત વિદ્યમાન હોત, તો તેને એક અપૂર્વ ફોટો લેવાનો પ્રસંગ મળી જાત એ નિર્વિવાદ હતું.

અસ્તુ: હંસી પ્રમાણે પોતાની ગ્રીવાને ફેરવીને તે યુવકને નયન-બાણથી આહત કરતી તે યુવતી કહેવા લાગી કે: "આમ નિશ્ચલ થઇને અહીં માર્ગ વચ્ચે ઊભા કેમ રહી ગયા છો ? ચાલો, ઊતાવળ કરો."

"હા, ચાલો." યુવકે કિંચિત્ લજ્જાદર્શક ભાવથી કહ્યું.

મંદ ગતિથી તેઓ પ્રથમ તીરપ્રાન્તમાં આવ્યાં અને ત્યાંથી આગળ ચાલી રેલ્વે લાઇનને ઓળંગી અત્યારે જે માર્ગ ક્વીન્સ રોડ નામથી ઓળખાય છે તે માર્ગમાં આવી લાગ્યાં. યોગાનુયોગ એવો થયો કે એ જ ક્ષણે એક ખાલી વિક્ટોરિયા ત્યાંથી નીકળી અને તેને જોતાં જ યુવકે ગાડીવાળાને ગાડી ઊભી રાખવાનું જણાવી દીધું.

યુવતીએ યુવકને સંબોધીને કહ્યું કે: "મારી પાસે અન્ય વસ્ત્ર ન હોવાથી મારે આ ભીના વસ્ત્રથી જ ઘેર જવું પડશે તેમ જ આપ પાસે પણ અન્ય વસ્ત્ર નથી એટલે આપની દશા પણ મારા જેવી જ છે: અર્થાત્ આપ કૃપા કરીને અત્યારે મારી સાથે મારે ઘેર ચાલો એટલે ત્યાં આપના વસ્ત્રપરિવર્ત્તનની પણ યોગ્ય વ્યવસ્થા થઈ જશે."

યુવક આનું ઉત્તર આપે તે પૂર્વે ગાડીવાળાએ પૂછ્યું કે: "સાહેબ, ક્યાં જવાનું છે ?"

આનું કાંઈ પણ ઉત્તર ન આપતાં યુવક ઉત્કંઠાપૂર્ણ નયનોવડે યુવતીના મુખને જોઇ રહ્યો. યુવતી યુવકના મનોભાવને જાણી ગઈ અને તેથી વિનોદપ્રદર્શક સ્મિત કરીને યુવતીએ ગાડીવાળાને અનુલક્ષીને તેના પ્રશ્નનું ઉત્તર આપ્યું કે: "અમારે અહીંથી નિકટમાં એટલે કે કાંદાવાડીમાં જ જવાનું છે."

"બાર આના આપવા પડશે." ગાડીવાળો બોલ્યો.

યુવક તથા યુવતી વધારે કાંઈ પણ ન બોલતાં વિક્ટોરિયામાં બેઠાં અને વિક્ટોરિયા ચાલવા લાગી. ચુંબકસ્વરૂપિણી યુવતીએ યુવકની લોહ સમાન ગતિ કરી નાખી.

---

## પ્રકરણ ૨ જું

## રમાકાન્તની રૂપમુગ્ધતા

"આ વળી આજે નવો શો ધંધો આદર્યો ? આ સાથે કોને લેતી આવી !" કાંદાવાડીની અક્કલકોટ ગલીના નાકાપરના પોતાના નિવાસાલયમાં પ્રવેશ કરતાં નિઃસરણીના ઉપરિ ભાગમાં જે એક વૃદ્ધા સ્ત્રી ઊભી હતી તેણે તે યુવતીને સંબોધીને આ પ્રમાણેનો પ્રશ્ન પૂછ્યો અને તેના એ પ્રશ્નથી કદાચિત્ તે આપણી એ પૂર્વપરિચિતા તરુણીની માતા હોય, એવું અનુમાન કરી શકાય તેમ હતું; કારણ કે, એ યુવતી તેને માતા કહીને જ બોલાવતી હતી અને તે વૃદ્ધા પણ એ યુવતીમાં માતાથી પણ વિશેષ વાત્સલ્ય રાખતી હતી. અસ્તુ: વૃદ્ધાના ઉપર્યુક્ત પ્રશ્નના ઉત્તરમાં યુવતીએ એટલા જ શબ્દો ઉચ્ચાર્યા કે: "જેમને લાવવાની આવશ્કતા હતી તેમને જ આજે હું મારી સાથે લઇ આવી છું."

એ ગૃહમાં પ્રવેશતાં જ યુવકના હૃદયમાં અચાનક એક શંકાનો ઉદ્‌ભવ થયો અને તેથી તેણે પોતાના હૃદયને પૂછ્યું કે: "આ શું ! આ નવયૌવના અને લાવણ્યવતી લલના મને કયાં લઇ આવી છે ? આ કોનું નિવાસસ્થાન છે ?"

યુવતીએ પોતાની માતાને કહ્યું કે: “ મા, મને એક વસ્ત્ર આપ અને આમને પણ એક ધોતિયું લાવી આપ; કારણ કે, અમો બન્ને ભીનાં વસ્ત્રોથી અહીં આવ્યાં છીએ અને એથી શરીરમાં કોઈ પ્રકારનો વિકાર ન થઇ જાય એટલામાટે સત્વર આ વસ્ત્રોને બદલી નાખવાની આવશ્કતા છે. ”

વૃદ્ધાએ કોઇ પણ પ્રકારનો પ્રશ્ન ન કરતાં યુવતીને એક સાડી લાવી આપી અને યુવકને પહેરવામાટે રેશમી કોરનું ધોતિયું આપ્યું. બન્નેએ ભિન્નભિન્ન કક્ષમાં જઇને પોતાનાં વસ્ત્રો બદલી નાખ્યાં અને ત્યારપછી તેઓ આવીને એક કક્ષમાં બેઠાં. વૃદ્ધા જૂદી જૂદી બે મોટી રકાબીઓમાં કેટલીક મિષ્ટ ખાદ્ય વસ્તુઓ લઇ આવી અને ત્યારપછી સ્વચ્છ તથા શીતલ જળથી ભરેલાં પાત્રો પણ તે ત્યાં મૂકી ગઈ. યુવતી પોતાના ભોજનપાત્રને લઇને અન્ય કક્ષમાં ચાલી ગઇ અને યુવક તે જ કક્ષમાં એકલો બેસી રહ્યો. લગભગ વીસેક મિનિટ પછી યુવતી તાંબૂલ ચાવતી પાછી તે કક્ષમાં આવી લાગી અને યુવક સમક્ષ ભોજનપાત્રને જેમનું તેમ પડેલું જોઇને આશ્ચર્યદર્શક ભાવથી કહેવા લાગી કે: “ આ શું ? આમાંથી આપે કાંઇ પણ નથી ખાધું ? ”

“ ખરી વાત તો એ છે કે હું ખાવાનું ભૂલી જ ગયો હતો; લ્યો હવે જે ભાવે તે ખાઇ લઉં છું. ”

“ આ ભૂલ તો જબરી, બાઇ ! જ્યારે આપ ખાવાનું જ ભૂલી જાઓ છો, તો પછી જેમાં આપનો પ્રેમ બંધાયો હશે તે પોતાના પ્રેમપાત્રને પણ આપ નહિ ભૂલી જાઓ એની શી ખાત્રી વારૂ ? ” યુવતીએ હસીને આ વાક્યો ઉચ્ચાર્યાં અને ત્યારપછી “ આ જમો; આ વસ્તુ તો ખાસ આગ્રાથી મંગાવેલી છે; ” આવા

પ્રકારના આગ્રહથી યુવકને તે ભોજનકાર્યમાં પ્રવૃત્ત રાખવાનો પ્રયત્ન કરવા લાગી. યુવતીની મધુર વાણીને સાંભળતો યુવક આત્મવિસ્મૃત થઇને રકાબીમાં જે કાંઇ હતું તે સર્વ સ્વાહા કરી ગયો અને ત્યાર-પછી જલપાન કરીને શાંત થયો. તેના ભોજનકાર્યની સમાપ્તિ થતાં યુવતીએ યુવકને આગ્રહપૂર્વક કહ્યું કે: " રાત પડવા આવી છે અને આજે આપે અત્યાર સુધી ભોજન લીધું નથી એટલે અત્યારે તો અહીં જ રોકાઓ અને જવું હોય, તો રાત્રિભોજન કર્યા પછી આનન્દથી ઘેર જજો. "

" નહિ, મારે અત્યારે જ ઘેર જવું જોઇએ; કારણ કે, મારાં માતુશ્રી મારી વાટ જોઇને બેઠાં હશે અને તેથી હું અકારણ અહીં રોકાઇ રહું એ સારૂં ન કહેવાય." આ શબ્દો ઉચ્ચારીને યુવક જવા-માટે ઊભો થઈ ગયો.

યુવતી નિઃસરણી પર્યન્ત તેની સાથે આવી અને એક પ્રકારની વિચિત્ર ભાવભંગીથી યુવકને નિહાળવા લાગી. યુવક પણ મંત્રમુગ્ધ-વત્ અચલ દૃષ્ટિથી યુવતીના વદનમંડળને જોઇ રહ્યો. યુવતીએ વિદાય થતા યુવકને સંબોધીને અત્યંત મંદ તથા બાષ્પગદ્ગદ સ્વરથી પૂછ્યું કે: " આપ આ પર્ણકુટીમાં પાછા ક્યારે પધારશો ? "

યુવકે એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને કહ્યું કે: " અવકાશ મળતાં હું અવશ્ય અહીં આવીશ અને તમારા વદનદર્શનથી મારાં નેત્રોને કૃતાર્થ કરીશ ! "

યુવક ત્યાંથી નીકળ્યા પછી માર્ગમાં ચાલતો મનોગત વિચાર કરવા લાગ્યો કે: " એ યુવતી કોણ છે ? શું એ કોઇ વેશ્યા છે ? મેં વસ્ત્રાંચલ બાંધીને સમુદ્રમાં સ્નાન કોની સાથે કર્યું ? મેં કોના ગૃહનું અન્ન ખાધું ? વેશ્યાઓમાં પણ આટલી સીમા પર્યન્ત

સૌન્દર્યનો નિવાસ હોય છે ખરો ? વેશ્યામાં આટલા લાવણ્ય તથા આટલી પવિત્રતાનો નિવાસ હોય એ તો એક મહદાશ્ચર્ય જ કહી શકાય ? એ શું વાસ્તવિકતાથી વેશ્યાનું નિવાસસ્થાન છે ? નહિ નહિ; એ અનિન્દ્યરૂપરાશિ રમણી વેશ્યા હોઇ શકે જ નહિ. એ પવિત્રતાની પ્રતિમાને વેશ્યા માનવામાં અવશ્ય મારો પ્રમાદ જ થાય છે. છતાં ધારો કે એ વેશ્યા હોય, તો પણ હું વેશ્યાને ઓળખતો જ નથી; કારણ કે, મેં વેશ્યાને કદાપિ જોઇ નથી. હું એક વાર એ સુન્દરીના મુખમંડળના દર્શનથી અવશ્ય મારાં નેત્રોથી સાર્થકતા કરીશ; કારણ કે, પરમેશ્વરસૃષ્ટ સૌન્દર્યના નિરીક્ષણમાં કોઇ પણ પ્રકારનો દોષ હોય એવી મારી માન્યતા નથી. પણ હા, આ વાર્તા જો મારી માતાના જાણવામાં આવી જશે, તો મારામાટે તે પોતાના મનમાં શું ધારશે વારૂ ? કારણ કે, મારી દુઃખિની વિધવા માતાનો હું જ એકમાત્ર આધાર છું. પરંતુ માત્ર એ યુવતીના દર્શનથી જ શું પાતક થવાનું છે ? શું એ રંભારૂપપ્રતિસ્પર્ધિનીના રૂપનું નેત્ર સંતુષ્ટ થાય ત્યાં સૂધી અવલોકન કરવાથી મારી પચીસ વર્ષની પુણ્યપ્રભા મલિન થઇ જશે ? રૂપના નિરીક્ષણ પ્રતિ સર્વની દૃષ્ટિ આકર્ષાય છે, તો પછી મારી દૃષ્ટિ કેમ ન આકર્ષાય વારૂ ? હું અવશ્ય એક વાર એ અનિંદ્યરૂપરાશિ રમણીના સ્વર્ગીય સૌન્દર્યની સમીક્ષા કરીશ ! ! ”

આવી રીતે પોતાના હૃદય સાથે ઘોરતમ દ્વંદ્વયુદ્ધ કરતો તે યુવક પોતાના ગૃહમાં આવી પહોંચ્યો. યુવકના ચરણધ્વનિને સાંભળી ગૃહના આભ્યંતર ભાગમાંથી એક વૃદ્ધા બોલી કે: “ કોણ રમાકાન્ત ? આવ્યો, બેટા ? હું કેટલી વારથી તારી વાટ જોતી બેસી રહી છું; તારી વાટ જોતાં જોતાં મારી તો આંખો પણ દુઃખવા આવી ! દીકરા, તારાથી અપવાસનું દુઃખ કેમ કરીને સહી શકાય છે એ હું

કળી શકતી નથી. એકાદશી ગઇ, બે દિવસ પછી મહાશિવરાત્રિ આવી અને આજે ગ્રહણનો પ્રસંગ આવી લાગ્યો એટલે પંચ દિવસમાં તેં ત્રણ અપવાસ તો કર્યા ! આટલી નાની અવસ્થામાં આટલા અપવાસ ઉપરા સાપરી કરીએ, તો આરોગ્ય ન જળવાય, સમજ્યો ? વળી હું તને લગ્નનો વારંવાર આગ્રહ કરીને કહ્યા કરૂં છું કે દીકરા, મારી પુત્રવધૂને હવે સત્વર ગૃહમાં લાવ; પણ તું મારી વાતને ગણકારતો નથી અને પોતાના હઠને જ વળગીને બેસી રહ્યો છે. મારી હવે જો કોઇ પણ આશા હોય, તો તે એ જ છે કે તારી વહૂ આવે અને તારા દીકરાને રમાડવાનો અવસર મને મળી જાય એટલે પછી સંસારના મોહને ત્યાગીને હું માળા ફેરવતી ભગવાનનું નામ જપ્યા કરૂં. પણ તું તો મારી વાતને માનતો જ નથી; અંગ્રેજી ભણીને તેં કોણ જાણે શું કરવા ધાર્યું છે !"

વૃદ્ધા એવી રીતે બહુ બોલી ગઇ. વૃદ્ધા માતા પોતાના પુત્રને લગ્ન કરવામાટે નિત્ય આવા પ્રકારનાં લઘુ વ્યાખ્યાનો સંભળાવ્યા કરતી હતી અને તેની સૂચના આજના વ્યાખ્યાનથી પણ મળી શકતી હતી. કિન્તુ રમાકાન્તે રુક્ષ ભાવથી કહ્યું કેઃ "માતા, મને એક ધોતિયું આપો."

પુત્રની આ વસ્ત્રયાચનાને સાંભળી માતા પુત્ર પ્રતિ દૃષ્ટિપાત કરીને કહેવા લાગી કેઃ "તેં અત્યારે જે ધોતિયું પહેર્યું છે તે બીજું તો નથી. આ કોનું ધોતિયું છે ? શું તું સમુદ્રસ્નાન નથી કરી આવ્યો ? તારૂં પોતાનું ધોતિયું ક્યાં છે ?"

રમાકાન્ત પોતાની માતાના આ શબ્દો સાંભળીને અંતરમાં ભય તથા લજ્જાથી કંપવા લાગ્યો અને આજની અદ્‌ભુત ઘટનાનું ચિત્ર પુનઃ નવીનતાથી તેના હૃદયચક્ષુ સમક્ષ વિદ્યમાન થતાં માતાના

એ પ્રશ્નનું શું ઉત્તર આપવું એનો તે તત્કાળ કશો પણુ નિશ્ચય ન કરી શકયો. અંતે કાંઇક હળકતો અને અચકાતો તે બોલ્યો કેઃ "હા, અહીં, આટલામાં પાસે જ મારા એક મિત્રને ત્યાં મારૂ ધોતિયું હું રાખી આવ્યો છું અને મારા મિત્રનું ધોતિયું પહેરી આવ્યો છું."

"તો પછી બીજું ધોતિયું શામાટે માગે છે વારૂ ?" માતાએ ધીમા સ્વરથી પૂછ્યું.

"હું બીજું ધોતિયું એટલામાટે માગું છું કે આ ધોતિયું પહેરીને જમવા બેસી શકાય તેમ નથી; કારણુ કે, બીજાનું વસ્ત્ર શુદ્ધ હોય કે અશુદ્ધ હોય એ આપણા જાણવામાં કયાંથી હોય ?" રમાકાન્તે આ ઉત્તરથી માતાના સંશયનું નિવારણુ કરી નાખ્યું.

માતાએ પુત્રની યાચના અનુસાર ધોતિયું પેટીમાંથી કાઢી આપ્યું અને તે ધોતિયું પહેરી લઇને રેશમી કિનારના ધોતિયાને રમાકાન્તે ઘડી વાળીને એક તરફ રાખી દીધું. રમાકાન્તે આજ દિવસ સુધીમાં કદાપિ પોતાની માતા સમક્ષ અસત્યવાદ કર્યો નહોતો; પરંતુ આજે વિધિવિપાકના યોગે તેને માતા સમક્ષ અસત્યવાદ કિંવા અસત્ય ભાષણુ કરવાનો પ્રસંગ પણુ પ્રાપ્ત થઈ ગયો. આ શાનું પરિણુામ હતું ? એવો જોઈ કોઈ પ્રશ્ન પૂછે, તો એ પ્રશ્નનું સ્વાભાવિક ઉત્તર એ જ આવવાનું કે રમણીના રૂપનું કિંવા રસિક પુરુષની સૌન્દર્યમુગ્ધતાનું જ એ પરિણુામ હતું. નારીના કટાક્ષે વિશ્વામિત્ર જેવા દૃઢ તપસ્વી ઋષિના મનને પણુ ચળાવ્યું હતું, તો રમાકાન્તના હૃદયને રૂપસુન્દરીનો કટાક્ષ ન ચળાવે એમ કદાપિ બની શકે ખરૂં કે ?

સૂરત રમાકાન્તની જન્મભૂમિ હતી અને કાયસ્થ જાતિના એક ઉચ્ચ તથા કુલીનવંશીય ગૃહસ્થનો તે કુલદીપક હતો. રમાકાન્તનો પિતા કલેકટરની ઑફિસનો એક કલાર્ક હતો અને તે પોતાના એક માત્ર

પુત્રનું અત્યન્ત યત્ન પૂર્વક પ્રતિપાલન કરતો હતો; પરંતુ રમાકાન્તના ભાગ્યમાં દીર્ઘ કાળ પર્યન્ત પિતૃસુખને ભોગવવાનો યોગ લખાયલો ન હોવાથી તેની અવસ્થા પાંચ વર્ષની થવા આવી હતી તે વેળાયે તેના પિતાએ પોતાના દુઃખી પરિવારને આ સંસારમાં સર્વથા નિરાધાર અવસ્થામાં ત્યાગી દઇને સ્વર્ગમાં પ્રયાણ કર્યું. રમાકાન્તની દુઃખિની વિધવા માતાએ એક પ્રકારની ભિક્ષાવૃત્તિને સ્વીકારી અનેક પ્રકારનાં કષ્ટોને સહન કરી રમાકાન્તને મોટો કર્યો અને ભણાવી ગણાવી પાંચ માણસોમાં બેસવા યોગ્ય બનાવ્યો. રમાકાન્ત જ્યારે મૅટ્રિકયુલેશન નામક પરીક્ષામાં પ્રથમ વર્ગમાં ઉત્તીર્ણ થયો તે વેળાયે તેને માસિક વીસ રૂપિયાની સ્કૉલરશિપ્ મળવા લાગી અને એથી બિચારી વૃદ્ધા માતાના શિરપરથી દુઃખનો ભાર કાંઇક ઓછો થયો. ત્યાર પછી બહુધા પ્રત્યેક પરીક્ષામાં ઉચ્ચ શ્રેણીમાં ઉત્તીર્ણ થઇને રમાકાન્ત સ્કૉલરશિપ્ મેળવતો જ રહ્યો એટલે પુત્રને ભણાવવવામાટે માતાને કોઇના ઉપકારના ભારતળે દબાવાની કે કોઈની પાસેથી કશી સહાયતા માગવાની આવશ્યકતા ન રહી. અર્થાત્ રમાકાન્ત પોતાની વિધવા માતાનો એકમાત્ર પુત્ર હતો અને વિશ્વવિદ્યાલયની પરીક્ષાઓમાં ઉત્તીર્ણ ઉચ્ચશિક્ષાવિભૂષિત એક સુશિક્ષિત યુવક હતો. તેના હૃદયમાં અનેક ઉચ્ચ ભાવો વસેલા હતા તેમ જ ઉચ્ચ આકાંક્ષાઓને સફળ કરવાની ઉચ્ચ આશાઓ તેના હૃદયોદ્યાનમાં નિરંતર પુષ્પપલ્લવાન્વિત રહ્યા કરતી હતી. રમાકાન્ત એક અંધશ્રદ્ધ તથા સાધનશીલ હિન્દુ ન હોવા છતાં પણ એક પવિત્રચિત્ત તથા પવિત્રચરિત્ર યુવક હતો. વૃદ્ધા માતા જ્યારે તેને લગ્ન કરવાનું આગ્રહપૂર્વક કહેતી હતી ત્યારે મલિન મુખથી રમાકાન્ત માતાના એ અનુરોધનું એવું ઉત્તર આપતો હતો કે: “ માતા, આ

સંસારમાં પરમેશ્વર વિના મારો આધાર અથવા સહાયક અન્ય કોઈ પણ નથી એટલે હું કોનાપર ભરોસો રાખીને લગ્ન કરી લઉં વારૂ? માતા, તમો એવો આશીર્વાદ આપો કે હું ધંધે વળગી જાઉં અને વકીલાતના ધંધાથી યથેષ્ટ ધન મેળવીને તમારી દીર્ઘકાળની આશાને અત્યંત સુંદર સ્વરૂપમાં પૂર્ણ કરી શકું." વૃદ્ધા માતા નિત્ય પોતાના પુત્રની આવી યુક્તિયુક્ત ઉક્તિને સાંભળીને એટલે કે પુત્ર સાથેના વાદાનુવાદમાં પરાજિત થઇને મૌનનું અવલંબન કરી લેતી હતી. આટલા દિવસ આવા પ્રકારે જ માતા તથા પુત્રનો સંસાર ચાલ્યા કરતો હતો; પરંતુ આજે અચાનક પુત્રના હૃદયમાં એક નવીન પ્રવાહ પ્રવાહિત થવા માંડ્યો હતો. આજે રમાકાન્ત ઉદાસીન હતો. આ કારણથી આજે વૃદ્ધા માતાના મુખમાંથી નિત્ય પ્રમાણે તે જ જૂની લગ્ન વિષયક વાર્તા સાંભળવા છતાં રમાકાન્તે નિયત ઉત્તર ન આપ્યું. આજે પુત્રને નિરુત્તર જોઈને વૃદ્ધા માતાનું હૃદય શોકવિહ્વલ થઇ ગયું અને તેથી તેણે પુત્રને પૂછ્યું કે: " આજે તું આટલો ઉદાસ કેમ દેખાય છે વારૂ ? " એ પ્રશ્નનું ઉત્તર ન આપતાં રમાકાન્તે કહ્યું કે: " માતા, મને ભોજન પીરસી આપો. "

## પ્રકરણ ૩ જું
## કોણ દીપક અને કોણ પતંગ ?

ગત બે પ્રકરણોમાં વર્ણવાયલી ઘટના પછી એક પક્ષ કિંવા પંદર દિવસ જેટલો સમય વીતી ગયો હતો. એટલા દિવસ રમાકાન્ત પોતાના હૃદય સાથે વિષમ દ્વન્દ્વયુદ્ધ ચલાવતો રહ્યો હતો, અનેક વાર તેણે પેલા રેશમી કિનારના ધોતિયાને પોતાના હસ્તમાં

લઈને પુનઃ યથાસ્થાન રાખી દીધું હતું તેમ જ અનેક વાર તે રેશમી કીનારના ધોતિયાને ઉપાડી તે જેનું હતું તેને આપી આવવાના ઉદ્દેશથી તે ઘરમાંથી બહાર નીકળ્યો હતો અને અડધે રસ્તેથી પાછો વળ્યો હતો. આજે જઇશ, કાલે જઇશ, પરમદિવસ જઈશ એવી ઇચ્છા તેના મનમાં થયા કરતી હતી છતાં તે યુવતી પાસે જવામાટે તેની હિમ્મત ચાલી શકતી નહોતી. તે રમણીકુલશૃંગારને જોવાની હૃદયમાં તીવ્ર ઈચ્છા હોવા છતાં પણ તેના સૌન્દર્યદર્શન-માટે તે તેના મંદિરમાં જઇ શકતો નહોતો. અર્થાત્ તેનાથી ત્યાં જઇ શકાતું નહોતું એ સત્ય; પરંતુ તેનું હૃદય શતાવધિ અસ્ત્રના આઘાતથી જર્જરિત થઇ ગયું હતું. રમાકાન્ત કોઈ વાર એકાંતમાં બેસીને અશ્રુપાત કરતો હતો, કોઇ વાર પોતે જ પોતાપર કોપાયમાન થઇને પોતાને ધિક્કારતો હતો અને કોઈ વાર વિકટ હાસ્ય કરીને પોતાના હૃદયમાંનાં સર્વ દુઃખોના દમનની ચેષ્ટા કરતો દેખાતો હતો. અંતે એક પ્રકારના નિશ્ચયપર આવીને તે મનોગત કહેવા લાગ્યો કેઃ “ત્યાં સર્વથા ન જવું એ તો યોગ્ય ન જ કહેવાય; કારણ કે, આ વસ્ત્ર મારૂં નથી અને તેટલામાટે એ વસ્ત્ર જેનું છે તેને પાછું પહોંચાડવું જ જોઇએ. ચાલ ત્યારે આજે અને અત્યારે જ આ વસ્ત્ર તેને પાછું આપી આવું.” તે પોતાના ગૃહમાંથી નીકળીને કાંદાવાડીની દિશામાં જવાને શીઘ્ર ગતિથી ચાલતો થઈ ગયો.

જે સમયે રમાકાન્ત પોતાના ગૃહમાંથી તે યુવતી પાસે જવાને નીકળ્યો હતો તે સમય રાત્રિનો હતો અને તે રાત્રિ વસન્તકાલિક પૂર્ણિમાની હોવાથી મુંબઇના ધૂલિસમાચ્છન્ન રાજમાર્ગોમાં પણ અત્યારે એક પ્રકારના મધુર પવનની લહરી વહન કરી રહી હતી. રમાકાન્ત અત્યંત શીઘ્ર ગતિથી કાંદાવાડીની દિશામાં ચાલવા લાગ્યો

અને પોતાના નિર્ધારિત સ્થાનમાં આવ્યા પછી બહુ દિવસના પરિચિત મનુષ્ય પ્રમાણે કોઇને કાંઈ પણ પૂછયા ગાછયા વિના જ તે ગૃહની નિઃસરણીપર ચઢીને ઉપરના કક્ષમાં ચાલ્યો ગયો. સૂર્યગ્રહણને દિવસે જે કક્ષમાં બેસીને તેણે ભોજનને ન્યાય આપ્યો હતો તે કક્ષમાં અત્યારે તે આવ્યો હતો. પ્રથમ તો કક્ષમાં કોઇ પણ મનુષ્ય તેના જોવામાં ન આવ્યું; પરંતુ તેનાં ચરણોના ધ્વનિને સાંભળીને બે મિનિટમાં તે જ આપણી પૂર્વપરિચિતા યુવતી મંદ ગતિથી એ કક્ષમાં આવી લાગી અને તેના વદનમંડળમાં પોતાનાં નેત્રોને સ્થિર કર્યા પછી રમાકાન્તની અવસ્થા મંત્રમુગ્ધ સર્પ સમાન થઇ ગઈ; એટલે કે, તે નિર્નિમેષ દૃષ્ટિથી તે યુવતીના વદનચંદ્રના અવલોકનમાં નિમગ્ન થઇ ગયો. યુવતી પણ એવી જ તલ્લીનતાથી યુવકના મુખશશાંકને જોઈ રહી. અર્થાત્ ઉભય વ્યક્તિઓ કેટલાક સમય પર્યન્ત પરસ્પર મુખદર્શનમાં તલ્લીન રહી; એટલે કે, યુવક તથા યુવતી નિર્વાત અને નિષ્કમ્પ પ્રદીપ પ્રમાણે રૂપશિખા સમક્ષ કેટલાક સમય પર્યન્ત સ્થિર રહીને બળવા લાગ્યાં ! અંતે પ્રણયને અનુકૂલ થનારા સમીરના સ્પર્શથી બન્નેએ એક દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો અને તેથી જાણે સ્થિર રૂપશિખા ચલાયમાન થતી દેખાવા લાગી.

યુવતીએ મંદ મધુર સ્વરથી વિવેક દર્શાવીને કહ્યું કે: “ આપ ક્યારના આમ ઊભા છો શામાટે ? બેસતા કેમ નથી ?

યુવક કિંકર્ત્તવ્યવિમૂઢ તથા વિહ્વલ અને વિમનસ્ક થઇને જ્યાં ઊભો હતો ત્યાં જ બેસી ગયો.

કક્ષમાં દીપક કિંવા લૅમ્પના પ્રકાશનો અભાવ હોવાથી જો કે અંધકાર વ્યાપેલો હતો તથાપિ વાતાયનના માર્ગથી ચન્દ્રમા વિયોગાગ્નિથી શુષ્કહૃદયા થયેલી યુવતી પ્રતિ પોતાની જે શીતલ જ્યોત્સ્નાને પ્રસારી

રહ્યો હતો તે જ્યોત્સ્નાના મંદ પ્રકાશમાં તે યુવતી વૃન્તચ્યુત યૂથિકા સમાન સર્વથા શુષ્ક થયેલી યુવકના જોવામાં આવી.

મોઝેસે જનશૂન્ય ભીષણ મરુભૂમિને ઉલ્લંઘતી વેળાયે અચાનક તૃષાતુર થવાથી અને મરુભૂમિમાં જળનો સર્વથા અભાવ હોવાથી એક શુષ્ક પ્રસ્તરખંડપર પોતાની જાદૂઈ યષ્ટિકાનો આઘાત કર્યો હતો અને તે આઘાતથી પ્રસ્તરના ચિરશુષ્ક વક્ષનું વિદારણ થતાં તેમાંથી અનાવિલ સ્વચ્છ સલિલનો પ્રવાહ કલકલ નાદ સહિત નદીના સ્વરૂપમાં વહન કરવા લાગ્યો હતો. અર્થાત્ મોઝેસની જલપિપાસા તે જલના પાનથી જ શાન્ત થઈ હતી. રમાકાન્ત પણ આ સંસારરૂપ મરુભૂમિમાં તૃષાતુર થઇને તે તૃષાની તાડનાથી અત્યાર સુધી વારંવાર પોતાના હૃદયમાં આઘાત કર્યા કરતો હતો; પરંતુ અત્યાર સુધી તેના સર્વ આઘાતો સર્વથા નિષ્ફળ જ નીવડ્યા હતા; કારણ કે, જ્યાં સુધી પ્રણયરૂપ જાદૂયષ્ટિકાનો અભાવ રહે છે, ત્યાં સુધી માનવજાતિના વક્ષરૂપ પાષાણનું ભેદન કિંવા વિદારણ થઈ શકતું નથી. રમાકાન્તે તે સૂર્યગ્રહણના દિવસથી પ્રણયરૂપ જાદૂયષ્ટિકાને પ્રાપ્ત કરી લીધી હતી અને તેના પરિણામે આજે તે યુવતીના શુષ્ક તથા વિવરણ મુખમંડળને જોઇને તેનું હૃદય શત ખંડોમાં વિભક્ત થતાં તેમાંથી શતાવધિ પ્રેમધારાઓ પ્રવાહિત થઇ ગઈ હતી. અર્થાત્ તે પ્રેમધારાના કૂલંકષ પ્રવાહમાં રમાકાન્ત ડૂબી ગયો હતો એમાં તો જાણે કોઈ પણ પ્રકારનો સંદેહ હતો જ નહિ; પરંતુ એથી તેની તૃષા ન્યૂન ન થતાં વિશેષ અને વિશેષ વધવા લાગી. તૃષાનું અન્ય નામ તૃષ્ણા છે અને તૃષ્ણામાં જ સર્વ યાતનાઓ સમાયલી છે એટલે પછી રમાકાન્તની તૃષ્ણામાં યાતનાનો અભાવ હોય એમ કદાપિ બની શકે ખરું ?

પરંતુ રમાકાન્તની એ યાતનામાં આનન્દ કિંવા સુખની છાયા અવશ્ય સમાયલી હતી અને તેથી તે એ યાતનાથી પોતાને અલિપ્ત ન રાખી શક્યો. સહસા તે યુવતી સમક્ષ જઈ તેના હસ્તને પોતાના હસ્તમાં ધારીને શું બોલવું અને શું ન બોલવું એનો કાંઈ પણ નિશ્ચય કર્યા વિના તેણે ઇષત્કંપિત સ્વરથી કહ્યું કે: "આ લ્યો હું તમારૂં મૂલ્યવાન્ વસ્ત્ર આજે પાછું લઈ આવ્યો છું."

યુવકના આ શબ્દોને સાંભળ્યા ન સાંભળ્યા કરીને તે યુવતી સલજ્જ ભાવથી કહેવા લાગી કે: "આજે પંદર દિવસ પછી આપે અહીં પધારવાનો અને આ દાસીની પર્ણકુટીને પવિત્ર કરવાનો પરિશ્રમ લીધો એને હું મારા અહોભાગ્યનું જ ફળ માનું છું. હું તો એમ જ ધારી બેઠી હતી કે હવે આ ગૃહની ભૂમિ આપના ચરણસ્પર્શથી કદાપિ પવિત્ર થવાની નથી; એટલે કે, મને એક વેશ્યા જાણીને આપ આ સ્થાનમાં નહિ આવો અને નહિ જ આવો. પરંતુ શું, વેશ્યાઓ એટલી બધી નીચ હોય છે કે જેથી ભદ્ર પુરુષો અને ભદ્રા નારીઓ વેશ્યાઓને અંત્યજો પ્રમાણે અસ્પર્શ્ય માને છે અને વેશ્યાના નામશ્રવણથી પણ તેમનાં ધર્મભીરુ હૃદયોમાં કંપનો આવિર્ભાવ થાય છે?"

"તમે વેશ્યા છો એ જ આટલા દિવસ મારા અહીં ન આવવાનું કારણ નથી; કિન્તુ મારી કેટલીક વિલક્ષણ પરિસ્થિતિઓના કારણથી જ મારાથી આટલા દિવસ અહીં આવી શકાયું નહોતું. મારા ગૃહમાં એક તો મારાં વૃદ્ધા માતુશ્રી છે અને બીજી ઘરનું કામકાજ કરનારી એક ચાકરડી છે; પણ તે રાતે પોતાને ઘેર ચાલી જતી હોવાથી માતાને એકલી મૂકીને મારાથી ઘરમાંથી બહાર કેમ કરીને નીકળી શકાય વારૂ!" રમાકાન્તે ન આવવાનું અન્ય કારણ દર્શાવ્યું; જો કે એ કારણ યથાર્થ તો નહોતું જ.

પરંતુ બુદ્ધિમતી યુવતી રમાકાન્તના દર્શાવેલા એ કારણનો પ્રતિવાદ કરતી કહેવા લાગી કે: " મહાશય, જો આપની અહીં આવવાની પ્રબળ ઇચ્છા હોત, તો આપ અહીં દિવસના સમયમાં આનન્દથી આવી શકો તેમ હતું; છતાં આપ દિવસના સમયમાં પણ અત્યારસુધીમાં ન આવ્યા એથી સ્પષ્ટ જણાઇ આવે છે કે આપના ન આવવાનું કારણ આપ દર્શાવો છો તે નથી. અર્થાત્ હું વેશ્યા છું અને વેશ્યાના શરીરને સ્પર્શ કરવાને આપ ભદ્રજનો પાપ માનતા હોવાથી આપ પોતાની ચરણ-ધૂલિથી અમારા કુટીરની ભૂમિને પવિત્ર ન કરો, એ સર્વથા સ્વાભાવિક છે અને આપના અનાગમનનું કારણ પણ એ જ છે. તથાપિ મારે આપને જણાવવું જોઇએ કે હું અદ્યાપિ વેશ્યા થઈ નથી, એટલે કે, અદ્યાપિ મેં વેશ્યાના વ્યવસાયમાં પ્રવેશ કર્યો નથી. હા, જો વેશ્યાની કન્યા હોવામાં પણ કાંઈ દોષ રહેલો હોય, તો હું વેશ્યાની કન્યા હોવાથી તે દોષની ભાગિની અવશ્ય છું; પરંતુ વાસ્તવિકતાથી મને તે દોષની ભાગિની ન જ માનવી જોઇએ: પછી તો જેવી આપની માન્યતા. "

" તમો વિના કારણ આવી કુશંકાઓને પોતાના હૃદયમાં સ્થાન શામાટે આપો છો વારૂ ! કારણ કે, તમો વેશ્યા હો, તો પણ હું તમને દોષભાગિની નથી માનતો; તો પછી તમો કેવળ વેશ્યાની કન્યા હોવાથી મારાથી તમને દોષભાગિની કેમ માની શકાય, એનો તમારે જ વિચાર કરી લેવાનો છે. આટલા દિવસ અહીં ન આવી શકવાનું જે સત્ય કારણ હતું તે મેં તમને દર્શાવી દીધું છે; છતાં મારા વચનમાં તમારો વિશ્વાસ ન બંધાતો હોય, તો પછી મારો ઉપાય નથી. તમારી પાસે ન આવી શકવાથી મારા અંતઃકરણમાં

કેવી અને કેટલી વેદના થાય છે તે હું પોતે જ જાણું છું: વાણીદ્વારા અંતરની એ વેદનાનો યથાર્થ પરિચય કરાવી શકાય તેમ નથી. તમો પોતાને વેશ્યા તરીકે ઓળખાવો છો ખરાં, પણ વસ્તુતઃ શું તમો વેશ્યા છો ? નહિ, તમો કદાપિ વેશ્યા નથી: કારણ કે, જો તમો વેશ્યા હોત, તો તમારા દેહમાં આવી દિવ્ય જ્યોતિનો નિવાસ કદાપિ હોત નહિ. છતાં વાદાર્થ આપણે થોડી વારને માટે એમ પણ માની લઇએ કે તમો એક વેશ્યા છો: તો પણ એની સાથે મારો કોઈ પણ પ્રકારનો સંબંધ નથી; કારણ કે, હું તો કેવળ તમારા મુખચન્દ્રના દર્શનનો જ આકાંક્ષી છું અને કેવળ તમારા દર્શનથી જ સુખી થવાની ઇચ્છા ધરાવું છું !" રમાકાન્તે કહ્યું.

"ભદ્ર પુરુષ, આ ભ્રાન્તિને ત્યાગી દ્યો અને જે વાસ્તવિક સ્થિતિ છે તેને જાણી લ્યો; હું વેશ્યા છું એટલે વેશ્યાના મુખદર્શનથી તમારાં પવિત્ર ચક્ષુને તથા વેશ્યાના સ્પર્શથી તમારા પવિત્રતમ દેહને અપવિત્ર તથા ભ્રષ્ટ થતાં અટકાવો. આ કાયા એટલી બધી અપવિત્ર છે કે તમારા હસ્તમાંનું પવિત્ર જળ મારા હસ્તસ્પર્શથી સર્વથા અપવિત્ર તથા અશુદ્ધ થઈ જવાનો સંભવ છે, એનો વિચાર કરો." તે યુવતીએ કિંચિદ્ ઉત્તેજનાપૂર્ણ ભાવથી આ ઉદ્‌ગારો કાઢ્યા.

પરંતુ યુવતીના હૃદયમાં આશ્વાસનદ્વારા શાંતિને સ્થાપવાના ઉદ્દેશથી રમાકાન્ત કહેવા લાગ્યો કે: ' તમો આવા નિરાશાદર્શક ઉદ્‌ગારો કાઢીને મારા હૃદયને પ્રજાળવાની ચેષ્ટા શામાટે કરો છો વારૂ ? કારણ કે, તમારા પવિત્ર મુખથી આવા અપવિત્ર શબ્દો સાંભળતાં મારા હૃદયમાં અતિશય કષ્ટ થાય છે ! "

"ભદ્ર યુવક, આપ અમારા રહસ્યને જાણતા નથી; માત્ર એટલું જ નહિ, પણ અમારી વાસ્તવિક અવસ્થા કેવી હોય છે એનો

વૃત્તાંત પણ આપે કોઇના મુખથી સાંભળ્યો નથી એટલે આવી અજ્ઞતાની અવસ્થામાં આપ વેશ્યાઓના દુઃખની યથાર્થ કલ્પના ન કરી શકો એ સ્વાભાવિક નથી કે શું?" આ શબ્દો ઉચ્ચારતાં તે યુવતીનું હૃદય ભરાઈ આવ્યું અને તેનો સ્વર મંદ પડી ગયો; તો પણ તે વચ્ચે ન અટકતાં કિંચિદ્ મંદ સ્વરથી કહેવા લાગી કે: "જુઓ, મારા આ શરીરનો જન્મ વેશ્યાના ઉદરમાંથી થયેલ છે અને અત્યારે મારો જો કોઈ પણ આધાર હોય, તો તે કેવળ મારી વૃદ્ધા માતા જ છે; કારણ કે, મારી એ વૃદ્ધા માતા વિના આ વિશાળ સંસારમાં મારું અન્ય કોઈ પણ અભિભાવક નથી. અને હા, લક્ષ્મી દેવીમાં કાંઇક વિશ્વાસ રાખી શકાય તેમ છે; પરંતુ મારે તે લક્ષ્મીને આ દેહનો વિક્રય કરીને તથા આ લોક અને પરલોકના પુણ્યજન્ય સુખનો સર્વનાશ કરીને જ મેળવવાની છે, એ આપે કદાપિ ભૂલી જવાનું નથી; કારણ કે, વેશ્યામાટે દ્રવ્યપ્રાપ્તિના એનાથી ભિન્ન અન્ય કોઈ પણ માર્ગને પરમાત્માએ નિર્માણ કર્યો જ નથી. જેઓ પોતાને ભદ્ર જન માને છે તેઓ અમો વેશ્યાઓને નિરંતર ઘૃણાની દૃષ્ટિથી જોતા હોવાથી અર્થાત્ સમાજ પણ અમોને પતિત જીવો માનીને અમારી કશી પણ સાર સંભાળ નથી લેતો; માત્ર એટલું જ નહિ, પણ સમાજ અમારાં કષ્ટોને જોઇને નિરાદર તથા ઘૃણાદર્શક ઉપહાસ કર્યા કરે છે. હાય, અમારાં જીવન મરણતુલ્ય છે; અમારા જીવનનું કશું પણ મહત્ત્વ છે જ નહિ!"

"હું વારંવાર તમને પ્રાર્થના કરી રહ્યો છું કે આવા અભદ્ર ઉદ્ગારોના અગ્નિથી મારા હૃદયને ભસ્મીભૂત ન કરો; પરંતુ તમો મારી પ્રાર્થનાને લક્ષમાં નથી લેતાં અને મને પાગલ બનાવી દેવાનો પ્રયત્ન કરી રહ્યાં છો, એનું શું કારણ છે વારુ?" રમાકાન્તે પુનઃ

તે યુવતીના આવા પ્રકારના ઉદ્‌ગારોને સાંભળવાની પ્રબળ અનિચ્છા દર્શાવી.

પરંતુ યુવતી આગ્રહપૂર્વક કહેવા લાગી કે: "કૃપાનાથ, આવી રીતે કંટાળી ન જાઓ અને પ્રથમ મારા દુ:ખની કથાને આરંભથી અંતપર્યન્ત શાન્તિપૂર્વક સાંભળી લ્યો. જુઓ, મને રૂપિયાની આવશ્યક્તા છે: એટલે કે, મારી માતાને આપવામાટે તેમ જ મારી પોતાની વૃદ્ધાવસ્થામાં જીવનને ધારવામાટે રૂપિયાની આવશ્યક્તા અનિવાર્ય હોવાથી અમારે તે રૂપિયા રૂપના બજારમાં રૂપને વેચીને તે રૂપના મૂલ્ય તરીકે મેળવવા પડે છે; કારણ કે, વેશ્યાઓ પાસે જેને વેચીને રૂપિયા ઉપજાવી શકાય એવી જો કોઈ પણ વસ્તુ હોય, તો તે કેવળ તેમનું ઈશ્વરદત્ત રૂપ જ છે. અર્થાત્ મારે પણ રૂપના બાજારમાં મારા રૂપને વેચવું જ પડશે અને તેનું મૂલ્ય ઉપજાવવું જ પડશે. કદાચિત્ મારી પોતાની આવી ઈચ્છા ન હોય, તો તે એક ભિન્ન વાર્ત્તા છે; પરંતુ મારી માતાની તો એ જ નિશ્ચયાત્મક તથા દૃઢ ઈચ્છા છે, અને મારે તેની ઈચ્છા અનુસાર વર્ત્તવું જ પડશે; કારણ કે, હું ત્રણ કે ચાર વર્ષની હતી ત્યારથી એ માતાએ મારું લાલન પાલન કર્યું છે તેમ જ સાધારણ શિક્ષણ આપવા ઉપરાંત સંગીત તથા નૃત્યકલાનું પણ મને યોગ્ય શિક્ષણ આપ્યું છે; અર્થાત્ વેશ્યા જાતિમાં જન્મેલી એક બાળાને અતિશય ઉપયુક્ત થઈ પડે તેવું શિક્ષણ આપવામાં મારી માતાએ મુક્ત હસ્તથી ધન વાપરેલું હોવાથી જો મારી માતા મને પોતાની મહતી આશાની સફળતાની સામગ્રી માને, તો તે સર્વથા સ્વાભાવિક જ છે મારી માતા હવે વૃદ્ધા વિશેષણને પાત્ર થતી જાય છે, એટલે આવા સમયમાં જો હું તેને જોઈતા રૂપિયા ન આપું, તો બીજું કોણ આપે તેમ છે વારુ!"

"બહુ બોલ્યાં: હવે કૃપા કરીને મૌનનું અવલંબન કરી લ્યો: કારણ કે, હવે તમારી આ વાતો સાંભળીને હું પાગલ થઈ જવાની

આણીપર આવી લાગ્યો છું. જેને અર્થ, દ્રવ્ય, ધન, વિત્ત તથા લક્ષ્મી આદિ ભિન્ન ભિન્ન અનેક નામોથી ઓળખવામાં આવે છે તે ધનના અભાવે મેં આ સંસારમાં જેટલાં દુઃખો તથા કષ્ટો ભોગવ્યાં છે તેટલાં દુઃખો તથા કષ્ટોને ભોગવવાનો પ્રસંગ અન્ય કોઇને ભાગ્યે જ પ્રાપ્ત થયો હશે; માત્ર એટલું જ નહિ, પણ અદ્યાપિ એ દરિદ્રતાજન્ય કષ્ટોના બંધનથી હું સંપૂર્ણ મુક્ત થઇ શકયો નથી અને તેથી અત્યારે મારાથી તમને આર્થિક સહાયતા આપી શકાય એવી મારી અવસ્થા ન હોવાથી હું નિરુપાય છું." રમાકાન્તે તે યુવતીના ધનપ્રાપ્તિ વિષયક ઉદ્ગારોના નિરાશાદર્શક ઉત્તર તરીકે પોતાની નિર્ધનતા કિંવા દરિદ્રતાનો સ્પષ્ટ શબ્દોમાં પ્રકાશ કરી દીધો.

"આપ મને આર્થિક સહાયતા આપી શકો કે ન આપી શકો તે ભિન્ન વાર્તા છે: પરંતુ મારે ધનને મેળવવામાટે રૂપનો વિક્રય કરવો જ પડશે, એ નિઃસંશય છે. આપની વૃદ્ધા માતાના હૃદયમાં પોતાના પુત્રની એટલે કે આપની કમાણીને ખાવાની લાલસા જેવી રીતે વસેલી છે તેવી જ રીતે મારી માતા મારી કમાણીને ખાવાની લાલસાથી મારા મુખને જોયા કરે છે; છતાં આપમાં અને અમારામાં જે અંતર રહેલો છે તે એ છે કે આપના હૃદયની જ્વાળાને શમાવવાના અનેક ઉપાયો અસ્તિત્વ ધરાવે છે અને અમારા હૃદયની જ્વાળા જ્યારે અમારાં શરીરો સ્મશાનમાં જાય છે ત્યારે ચિતાની જ્વાળા સાથે મળીને જ શાંત થાય છે !" યુવતીએ વેશ્યાની વાસ્તવિક અવસ્થાનું મર્મવેધક તથા હૃદયસ્પર્શી શાબ્દિક ચિત્ર આલેખી બતાવ્યું.

"હું તમારા કથનમાં રહેલા મર્મને હવે યથાર્થ સ્વરૂપમાં સમજી શકયો છું અને તેથી હવે તમને મારી એ જ પ્રાર્થના છે કે હવે આ વિષયના વિવેચનને આટલેથી જ અટકાવી દ્યો; કારણ કે, હું તમારો

સત્ય પ્રેમી હોવાથી અને તમને મારી હૃદયેશ્વરી માનતો હોવાથી કોઇ પણ ઉપાય યોજીને હું જોઇતા રૂપિયા તમને આપીશ. આ પંદર દિવસના કાલાવધિમાં તમને મળવામાટે મેં મારા હૃદયમાં જે વ્યાકુલતાને અનુભવી છે તે વ્યાકુલતા હવે પછી મારાથી સહી શકાય તેમ નથી અને તેટલામાટે તમો વેશ્યા હો કે ગમે તે હો, પણ જો હવે તમો મારી 'હૃદયેશ્વરી' નહિ થાઓ, તો હું પાગલ થઇને દયાજનક દુર્દશામાં મરી જઇશ! મારી વૃદ્ધા માતા મારા આ અસદ્વર્તનજન્ય અપમાનના આઘાતથી ભલે મરી જાય; પણ તમને તો હું મારી 'હૃદયેશ્વરી' કરીને જ શાંત થવાનો છું!" પ્રેમોન્માદ કિંવા પ્રણયપ્રાગલ્ભ્યને વશ થતાં રમાકાન્તે આ પ્રમાણેના ઉદ્ગારો કાઢ્યા અને તેથી તે યુવતીના હૃદયમાં જાણે અમૃતનું સિંચન થતું હોયની! એવો તેના મુખમંડળમાં પ્રકટતાં સંતોષદર્શક ચિન્હોને જોતાં સ્પષ્ટ રંગ દેખાવા લાગ્યો.

"હું પણ આપની જ છું અને તેથી મારા હૃદયેશ્વર આપ જ છો; પરંતુ........." યુવતી આટલા શબ્દો ઉચ્ચારીને બોલતી અટકી ગઇ.

"કેમ, 'પરંતુ' શબ્દ ઉચ્ચારીને બોલતાં અટકી કેમ ગયાં?" રમાકાન્તે આતુરતાથી પૂછ્યું.

"હું બોલતી એટલામાટે અટકી ગઇ કે હું આપની હોવા છતાં એક પવિત્ર પ્રણયિની પ્રમદાએ જે ભાવથી આપની પ્રિયતમા થઇ રહેવું જોઇએ તે ભાવ અનુસાર મારાથી આપની પ્રિયતમા થઇ શકાય તેમ નથી અને એનો મારા હૃદયમાં અતિશય ખેદ થયા કરે છે. આપણા પ્રથમ સંમેલન પછી વીતેલા પંદર દિવસનો સમય મેં કેવી રીતે વીતાડ્યો છે એની કલ્પના આપ કરી શકો તેમ નથી.

મારા આ માનસિક કષ્ટનું જો કોઈ કારણ હોય, તો તે કેવળ આપના વદનચંદ્રના દર્શનની લાલસા જ છે. આપે મને પોતાનો યથાર્થ પરિચય આપ્યો નહોતો તેમ જ આપના નિવાસસ્થાન આદિને હું જાણતી નહોતી એટલે આ વિશાળ મુમ્બાપુરીમાં મારાથી આપને ક્યાં અને કેવી રીતે શોધી શકાય વારુ? આપ પધારતા નહોતા અને મારાથી આપને શોધી કે શોધાવી શકાય તેમ નહોતું; એટલે આ એક જ કારણથી હું પ્રતિપળ તથા પ્રતિનિમેષ આપના દર્શનની લાલસાથી અશ્રુપાત કર્યા કરતી હતી; માત્ર એટલું જ નહિ, પણ મારો આત્મા તથા મારા પ્રાણ પણ આપની પ્રતીક્ષા કરતા મારા હૃદય પ્રતિ સહાનુભૂતિ દર્શાવવામાટે અશ્રુ વર્ષાવતા હતા. આપના દર્શનનો કોઇ પણ ઉપાય દૃષ્ટિગોચર ન થવાથી મને દશે દિશામાં ઘોર અન્ધકાર વ્યાપેલો દેખાતો હતો અને એ માનસિક યંત્રણાના પ્રસંગમાં આવી મળેલી મારી માતાની તાડના સર્વથા અસહ્ય થઇ પડી હતી. આપમાં મારો પ્રેમ સ્થપાયો છે અને એ જ કારણથી મારે મારી માતાના અત્યાચારોને મૌન પૂર્વક સહન કરી લેવા પડે છે. મારી માતાના કોપનું એક બીજું પણ કારણ છે અને તે એ કે અત્યારે મારી અવસ્થા સોળ વર્ષની થયેલી હોવા છતાં એટલે કે યૌવનના વસંતઋતુમાં મારો પ્રવેશ થવા છતાં હું અમારા જાતીય વ્યવસાય કિંવા વેશ્યાવૃત્તિવડે ધનોપાર્જન નથી કરતી; પરંતુ તે એ રહસ્યને નથી જાણતી કે મારો પ્રેમ આપમાં બંધાયલો હોવાથી અને તે પ્રેમ અવ્યભિચારી તથા એકનિષ્ઠ હોવાથી મારાથી હવે એ નીચથી પણ નીચ વેશ્યાવૃત્તિ નામક જાતીય વ્યવસાયને સ્વીકારી શકાય તેમ છે જ નહિ." તે યુવતી પોતાની પરિસ્થિતિનો આટલો પરિચય કરાવીને વળી પાછી બોલતી બંધ થઇ ગઇ.

યુવતીના આ બીજી વારના મૌનાવલંબનનું કારણ એ હતું કે તેના કંઠનો અવરોધ થયો હતો અને તેનાં લોચનોમાંથી મૌક્તિકબિન્દુ સમાન અશ્રુબિન્દુઓનો પાત થવા લાગ્યો હતો. રમાકાન્ત પોતાના રૂમાલથી તેનાં અશ્રુઓને લૂછવા લાગ્યો; પરંતુ તે જેટલા પરિમાણમાં તેનાં અશ્રુઓને લૂછતો હતો તેથી વિશેષ પરિમાણમાં તે યુવતીનાં નેત્રોમાંથી નવીન અશ્રુપ્રવાહ વહી નીકળતો હતો; અર્થાત્ અંતે છિન્નધમનીમાંથી છૂટેલા રક્તપ્રવાહ પ્રમાણે તેનાં નયનોમાંથી પ્રીતિની પૂતધારા પ્રવાહિતા થવા લાગી. રમાકાન્ત હવે પોતાના હૃદયને સ્થિર રાખી ન શકયો; અર્થાત્ તેનું હૃદય ભરાઈ આવતાં તે પણ એક નિર્દોષ બાલક પ્રમાણે રડવા લાગ્યો. સર્પનો દંશ થતાં દંશાયલું મનુષ્ય વિષલહરીના આઘાતથી જેવી રીતે નમી જાય છે, તેવી રીતે, રમાકાન્તનાં નેત્રોમાં અશ્રુને જોતાં તે યુવતીએ તેના વક્ષસ્થલપર નમીને પોતાના મસ્તકને ત્યાં સ્થિર કરી દીધું. રમાકાન્ત હવે પોતાના પ્રણયપ્રવાહને અટકાવી ન શકયો; રમાકાન્ત ગળી ગયો—સૌન્દર્યના એ સાગરસંગમમાં વાલુકાના પિંડ પ્રમાણે ગળી ગયો. રમાકાન્તે તે યુવતીની હડપચીને પોતાની હસ્તાંગુલિઓના મધ્યમાં પકડીને તેનો આદર કર્યો અને કેટલીક વેળા પર્યન્ત તેનાથી ખેલ કરતો રહ્યો; માત્ર એટલું જ નહિ પણ હૃદયને વશ ન રાખી શકવાથી તે યુવતીના અધરને રમાકાન્તે, પોતાની માન્યતા અનુસાર તે યુવતીના જાણવામાં ન આવી શકે તેવા ભાવથી અને અત્યન્ત ભયપૂર્વક, ચુમ્બનસુધા-વડે આર્દ્ર કરી દીધો. આ દેવદુર્લભ સૌભાગ્ય કિંવા સ્વર્ગીય સુખના સાક્ષાત્કારથી યુવતીએ પોતાનાં નેત્રોને મીચી લીધાં. એ ક્ષણે જ તે યુવતીની માતા આવીને અતિશય કઠોર વાણી તથા કઠોર ભાવથી કહેવા લાગી કે:—

"અરે અભાગિની, શું આટલામાટે જ મેં તને આટલાં કષ્ટોથી ભણાવી ગણાવીને માણસ બનાવી છે ? તું અત્યાર સુધી કાંઈ પણ શીખી શકી નથી અને જેવી હતી તેવી જ કોરી ધાકોર રહી ગઇ છે, એમ તારી અત્યારની ચેષ્ટાથી સ્પષ્ટ જણાઈ આવે છે. આપણી પર્ણકુટીમાં અત્યારે એક સદ્‌ગૃહસ્થ પધાર્યા છે તો એમની સામે ઉત્તમ વસ્ત્રો પરિધાન કરીને બેસવું જોઇએ અને તાંબૂલ તથા સિગારેટ આદિથી એમનો સત્કાર કરવો જોઇએ તેને બદલે તું આમ મડદા જેવી થઇને પડેલી છે એ તે શું કહેવાય, બાઈ! હાય, મારા ભાગ્યનો ઘટ ફૂટી ગયો અને મારૂં સર્વ કર્યું કારવ્યું માટીમાં મળી ગયું!" આટલું બોલીને તે રમાકાન્તને સંબોધીને કહેવા લાગી કેઃ "મહાશય, આવો; જે કક્ષમાં દીપકનો પ્રકાશ વિસ્તરેલો છે તે કક્ષમાં મારી પાછળ પધારો." રમાકાન્ત લજ્જાના ભાવથી સત્વર ત્યાંથી ઊઠયો અને તે વૃદ્ધાની સૂચના અનુસાર તેની પાછળ ચાલીને એક અન્ય કક્ષમાં આવ્યો.

એ અન્ય કક્ષમાં એક ટિપાઈપર રખાયલા પ્રજવલિત ટેબલલૅમ્પનો પ્રકાશ વિસ્તરેલો હતો અને તે પ્રકાશના યોગે એ ખંડમાંની નાનાવિધ વિલાસોચિત વસ્તુઓના રચનાસૌન્દર્યનો નેત્રોને પૂર્ણ પરિચય થતો હતો. ચારે તરફ દીવાલોપર રતિપ્રતિસ્પર્ધિની સુંદરી તથા લાવણ્યમયી નવયૌવના નારીઓનાં મનોહર ચિત્રો ટાંગેલાં હતાં; એક બાજૂ ગાલીચાપર એક બહુ જ મૃદુ ગાદી પાથરેલી હતી અને તેને દુગ્ધ સમાન શ્વેત ચાદરવડે આચ્છાદવામાં આવી હતી; એ ગાદીપર જેમના આધારે અઢેલીને બેસી શકાય તેવા પાંચ કે છ ગોળ તકિયા ગોઠવેલા હતા અને તે તકિયાપર સુંદર રંગીન ગિલાફો ચઢાવવામાં આવ્યા હતા. ઉત્તર દિશાની દીવાલની લગોલગ

બે બારીઓના મધ્યભાગમાં એક વિશાળ દર્પણ ટાંગેલું હતું અને તેની સામે દક્ષિણ દિશાની બારી આગળ ઉત્તમ શય્યા તથા ગાલ-મશરિયા ઇત્યાદિથી મંડિત એક પલંગ એવી રીતે ગોઠવવામાં આવ્યો હતો કે પલંગમાં વિરાજતી વ્યક્તિઓના યથાર્થ પ્રતિબિંબો તે દર્પણમાં દૃષ્ટિગોચર થઇ શકે. દર્પણની આસપાસની ખાલી દીવાલપર ફિડલ અને દિલરુબા નામક વિલાયતી તથા દેશી તંતુવાદ્યો ટાંગેલાં હતાં અને નીચે જમીનપર તબલાની એક જોડ પણ પડી હતી. ગાદીની આગળ ગાલીચાપર પાનદાન અથવા પાનનો ડબ્બો પડેલો હતો અને તે ચાંદીનો હોઇને તેનાપર સુંદર નકસી કરેલી હતી. આ કથાના જે પાઠકોને કોઇ વાર પ્રથમ પંકતિની ગણિ-કાના ગૃહમાં પદાર્પણ કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હોય, તે પાઠ-કોને તો અધિક કહેવાની આવશ્યકતા નથી; કારણ કે, તેઓ આટલા વર્ણનથીજ જાણવા યોગ્ય પરિસ્થિતિને જાણી શકે તેમ છે; પરંતુ જે પાઠકોને વેસ્યાના સ્વર્ગીય ગૃહને જોવાનો અવસર કદાપિ ન જ મળ્યો હોય તેમને વિશેષતાથી એટલું જ જણાવવાની આવશ્યકતા છે કે એ ગૃહને નવીન સભ્યતાવડે સંપૂર્ણ શૃંગારવામાં આવ્યું હતું.

રમાકાન્ત સંકોચાતો અને ભયચિકત થતો એ કક્ષમાં પ્રવેશ કરીને ઉપરિકથિત ગાદીપર બેસી ગયો અને કાતર દૃષ્ટિથી તેણે એ ખંડની સમસ્ત સામગ્રીઓની સમીક્ષા કરી લીધી. વારાંગનાઓના વિલાસગૃહમાં રમાકાન્તનો આ પ્રથમ પ્રવેશ થયો હતો; કારણકે, ચિરદુ:ખી રમાકાન્તને સંસારના આવા કોઈ પણ વિષયને શીખવા કે જાણવાનો પ્રસંગ અત્યાર સૂધીના જીવનમાં પ્રાપ્ત થયો નહોતો. તે જો કોઈ પણ વસ્તુને જાણતો હોય, તો કેવળ પોતાની વૃદ્ધા માતાને જાણતો હતો અને પોતાનાં પાઠ્ય પુસ્તકોને

જાણુનો હતો. અર્થાત્ વારાંગનાઓનાં વિલાસભવનો વિષવડે આકંઠ ભરેલા કાંચનઘટ સમાન કેવાં અને કેટલાં ભયંકર હોય છે એની તેને કશી કલ્પના જ નહોતી અને એ કારણુથી જ અત્યારે તે આ વેશ્યાભવનનું ચંચલ દૃષ્ટિથી નિરીક્ષણુ કરી રહ્યો હતો. રમાકાન્ત આવી રીતે વિસ્મયાપન્ન સ્થિતિમાં બેઠો હતો એટલામાં આપણી પૂર્વ અને પૂર્ણ પરિચિતા યુવતિએ આછા લીલા રંગની જરીની કિનાર તથા જરીના બૂટાવાળી પાતળી બનારસી સાડી તથા ઝીટ્ટીકીની ભરેલી ગુલાબી મખમલની ચોળી પહેરીને તેમ જ વિવિધ અલંકારોવડે વિભૂષિતા થઇને મરાલગતિથી એ કક્ષમાં પ્રવેશ કર્યો. યુવતીનાં નીલ નયનોની દીપ્તિ, રાગરંજિત કપોલયુગ્મની દ્યુતિ, કંચુકંઠની અમલ ધવલ વર્ણચ્છટા તથા હરિદ્વર્ણ વસ્ત્રની શ્યામલ શીતલ આભાને યુવક નિર્નિમેષ દૃષ્ટિથી નિહાળવા લાગ્યો. તેના મનમાં સ્વાભાવિક જ એવા પ્રશ્નનો ઉદ્ભવ થયો કેઃ “ સંસારમાં આવું અશ્રુતપૂર્વ રૂપ પણુ હોય છે ખરૂં કે ? અને આવા અનિન્દ્ય સૌન્દર્યને ધારવા છતાં સ્ત્રીઓ જીવતી રહી શકે છે ખરી કે ?” રમાકાન્ત નિર્વાત, નિષ્કમ્પ અને નિર્નિમેષ નયનોથી તે રૂપરાશિને જોવા લાગ્યો; રમાકાન્ત પોતાને ભૂલી જઇને, પોતાની વૃદ્ધા માતાને વિસારીને તથા પોતાના પચીસ વર્ષના કાલાવધિમાં કરેલા પુણ્યસંચયનું પણુ સર્વથા વિસ્મરણુ કરીને તે વેશ્યાનન્દિનીને યોગી જનોના ધ્યાન સમાન અખંડ ધ્યાનથી જોવા લાગ્યો !

“ કુન્દ ’ આવ; આ મહાશય સમક્ષ બેસી જા; આમ છેટી ક્યાં સુધી ઊભી રહીશ ? ” તે યુવતીની માતાએ તે યુવતીને રમાકાન્ત સમક્ષ બેસવાની સૂચના આપતાં આ મૃદુ શબ્દો ઉચ્ચાર્યા.

“ આ રૂપરાશિનું નામ કુન્દ છે એ તો અત્યારે જ મારા

જાણવામાં આવ્યું. " રમાકાન્તે તે યુવતીના નામનું પ્રથમ વાર શ્રવણ કરીને આ ઉદ્ગાર કાઢ્યો.

" જી, એનું નામ તો કન્દર્પકુંડલા છે; પણ હું એને કન્દૂના ટુંકા નામથી બોલાવું છું. " યુવતીની માતાએ યુવતીના યથાર્થ નામનો પરિચય કરાવ્યો.

કન્દર્પકુંડલા ભયના પરિણામે વાયુના આઘાતથી કંપતી વલ્લરી પ્રમાણે કંપતી ઊભી હતી; અર્થાત્ ભય, લજ્જા, ઉદ્વેગ તથા આકાંક્ષારૂપ વાયુના આઘાતો એ રૂપવલ્લરીને કંપાયમાન કરી રહ્યા હતા. અસ્તુ: માતાની આજ્ઞા સાંભળીને એક પ્રકારે અપ્રતિભ થઈ તે તત્કાળ જ્યાં ઊભી હતી ત્યાંથી આગળ વધીને રમાકાન્ત સમક્ષ બેસી ગઈ.

કન્દર્પકુંડલા બહુ સમય પર્યન્ત રમાકાન્તના મુખચંદ્રને એકાગ્ર દૃષ્ટિથી નિહાળતી રહી અને રમાકાન્ત પણ અર્ધનિમીલિત નેત્રોવડે કન્દર્પકુંડલાના અનિન્દ્યરૂપસુન્દર મુખમંડના નિરીક્ષણથી પોતાની આકાંક્ષાને પૂર્ણ કરવા લાગ્યો. ઉભયનાં નેત્રો એ વેળાયે લજ્જાથી નમ્ર, ઉદાસીન, આગ્રહપૂર્ણ, ભીતિવિહ્વલ તથા એક અજ્ઞેય ઉત્કંઠાવડે આકુલ થયેલાં હતાં. જોતજોતાંમાં ઉભયનાં લોચનો પ્રમોદમદિરાના આવેશ કિંવા મોહસ્વપ્નના પરિણામથી અર્ધનિમીલિત થઈ ગયાં. ઉભયનાં નેત્રોએ એક વિશિષ્ટ નીરવ ભાષામાં ઉભયના હૃદયની કોણ જાણે કેટલીએ વાર્તાઓનો પ્રકાશ કરી નાખ્યો. અંતે કન્દર્પકુંડલાના અધરમાં ઇષત્ કંપનો આવિર્ભાવ થયો અને તેથી તે હવે હૃદયના રુદ્ધ પ્રવાહને વધારે વાર રોકી શકે તેમ નહોતું એમ સ્પષ્ટ દેખાવા લાગ્યું. કન્દર્પકુંડલાની વૃદ્ધા માતા ત્યાંથી અન્યત્ર ચાલી ગયેલી હોવાથી કન્દર્પકુંડલા પોતાના વીણાવિનિન્દિત અને અમરાવતીની

અપ્સરાના કંઠમાંથી નીકળતા મોહનમંત્રમય મધુર ઝંકાર સમાન વરથી રમાકાન્તને સંબોધીને કહેવા લાગી કેઃ—

"આપ મારા સર્વસ્વ છો. આજસુધી આપને મેં સંપૂર્ણ ભાવથી જોયા નહોતા અને તેથી આપને હું સંપૂર્ણ ભાવથી ઓળખી શકી હોતી કિંતુ આજે આપને નિહાળવાથી જણાય છે કે આપ મારા દીર્ઘ કાળના એક પરિચિત મિત્ર છો; માત્ર એટલું જ નહિ, પણ આપ મારા જન્મજન્માન્તરના સ્વામી છો, હૃદયેશ્વર છો! આપના દર્શનમાત્રથી જ આપમાંનો મારો તે જન્મજન્માન્તરનો પ્રેમ જાગ્રત થતો અનુભવાય છે, અને એ કારણથી જ હે પ્રભો, હે સ્વામિન્, હે દેવ, મારો પ્રેમ આપમાં સ્થપાયો છે, આપની પ્રતિમાની મેં મારા હૃદયમંદિરમાં પ્રતિષ્ઠા કરેલી છે અને હું આપના પ્રેમની ઉપાસિકા થઈ રહી છું! ચાલો, આપણે કયાંક ચાલ્યાં જઇએ અને કોઇ દૂરના દેશમાં જઇને નિરંતર સાથેનાં સાથે જ રહીએ; કારણ કે, હવે મારાથી આપનો એક નિમેષમાત્રનો વિયોગ પણ સહી શકાતો નથી!"

"હાય, મારાથી મારાં વૃદ્ધા માતુશ્રીને ત્યાગીને ક્યાંય પણ જઈ શકાય તેમ નથી તેમ જ તેમને સાથે લઈ શકાય તેમ પણ નથી એટલે હું સર્વથા નિરુપાય છું." રમાકાન્તે નિરાશાજનક ઉત્તર આપ્યું.

"હાય રે, ભગવન્, હું વેશ્યાની પુત્રી શામાટે થઇ? જો હું કોઈ કુલીન માતાપિતાની પુત્રી થઈ હોત અને ધર્મવિધિથી જો આપ સાથે મારો લગ્નસંબંધ થઇ શકે તેમ હોત, તો હું આપના સર્વસ્વની અધિકારિણી થઇને સંસારનાં સર્વ સુખોને મેળવી શકત. હાય, જગદમ્બે, હું વેશ્યાના ગૃહમાં શામાટે અવતરી અને વેશ્યાકુળમાં મારો જન્મ થયો તો પછી આ પ્રિયતમના પ્રેમની લાલસામાં

લપટાવાની બુદ્ધિ મને શામાટે સૂઝી ! અને હું આ પ્રિયતમના પ્રેમની લાલસામાં લપટાઈ, તો મારા જીવનનો અંત શામાટે ન થઈ ગયો ? કારણ કે, આવા નિરાશામય જીવન કરતાં તો મૃત્યુમાં જ અધિક આનન્દ સમાયલો છે...."

"પરંતુ મને તો મૃત્યુમાં પણ આનન્દ નથી દેખાતો; કારણ કે, મૃત્યુને આધીન થવામાં કેવા અને કેટલા આનન્દનો સાક્ષાત્કાર થાય છે એ હું સારી રીતે જાણું છું." રમાકાન્ત કન્દર્પકુંડલાને બોલતી અટકાવીને કહેવા લાગ્યો: "તમારા જેવા સ્વર્ગના પારિજાતને અંકમાં રાખીને મૃત્યુને સ્વીકારતાં વળી કેટલી સીમા પર્યન્ત આનન્દની સંવેદના થાય છે, એ પણ મારાથી અજ્ઞાત નથી; કિન્તુ અત્યારે જ મૃત્યુને સ્વીકારી લેવાનો મારો અધિકાર નથી; કારણ કે, મારી વૃદ્ધા માતા અદ્યાપિ સજીવન છે. કન્દર્પકુંડલે, હું કેવળ તમારા મુખચંદ્રને જોતો રહીશ અને જ્યારે પણ હૃદય વ્યાકુલ થશે ત્યારે તમારા મુખદર્શનવડે તે વ્યાકુલતાને નિવારીને જીવનને ધારતો રહીશ! આજે જેવી રીતે તમોએ દર્શન આપવાની ઉદારતા દર્શાવી છે તેવી જ રીતે દર્શન આપવાની ઉદારતા તમારે નિરન્તર દર્શાવવી પડશે, એ કદાપિ વિસરશો નહિ."

"મારા હૃદયમાં જો કોઇ પણ આકાંક્ષા હોય તો તે આપના નિરંતર દર્શન, આપના અખંડ સમાગમ તથા આપના શાશ્વત સહવાસની જ આકાંક્ષા છે અને મારી એ આકાંક્ષાના માર્ગમાં મને કંટક દેખાય છે તેથી જ મારા હૃદયમાં અસહ્ય વેદના થવા માંડે છે. જુઓ, દેવતાને સ્વર્ગીય પારિજાત પુષ્પ જ સમર્પી શકાય છે; આપ મારા દેવ છો, પરંતુ આપનાં ચરણોમાં સમર્પી શકાય એવી મારી પાસે શી વસ્તુ છે વારુ ? આપનાં ચરણોમાં સમર્પવા યોગ્ય

કોઈ પણ વસ્તુ મારી પાસે નથી; કારણ કે, હું વેશ્યાની પુત્રી છું; કિન્તુ હા, આપ પોતાની ચરણધૂલિના દાનથી આ દાસીને કૃતાર્થ કરવાનું સામર્થ્ય અવશ્ય ધરાવો છો ! " કન્દર્પકુંડલાએ એક પતિપરાયણા સતી સુન્દરી જેવી ભાવના દર્શાવી.

" કન્દર્પકુંડલા, હું તમોને કેવા પ્રકારની દૃષ્ટિથી નિહાળું છું. એ રહસ્ય તમારા જાણવામાં કયાંથી અને કેમ કરીને આવી શકે વારુ ? મારો સંસાર તમો છો, મારું પારિજાત પુષ્પ તમો છો અને સંક્ષેપમાં કહું તો તમો જ મારું સર્વસ્વ છો; છતાં શોકનો વિષય છે કે તમારી છબિને નિરખવાનો યથેષ્ટ અવસર મને નિત્ય મળી શકે તેમ નથી. તમારા એક વારના દર્શનથીજ મારા હૃદયમાં પલ, દંડ, પ્રહર તથા કાળ આદિનું સર્વથા વિસ્મરણ થઇ જાય છે; તો આપના શાશ્વત દર્શનથી મારા આત્માને અમરત્વની પ્રાપ્તિ થાય એ સ્વાભાવિક છે; પરંતુ એ અમરત્વ મારા ભાગ્યમાં નથી લખાયું; કારણ કે; હું મુઠ્ઠી અન્નની ચિન્તામાં નિમગ્ન રહેનારો દરિદ્ર હોવાથી માર્ગમાંના ભટકતા ભિક્ષુક સમાન છું. તમો ઈન્દ્રાણી છો અને હું મર્ત્યલોકવાસી છું એટલે તમારી સેવાનો લાભ આ અભાગીને કયાંથી મળી શકે વારુ ? "

હવે કન્દર્પકુંડલા પોતાની દૃઢતાને અવિચળ રાખી ન શકી; કારણ કે, રમાકાન્તના એ ઉદ્‌ગારોને સાંભળતાં જ તે રોઈ પડી અને રોતાં રોતાં પોતાના ઉભય હસ્તોવડે તેણે પોતાના મુખને ઢાંકી લીધું. પ્રણયસાગરમાં પ્રવેશેલી તેની હૃદયનૌકા સાગરની સપાટીપર સ્પષ્ટ રૂપમાં તરી નીકળી અને તેનું દેહલાવણ્ય સમીરસન્તાડિત સરોવરના સ્વચ્છ સલિલ સમાન તરંગિત થવા લાગ્યું. રમાકાન્તે કન્દર્પકુંડલાની આ અવસ્થામાં પણ સુન્દરતાનો જ સાક્ષાત્કાર કર્યો; કારણ

કે, તેના અશ્રુપાતમાં પણ રમાકાન્તને એક પ્રકારની અપૂર્વ સૌન્દર્ય-છટા દેખાવા લાગી. પરમાત્માએ જે વ્યક્તિને સૌન્દર્યસંપત્તિ આપેલી હોય છે, તે વ્યક્તિના હાસ્ય તથા રુદન ઉભયમાં સૌન્દર્ય વ્યાપેલું હોય છે તેમ જ તેના દુઃખ તથા કોપમાં પણ સુન્દરતાનો અધિકાર દૃષ્ટિગોચર થયા કરે છે; સારાંશ કે, તે સૌન્દર્યશાલિની વ્યક્તિની કોઇ પણ પ્રકારની દશામાં તેની દેહલતામાંથી નીકળતો સૌન્દર્યરાશિ પ્રફુલ્લ થઇને સમસ્ત દિગન્તને સૌન્દર્યશાલી બનાવી દે છે. સૌન્દર્યોન્મત્ત રમાકાન્ત કન્દર્પકુંડલાની કમનીય કાયામાં ઇન્દ્ર-ધનુષ્યના વર્ણવૈચિત્ર્ય પ્રમાણે કેવળ સૌન્દર્યવૈચિત્ર્યનો જ સાક્ષાત્કાર કરવા લાગ્યો !

પાઠક તથા પાઠિકાઓ, આપ અત્યારે એનો નિર્ણય કરવાને સમર્થ છો ખરાં કે આ ક્ષેત્રમાં પતંગ કોણ છે ? કન્દર્પકુંડલા કે રમાકાન્ત ? રમાકાન્તની દૃષ્ટિથી કન્દર્પકુંડલાના રૂપમાં વન્હિશિખાનો નિવાસ હતો અને કન્દર્પકુંડલાની માન્યતા અનુસાર રમાકાન્તના દેહમાં પણ વન્હિશિખાનો અધિકાર હતો. અર્થાત્ ઉભયની રૂપ-શિખામાં ઉભય પ્રેમપિપાસુ બળીને ભસ્મીભૂત થતાં હતાં. અર્થાત્ ઉભય પતંગ હતાં અને તેઓ એક બીજાની નયનજ્વાલાથી દગ્ધ થઇ રહ્યાં હતાં. ઉભયનાં નેત્રોમાં અપૂર્વ નિરીક્ષણશક્તિનો નિવાસ હતો એટલે કે કન્દર્પકુંડલાનાં નેત્રો પણ નિરીક્ષણવિદ્યામાં નિષ્ણાત હતાં અને રમાકાન્તનાં નેત્રો પણ નિરીક્ષણકલાપારંગત હતાં અને તેથી જાણે અગ્નિશિખા અગ્નિશિખાને જ ભસ્મીભૂત કરી રહી હોયની ! એવો જ પ્રત્યક્ષ સમાન ભાસ થયા કરતો હતો.

" મહાશય, શું આજે આપ ઘેર જવા નથી ઇચ્છિતા ? અહીં જ પથારો નાખીને પડયા રહેવાનો વિચાર છે કે શું ? રાત કેટલી

વીતી ગઇ છે એનું પણ આપને કાંઇ ભાન છે કે નહિ ?” આ પ્રમાણે બોલતી કન્દર્પકુંડલાની માતાએ લગભગ અગિયાર વાગે જ્યારે અચાનક કક્ષમાં પ્રવેશ કર્યો ત્યારે જ રમાકાન્તની રૂપ નિરીક્ષા-રૂપ ધ્યાનમગ્નતાનો ભંગ થયો અને એથી શુદ્ધિમાં આવતાં તે જ્યાં બેઠો હતો ત્યાંથી તત્કાળ ઊઠીને ઊભો થઇ ગયો. કન્દર્પકુંડલાની માતાને પોતા સમક્ષ ઊભેલી જોઇને રમાકાન્તના મુખમંડળમાં એક પ્રકારની શ્યામતા પ્રસરી ગઇ; પરંતુ કોણુ જાણે એ લજ્જાનું પરિણામ હતું કે વિક્ષોભનું એ અમો કહી શકતા નથી; પરંતુ એટલું કહી શકાય તેમ છે કે શરીરમાંના કોઈ પણુ સ્થાનમાં પ્રબળ વેગથી વહન કરતા રકતસ્રોતનો અચાનક અવરોધ થતાં તે સ્થાનનો અગ્ર ભાગ જેવી કાલિમાને ધારણુ કરી લે છે; તેવી જ શ્યામતા રમાકાન્તના મુખમંડળમાં વ્યાપી ગઇ હતી. જે રમાકાન્ત પોતાનાં પ્રાણુ, મન, પ્રવૃત્તિ, પિપાસા, આશા અને આકાંક્ષા આદિને પોતાના મુખમંડળમાં સ્થાપી કન્દર્પકુંડલાના મુખચંદ્રનું નિરીક્ષણુ કરી રહ્યો હતો અને કન્દર્પકુંડલાની સુન્દરતાના આકર્ષણુથી રમાકાન્તના હૃદયની જે એક એક પ્રવૃત્તિ તથા એક એક આકાંક્ષા ઉલ્કાપિંડ પ્રમાણે તેના વદનમંડળ સાથે સંઘર્ષ કર્યા કરતી હતી; તેમાં અચાનક આવી બાધા આવી પડવાથી તેના સમુદ્ભાસિત વદનમંડળમાં અંધકાર કેમ ન વ્યાપી જાય વારૂ ? રમાકાન્ત ઉદાસીન હૃદયથી કન્દર્પકુંડલાના આવાસમાંથી બહાર જવા લાગ્યો; પરંતુ એટલામાં કન્દર્પકુંડલાએ ઊઠીને તેનો હાથ ઝાલી લીધો અને તે બાષ્પગદ્ગદ કંઠથી કહેવા લાગી કે:—

“ આજે, અત્યારે આપ મને આવી દશામાં ત્યાગીને ચાલ્યા તો જાઓ છો: પરંતુ હવે બીજી વાર આ આવાસમાં આપ પ્રવેશી

શકવાના નથી એ આપ નથી જાણતા; માત્ર એટલું જ નહિ, પણ આપના જવા પછી મારા પર કેવા અને કેટલા અત્યાચારો થશે અને મારે કેવી કેવી અસહ્ય યંત્રણાઓને સહન કરવી પડશે એની પણ આપને કલ્પના નથી. અસ્તુઃ હું એ સર્વ ભોગવી લઇશ; પરંતુ આપ કૃપા કરીને મારા આ ઉદ્ગારોને સ્મરણમાં રાખી લેજો કે હું આપની જ અર્ધાંગના છું અને આપની ચરણધૂલિને પ્રાપ્ત કરવાની આશાથી જ મારાં શરીર તથા પ્રાણોમાં અત્યાચારોને સહન કરવાના સામર્થ્યનો આવિર્ભાવ થયેલો છે ! આપે આ તુચ્છ અબળાને આદર તથા અનુરાગપૂર્વક સ્વર્ગીય કુસુમ પારિજાતના ઉપાધિવડે વિભૂષિતા કરી છે, તો હવે હું તે સ્વર્ગીય સુમન પ્રમાણે આપની સેવાને યોગ્ય થવામાટેનો નિરંતર ઉદ્યોગ કરતી રહીશ ! ! !"

"મર, મર, તું અભાગણી ! જો ને રંડા ઢંગ શીખી છે તે ! આ ખૂણામાં પડેલા ઝાડુથી હું તારી બુદ્ધિને બરાબર ઠેકાણે લાવી દઇશ, સમજી ? આટલી ભણાવી ગણાવી અને સંગીત તથા નૃત્ય આદિનું ઉત્તમ સંગીતશાસ્ત્રીઓ તથા કત્થકો રાખીને તને શિક્ષણ અપાવ્યું તે સર્વ આજના આ પરિણામમાટે કે ?" આવી રીતે કન્દર્પકુંડલાની નિર્ભર્ત્સના કરીને તેની વૃદ્ધા માતા રમાકાન્તને ઉદ્દેશીને કહેવા લાગી કેઃ "જાઓ, મહાશય, સત્વર પોતાને ઘેર ચાલ્યા જાઓ; કારણ કે, આ કાંદાવાડી નામથી ઓળખાતા કન્દર્પવાટિકા જેવાં સ્થાનો આપ જેવા પ્રતિષ્ઠિત પિતાના પુત્રોના ભ્રમણમાટે યોગ્ય નથી." અર્થાત્ આવા પ્રકારની ગર્જના કરીને કન્દર્પકુંડલાની માતાએ રમાકાન્તને પોતાના ગૃહમાંથી બહાર હાંકી કાઢ્યો.



# પ્રકરણ ૪ થું

## ભગ્ન મનોરથ

રમાકાન્ત કન્દર્પકુંડલાના ગૃહમાંથી નીકળીને નીચે માર્ગમાં આવ્યો અને તેના શરીરને જ્યારે મુક્ત વાયુની લહરીનો સ્પર્શ થયો ત્યારે જ તેના હૃદયમાં કાંઇક સ્થિરતાનો આવિર્ભાવ થતો દેખાયો. આવી રીતે હૃદયમાં સ્થિરતાનો આવિર્ભાવ થવા પછી તે એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને એક વાર કન્દર્પકુંડલાના ગૃહ પ્રતિ દૃષ્ટિપાત કરી પોતાના ગૃહની દિશાને સ્વીકારી પોતાના ગન્તવ્ય માર્ગમાં ચાલવા લાગ્યો. ચાલતો ચાલતો તે પોતાના મન સાથે આવા પ્રકારનો વાદાનુવાદ કિંવા વાર્ત્તાલાપ કરવા લાગ્યો:—

" હું વેશ્યાને ઇચ્છતો નથી; કારણ કે, મેં વેશ્યાને કદાપિ જોઇ જ નથી. વળી વેશ્યાના દર્શનનો યોગ મારા ભાગ્યમાં હોય જ ક્યાંથી વારૂ ? કારણ કે, વેશ્યાઓ ધનાઢ્ય પુરુષોની ઉપાસિકાઓ હોય છે અને હું તો વસુ સાથે વૈરભાવ ધરાવનારો એક જન્મદરિદ્ર પુરુષ છું એટલે મારા સ્વપ્નમાં પણ એ અર્થલોલુપા ભગવતીઓના દર્શનનો પ્રસંગ કેમ કરીને આવી શકે વારૂ ? શું વેશ્યાઓ આવી જ હોય છે ? કન્દર્પકુંડલાની આ મને છળવામાટેની યુક્તિ તો નથી ? નહિ, એમ હોઇ શકે જ નહિ; કારણ કે, મારી પાસે એવું કાંઇ પણ છે શું કે જેના માટે તે મને છળવાને તૈયાર થઇ જાય ? અર્થાત્ કન્દર્પકુંડલાનું હૃદય મારા હૃદય સાથે પ્રેમસૂત્રથી બંધાયું છે અને તે પ્રેમના કારણથી જ તેણે મારો આટલી સીમાપર્યન્ત આદર સત્કાર કર્યો છે: પરંતુ કન્દર્પકુંડલાની માતા પોતાની પુત્રીને મારા જેવા

દીન પુરુષ સાથે મળવા દેવા નથી ઇચ્છતી એ તે વૃદ્ધાના અત્યા-
રના વ્યવહારથી સ્પષ્ટ થઇ ગયું છે. વાસ્તવિક પરિસ્થિતિ આ.વા
પ્રકારની હોવા છતાં કન્દર્પકુંડલા પોતાની માતાની ઇચ્છાનો અના-
દર તથા પોતાની માતાની આજ્ઞાનું ઉલ્લંઘન કરીને નિરંતર મારામાં
આવો અને આટલો જ પ્રેમ રાખી શકશે ખરી કે ? અથવા તેની
માતા તેને મારામાં આવો પ્રેમ રાખવા દેશે ખરી ? કન્દર્પકુંડલાએ
આજના વાર્તાલાપના આરંભમાં તો ધનોપાર્જનની ચર્ચા કરી હતી
એટલે એમાં શું તેનો મારી પાસેથી રૂપિયા માગવાનો આશય સમા-
યલો હતો ? નહિ, નહિ, કદાપિ નહિ; કારણ કે, એમાં તેનો મારા
હૃદયની પરીક્ષા કરી લેવાનો આશય સમાયલો હોવો જોઇએ, એમ
વિચારાન્તે સ્પષ્ટ જણાઇ આવે છે. આવા મહત્ત્વહીન વિષયોની
વિશેષ ચિન્તા શામાટે રાખવી જોઇએ ? કારણ કે, આ સર્વ ભાવ-
નાઓ સાથે મારો કોઇ પણ પ્રકારનો સંબંધ નથી. કન્દર્પકુંડલામાં
મારો પ્રેમ છે અને મારામાં કન્દર્પકુંડલાનો પ્રેમ છે; હું તેને ચાહું
છું અને તે મને ચાહે છે એટલી ચિન્તા જ મારામાટે સુખકારિણી
છે. ક્યાં સૂર્યગ્રહણ, ક્યાં સમુદ્રસ્નાન,—ક્યાં હું અને ક્યાં કન્દર્પ-
કુંડલા ! આ સર્વ યોગાનુયોગ કેમ અને કેવી રીતે બની આવ્યો
વારુ ? આમાં ઈશ્વરનો હસ્ત નહિ હોય એમ કેમ કરીને કહી શકાય
વારુ ? કન્દર્પકુંડલા ભલે વેશ્યા હોય પરંતુ તે સુંદરી છે અને હું
સુન્દરતાનો ઉપાસક તથા સુન્દરતાનો ભિક્ષુક હોવાથી આજે તેના
દ્વારમાં સુન્દરતાની ભિક્ષા માગવાને ગયો હતો. સમુદ્રનું જળ લવ-
ણાક્ત કિંવા ક્ષાર હોવા છતાં ગંગાનો પ્રવાહ ગોમુખીમાંથી બહાર
નીકળ્યા પછી સાગરસંગમના સમયમાં શતધાર થઇને તે ક્ષાર
જળમાં મળી જાય છે; એ જ પ્રમાણે કન્દર્પકુંડલા મારી હૃદયેશ્વરી

હોવાથી હું પણ તેનામાં મળી જઇશ; અર્થાત્ તે વેશ્યા હોય કે સતી સાધ્વી હોય એનો મારે લેશ માત્ર પણ વિચાર કરવાનો નથી. હું તેનો ઉપાસક હોવાથી મને તેની પ્રાપ્તિ થવી જ જોઇએ. રૂપ ભગવાનની છાયા હોવાથી તે રૂપનો જેનામાં અધિકાર હોય તે નારી વેશ્યા હોય કિંવા નીચથી પણ નીચ કુળની હોય, તો પણ રૂપસાધકની તો તે અખંડ આરાધ્ય દેવતા છે. કન્દર્પકુંડલાનું રૂપ મારા મનોયોગ્ય હોવાથી હું તેના રૂપદર્શનથી આત્મજ્ઞાનહીન થઇ ગયો છું. કન્દર્પકુંડલા મારી ઇષ્ટદેવી છે. શું મારી ઇષ્ટદેવી કન્દર્પકુંડલા મને નહિ મળી શકે ? અવશ્ય મળશે. સારાંશ કે, જો કન્દર્પકુંડલા મારી પોતાની નહિ થાય, તો હું કાવ્ય તથા માધુર્યભાવ આદિ સર્વ વસ્તુઓને સર્વથા મિથ્યા અને અર્થશૂન્ય જ માનીશ ! ”

આવી રીતે વિચારસાગરમાં ડૂબતો અને પાછો સપાટીપર નીકળી આવતો રમાકાન્ત પોતાના ગૃહની દિશામાં ચાલ્યો જતો હતો. જ્યારે મનુષ્યનું મન કોઇ યુક્તિને શોધી કાઢવાના કાર્યમાં સંલગ્ન થઇ જાય છે તે વેળાયે યુક્તિઓ જોઇએ તેટલી વિપુલ સંખ્યામાં આવી મળે છે અને હૃદયનું ચક્ર એક વાર ચાલતું થઇ જાય છે એટલે પછી બુદ્ધિની લગામને પકડીને રોકી રાખવાના સામર્થ્યનો લેશ માત્ર પણ અભાવ નથી રહેતો. અર્થાત્ રમાકાન્તને પણ એ વસ્તુઓની વિપુલતા દેખાવા લાગી. તેની વિદ્યા તથા બુદ્ધિ અનેક યુક્તિઓને એકત્ર કરીને તેમની પ્રવૃત્તિને પ્રેમથી પોષવા લાગી. પરંતુ જેવો તે પોતાના ઘરની ગલીના નાકાપર આવી લાગ્યો કે તરત જ તેના હૃદયમાં પોતાની વૃદ્ધા માતાનું સ્મરણ થઇ આવ્યું. વૃદ્ધા માતાનું સ્મરણ થતાં રમાકાન્ત મનોગત કહેવા લાગ્યો કેઃ-

" જો કન્દર્પકુંડલા ખરેખર વેશ્યા જ હોય, તો તેના સ્પર્શથી મારી જાતિની ભ્રષ્ટતા થશે અને જાતિભ્રષ્ટ થતાં મારી વૃદ્ધા માતાના મુખમાં તેના મૃત્યુની વેળાએ ગંગાજલ અર્પવાનો મારો અધિકાર ચાલ્યો જશે. અર્થાત્ મારી વિધવા માતાનો હું એકમાત્ર પુત્ર હોવાથી વેશ્યાના સંગને સ્વીકારવાથી મારી વૃદ્ધા માતાની શી દશા થશે વારુ ? પરંતુ કન્દર્પકુંડલા વેશ્યા હોય કે ગમે તે હોય, તો પણ હું તેની પાછળ પાગલ થઇશ અને તેની જ પૂજા કરતો રહીશ; કારણ કે, અત્યારે તો મારા આ લોક તથા પરલોકનો કેવળ કન્દર્પ-કુંડલામાં જ સમાવેશ થયેલો છે. મારા પ્રેમની આ અવસ્થાને મારી માતા નથી જાણતી અને મારી માતાની એવી ઇચ્છા છે કે હું લગ્ન કરી લઉં, લગ્ન કરીને સંસારી બની જાઉં અને સંસારી થઇને તેનાં સર્વ સંકટોનો અન્ત કરી નાખું; કિન્તુ વિધિનો લેખ અન્ય પ્રકારનો દેખાય છે; કારણ કે, હું હવે મારો પોતાનો રહ્યો નથી; અર્થાત્ મારાથી હવે મારા હૃદયના આ વેગને કોઈ પણ ઉપાયે રોકી શકાય તેમ નથી. કદાચિત્ કન્દર્પકુંડલાના દર્શનનો લાભ મને ન પણ મળી શકે, તો પણ મારાથી તેની પ્રતિમાને વિસારી શકાય તેમ નથી. હું પાગલ થઇ ગયો છું; હું મનુષ્ય મટીને પિશાચના અવતારમાં ફેરવાઇ ગયો છું ! હાય, શું હું મારી પોતાની જન્મદાત્રી માતાના હૃદયમાં દારુણ દુ:ખને સ્થાપીને માતૃહત્યાના પાતકને વ્હોરી રૂપસા-ગરમાં ડૂબી મરવાની ઇચ્છા કરી રહ્યો છું ! પણ હાય, આજે મેં કન્દર્પકુંડલાના જે અલૌકિક રૂપનો સાક્ષાત્કાર કર્યો છે તે અલૌકિક રૂપને વિસારી દેવાનું સામર્થ્ય મારા હૃદયમાં ક્યાં છે ? હવે પરિણામ જે થવાનું હોય તે થાય; હું સર્વ કાંઇ સહન કરવાને તૈયાર છું એટલે હવે આ વ્યર્થ ભાવનાઓથી શો લાભ થવાનો છે વારુ ? "

મનમાં આવા પ્રકારના અનેક તર્કવિતર્ક કરતો રમાકાન્ત કન્દર્પકુંડલાના નિવાસાલયને ત્યાગ્યા પછી લગભગ પોણા કલાકે પોતાને ઘેર આવી લાગ્યો. જો કે રમાકાન્તની વૃદ્ધા માતા જરાજીર્ણા હતી, તેનાં નેત્રોમાં જોઇએ તેવી જ્યોતિ નહોતી, તેના શરીરમાં યથાર્થ સામર્થ્યનો અભાવ હતો અને કેટલીક વાર તેની બુદ્ધિનો પણ લોપ થઇ જતો હતો; તથાપિ રમાકાન્તના સર્વ ભાવાન્તરો તેમ જ રમાકાન્તનાં નેત્રોની ચારે કોરની કાળી તથા પાતળી લકીરને પણ તે જોઈ શકતી હતી અને તેના વિરૂપ ભાવોને તે તત્કાળ જાણી જતી હતી. આજે રમાકાન્તના વિરૂપ ભાવને જોતાં જ તે કહેવા લાગી કે:-

" કેમ, બેટા, તું દિવસે દિવસે આવો કેમ થતો જાય છે વારૂ ? તું આમ નિરંતર ઉદાસ કેમ રહ્યા કરે છે ? કોઇ વાર વચ્ચે વચ્ચે ચમકી ઊઠે છે, વારંવાર મનમાં ને મનમાં કાંઇક બબડયા કરે છે, રાત દિવસ આમ તેમ ભમતો રહે છે; વખતસર જમતો પણ નથી અને પથારીમાં પડયા પછી પણ સવાર સુધી જાગતો રહે છે; આ ફેરફાર થવાનું કારણ શું છે ? તને આ શું થઇ ગયું છે તે મને તો કહી દે. હું તારી મા છું એટલે મારાથી કોઈ વાતને છુપાવવાની કે શર્માઈ જવાની શી અગત્ય છે વારૂ ? આજે તારા જવા પછી તારાં શ્યામા ફૂઈ આવ્યાં'તાં ને તેઓ કહેતાં'તાં કે રસિકલાલની એક અત્યંત સુંદરી કન્યા છે, તેની અવસ્થા પંદર વર્ષની છે, ભણેલી છે અને જો તું હા પાડતો હોય તો તે કન્યાનો તારી સાથે લગ્નસંબંધ કરી આપવાનો રસિકલાલનો વિચાર છે; કારણ કે, રસિકલાલને અન્ય પુત્ર સંતાન ન હોવાથી જો આ લગ્નસંબંધ થઇ જાય, તો તને ઘરજમાઇ કરીને રાખવો અને પોતાની સંપત્તિનો ઉત્તરાધિકારી તને જ કરી જવો એવી રસિકલાલની પરમ

ઇચ્છા છે. તાત, તને સુખી જોઇને હું સુખિની થવાની છું એટલે જો તારા લગ્નનો વિધિ મારા દેખતાં થઇ જાય અને મારા પૌત્રને રમાડવાનો પ્રસંગ આ નેત્રોથી જોઈ શકાય, તો પછી હું મારૂં અવશિષ્ટ જીવન વૃન્દાવનમાં જઇને શ્રી કૃષ્ણના નામસ્મરણમાં વીતાડીશ. પૌત્રના મુખચંદ્રને જોવાનો યોગ મારા જેવી અભાગિનીના ભાગ્યમાં લખાયો હશે, તો તો આ લગ્ન નિશ્ચિત થઈ જશે. દીકરા, તું ભણેલો ગણેલો અને વિચારશીલ છે એટલે મારી તને એજ સૂચના છે કે રસિકલાલની કન્યાને જોઈ તપાસીને તું જ આ લગ્નનો નિશ્ચય કરી નાખ. તારૂં આ સંસારમાં કોણ સગું છે વારૂ ? તારે પોતાના લગ્નની વ્યવસ્થા પોતે જ કરવી પડશે અને તારો સહાયક કોઇ નથી એનો વિચાર આવતાં આંખોમાંથી લોહીનાં આંસુ ટપકી પડે છે; કારણ કે, આજે જો તારા પિતા જીવતા હોત, તો મારે અને તારે આટલી ચિન્તા શામાટે કરવી પડત ? ”

આ ઉદ્‌ગારો કાઢતી વૃદ્ધા રોવા લાગી અને માતાને રોતી જોઇને રમાકાન્ત પણ રડી પડ્યો: અર્થાત્ રમાકાન્ત પોતાની માતા સમક્ષ બેસી ડૂસકાં ભરી ભરીને રડવા લાગ્યો; કારણ કે, આ વેળાયે તેના હૃદયમાં જે અસહ્ય યંત્રણા થતી હતી તેને તે પોતે અને પરમાત્મા જ જાણી શકે તેમ હતું. માતાએ પુત્રના શોકને જોઇને પોતાના શોકની માત્રાને ઘટાડી દીધી. રમાકાન્ત આજ પર્યન્ત માતા સમક્ષ બેસીને આવી રીતે કદાપિ રોયો નહોતો અને તેથી માતા બિચારી આશ્ચર્યચકિત થઇ ગઇ. રમાકાન્તના હૃદયમાં અત્યારે કેવળ પિતૃશોકનો જ આઘાત નહોતો: કિન્તુ તેના હૃદયમાં પ્રયાગ ક્ષેત્રની ત્રિવેણીધારા પ્રવાહિતા થયેલી હતી; એટલે કે, તેના હૃદયમાં ગંગા, યમુના તથા સરસ્વતી એ ત્રણે સરિતાઓનો સંમિલિત સ્રોત વેગ-

પૂર્વક વહી રહ્યો હતો–પિતૃભક્તિ, માતૃસ્નેહ અને કન્દર્પકુંડલાનો પ્રેમ એ ત્રણેના આઘાતપ્રત્યાઘાતના યોગે રમાકાન્તના હૃદયમાં એક વિરાટ્ ભાવની સૃષ્ટિ નિર્માણ થયેલી હતી. સારાંશ કે, એ ત્રિવિધ સ્નેહસરિતાના વેગને હૃદયમાં ન રોકી શકવાથી જ રમાકાન્તે તેના વહનમાટે નેત્રરૂપ દ્વારોને મુક્ત મૂકી દીધાં હતાં. વૃદ્ધા માતા પોતાના અંધયષ્ટિકા સમાન એકમાત્ર પ્રાણપ્રિય પુત્રની આવી અભૂતપૂર્વ અવસ્થાનો સાક્ષાત્કાર કરીને શોકાતુર, આશ્ચર્યચકિત, સ્તંભિત તથા આતંકિત થઇ ગઇ; અર્થાત્ જે માતા અશ્રુપાત કરીને પુત્રના મુખથી આશ્વાસક શબ્દો સાંભળવાની ઇચ્છા ધરાવતી હતી તે જ માતાના શિરપર પોતાના આશ્વાસક શબ્દોથી પુત્રના દુઃખભારને ઘટાવવાનો ભાર આવી પડયો. માતા પુત્રને વાત્સલ્યપૂર્ણ શબ્દોથી આશ્વાસન આપવા લાગી.



## પ્રકરણ ૫ મું
## વિલાસી વૈકુંઠનાથ

વૈશાખ માસ ચાલતો હતો અને મુંબઇની સડકોપર જેટલી ધૂળ હતી તેટલો જ તીખો તડકો પણ હતો. સૂર્યના તાપથી સમસ્ત સંસાર શુષ્ક તથા કઠોર થયેલો દેખાતો હતો. ઉત્તમ વિશાળ રાજમાર્ગોમાં પણ ધૂળ ઊડી રહી હતી અને કેટલાંક સ્થાનોમાં સડક ઊખડી પણ ગઇ હતી. ઘોડાગાડીઓ અને ટ્રામના વિલક્ષણ ધ્વનિઓવડે આકાશની શુષ્કતા તથા માર્ગની બંધુરતા સ્પષ્ટ દેખાઇ આવતી હતી. આકાશના તામ્રવર્ણે ધૂલિસમાચ્છન્ન થઇને કિંચિદ્ ધૂસરતાને પ્રાપ્ત

કરી લીધી હતી. ભગવાન્ સૂર્યનારાયણ ઉત્તમ તામ્રગોલક પ્રમાણે કિંચિદ્ લોહિતવર્ણવડે પ્રતિભાત થયેલા હતા. સૂર્યનાં તીક્ષ્ણ કિરણો તેમના પર દૃષ્ટિ સ્થિર રહી ન શકવાથી સ્પષ્ટ દેખાતાં નહોતાં છતાં તેમના સ્પર્શથી થતી યંત્રણા સર્વથા અસહ્ય થઈ પડી હતી. તે સમયમાં મુંબઇમાં ઘોડાની ટ્રામ ચાલતી હોવાથી ઉષ્ણતાનો અતિરેક થતાં ટ્રામના ઘોડાની જિહ્વાઓ મુખમાંથી બહાર નીકળી પડી હતી; પરંતુ વિકટોરિયાના ઘોડાની જિહ્વાઓ એવી રીતે મુખમાંથી બહાર નીકળતી નહોતી; માત્ર એટલું જ નહિ, પણ વિકટોરિયાના ઘોડાના દેહમાંથી ટ્રામના ઘોડાના દેહમાંથી થતા રક્તપાત પ્રમાણે રક્તપાત પણ થતો નહોતો. આ કારણથી આજે ટ્રામ મધ્યાહ્ન પછી બે કલાકને માટે ચાલતી બંધ થઇ ગઈ હતી અને વિકટોરિયાની દોડાદોડી ચાલૂ હતી. આજની ઉષ્ણતાથી ટ્રામના ચાર ઘોડા તો રામશરણ થઈ ગયા હતા અને એ કારણથી જ ટ્રામને ચલાવવાનું મુલતવી રાખવામાં આવ્યું હતું.

આવા સમયમાં એટલે કે જે વેળાએ ભગવાન્ સૂર્યનારાયણનાં કિરણો સમસ્ત સંસારને ભસ્મીભૂત કરી નાખવાની ઇચ્છાથી પોતાનાં મુખોદ્વારા ધગધગતા અગ્નિને વર્ષાવી રહ્યાં હતાં તે વેળાએ એક ધનાઢ્ય યુવક એટલે કે લગભગ અઠ્ઠાવીસ વર્ષના વયનો પુરુષ એક ફર્સ્ટ ક્લાસ વિકટોરિયામાં બેસીને ધોબીતળાવ તથા ચીરાબજારના માર્ગે કાંદાવાડી તરફ જતો હતો. એ યુવકના મસ્તકમાં સેંથો પાડેલો હતો અને તે સેંથાની બન્ને બાજૂએ વીચિવલ્લરીચુંબિત તરંગાયિત વાલુભૂમિ સદૃશ કેશદામનો વિસ્તાર દૃષ્ટિગોચર થતો હતો. જેવી રીતે સરિતાતટની વાલુકામયી તરંગાયિત તટભૂમિપર પડીને અપગીયમાન ફેનરાશિ વાલુકાની સ્વચ્છ શ્યામલ કાન્તિને ધૂલિધૂસરવર્ણી

બનાવી દે છે; તેવી જ રીતે માર્ગની ધૂલિકાએ એ યુવકના મસ્તકના તરંગાયિત, મસૃણ તથા શ્યામલકાન્તિ કેશદામપર પડીને કેશગુચ્છની સમુજ્જવલ આભાને મ્લાન કરી દાધી હતી. રાજમાર્ગની રજોરાશિ એ યુવકના મસ્તકપર પડીને જ શ્રાંત થઈ જાય તેવી નહોતી; કિન્તુ પદ્મપરાગ સમાન તે ભૂમિપર પણ વિસ્તરેલી હતી; ચંપક-ચૂર્ણ પ્રમાણે તેના નયનપલ્લવોપર પણ વિરાજેલી હતી તેમ જ કયાંક કપોલસંલિપ્ત, કયાંક ચિબુકવિલંબિની તથા કયાંક નાસાગ્રવાસિની થઈને તેના લતાયમાન ફ્રેંચ ફૅશનના કેશોપર પડીને શ્રાવણના કદંબ-કેશર સમાન શોભી રહી હતી. તેનાં ચરણોમાંના બદામી રંગના-બ્રાઉન્-બૂટો મડમના કપોલોની સમતા કરતા હતા અને કોઈ કોઇ વાર પ્રસન્નતાથી મચર મચર આનન્દધ્વનિ પણ કાઢતા હતા. તેના ઉભય હસ્તોની ઉભય અનામિકા તથા કનિષ્ઠિકાઓમાં મળીને ચાર મુદ્રિકાઓ તેમનામાં જડેલાં બહુમૂલ્ય રત્નોને ચમકાવતી શોભી રહી હતી. તેના હાથમાં લાલ રંગનો એક રેશમી રૂમાલ વિલસી રહ્યો હતો અને તેના મુખમાં પ્રજ્વલિત અગ્નિ, અરે સળગાવેલી સિગાર દેખાતી હતી. સૂર્યના અસહ્ય તાપથી પાષાણો ફાટી જવાની અણી-પર આવી લાગ્યા હતા, ઘોડા હાંફી રહ્યા હતા અને મનુષ્યોને મૃત્યુનો સાક્ષાત્કાર થતો હતો; છતાં એટલો તાપ એ યુવકને સંપૂર્ણ ન લાગવાથી અને તેટલામાટે અધિક તાપની આવશ્યકતા અનિવાર્ય થવાથી તે આવશ્યકતાની પૂર્તિમાટે જ જાણે એ યુવક અગ્નિના તાપને પોતાના મુખદ્વારા છાતીમાં પહોંચાડી રહ્યો હોયની ! એવો જ ભાસ થતો હતો.

એ યુવક આપણી પૂર્વપરિચિતા કન્દર્પકુંડલાના આગાર પાસે આવીને વિક્ટોરિયામાંથી ઊતરી પડ્યો અને વર્ષાઋતુમાં મહાસાગ-

રમાં ડોલતી નૌકા સમાન ડોલાયમાન થતો માતંગગતિથી ચાલીને નિઃસરણીપર ચઢવા લાગ્યો. કન્દર્પકુંડલાની માતા, એ યુવકે તેને પોતાના આવવાનો સમય આગળથી જણાવેલો હોવાથી, એ યુવકની પ્રતીક્ષા કરતી બારીમાં જ ઊભી હતી એટલે એ યુવકને, નિઃસરણી-પર સામી આવીને, તે પૂર્વકથિત વિલાસભવનમાં લઇ ગઇ. અહીં કન્દર્પકુંડલાની એ વૃદ્ધા માતાનો કિંચિદ્ પરિચય કરાવવાની આવશ્યકતા હોવાથી આ ક્ષણે અમો તે કાર્યમાં જ પ્રવૃત્ત થઇએ છીએ. એ વૃદ્ધા અબળાનું નામ નર્મદા હતું. એ વૃદ્ધા કિંવા વર્ષીયસી નર્મદાના શારીરિક પરિચયની આવશ્યકતા છે ખરી કે ? કારણ કે, રમણી માત્રનું કુંતીને આદર્શ તરીકે સ્વીકારીને પાલન પોષણ કરવામાં આવે છે અને તેથી સંસારવાસિની સર્વ રમણીઓ ચિરયુવતી કિંવા સ્થિરયૌવના જ મનાય છે. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં અમોએ નર્મદાને વૃદ્ધ કિંવા વર્ષીયસી કહીને દોષભાગી થવા જેવું કાર્ય કર્યું છે અને તેથી નર્મદાની પક્ષપાતિની પ્રમદાઓ પાસેથી અમો અમારા એ અપરાધની ક્ષમા માગીએ છીએ; પરંતુ આ કથામાં વર્ણવાતી ઘટનાના સમયમાં નર્મદા કન્દર્પકુંડલાની માતા કિંવા પાલિકા હોવાથી નિરુપાયવશાત્ અમારે તેને વૃદ્ધા કિંવા વર્ષીયસી કહેવી પડી છે; કારણ કે, આવશ્યકતા આવી પડતાં અનેક અલ્પવયસ્ક વ્યક્તિઓ મોટી થઇ જાય છે અને અનેક મોટાં માણસો બાળક બની જાય છે એ નિયમ અનુસાર અમારે નર્મદાનો વૃદ્ધા કિંવા વર્ષીયસી તરીકે પરિચય કરાવવો પડ્યો છે. અસ્તુઃ નર્મદા લગભગ પચાસ વર્ષના વયની વૃદ્ધા વનિતા હોવા છતાં તેની અવસ્થા એટલી બધી ઢળી ગયેલી દેખાતી નહોતી; કારણ કે, જો તેની અવસ્થા ઢળી ગઇ હોત, તો તે ક્યારનીયે મરી ગઈ હોત;

પણ તે તો અદ્યાપિ જીવતી જાગતી વર્તમાન હતી. નર્મદાના સૌન્દર્યની આપણે કોના સૌન્દર્ય સાથે તુલના કરીશું વારૂ ? એ વિષયપરત્વે કાંઇક તો કહેવું જ પડશે અને એટલામાટે અમો કહીએ છીએ કે, પાઠક તથા પાઠિકાઓ, આજસૂધીમાં આપના ગૃહમાં અનેક દાસીઓ આવી હશે અને જતી રહી હશે એટલે તે સર્વ દાસીઓના બીભત્સરસોત્પાદક સૌન્દર્યનો સરવાળો કરતાં જે ઘૃણાજનક તથા ભયંકર સૌન્દર્ય અવશિષ્ટ રહે તે સૌન્દર્ય નર્મદાનું હોવું જોઇએ એમ જ આપે માની લેવું. અત્યારે તેણે નવ હાથનું જે વસ્ત્ર પોતાના શરીરપર ધાર્યું હતું તે પ્રતિસપ્તાહ ધોબીના પાષાણપર પટકાઇ પટકાઇને અત્યારે પોતાના જીવનના દ્વિતીય વર્ષને વીતાડી રહ્યું હતું; અર્થાત્ તે વસ્ત્ર અત્યંત કષ્ટપૂર્વક નર્મદાના કટિતટનું વેષ્ઠન કરી નાભિસરોવરને ઢાંકીને વક્ષ:સ્થલપર્યન્ત પહોંચી ગયું હતું; નિદાન કમ્બુકંઠપરિભ્રમણની વેળાયે તે હતભાગી વસ્ત્ર નર્મદાના શરીરને એક દૃષ્ટિથી નિહાળી લેતું હતું; પરંતુ હવે તેનાથી આ સહી શકાયું નહિ; બિચારૂં અલ્પજીવી વસ્ત્ર હવે કેટલુંક સહન કરી શકે ? અર્થાત્ તે વસ્ત્ર અંતરમાં ને અંતરમાં જ મરતું બિચારી વેણીની પાસે જ જઇને છુપાઇ રહ્યું ! હાય રે રૂપ !

અસ્તુ: વિલાસભવનમાં તે યુવક પલંગપર બેઠો અને નર્મદાએ તેના હસ્તમાં પાનબીડી આપીને પૂછ્યું કે: "કેમ, મહાશય, આ બળતા બપોરે આ ઝૂપડીમાં આવવાનો પરિશ્રમ શામાટે લેવો પડ્યો છે ?"

"જે જ્વાલા મારા હૃદયને તથા મારા સમસ્ત શરીરને ભયંકરતાથી બાળીને ભસ્મીભૂત કરી રહી છે તે જ્વાળાના પંજામાંથી મુક્ત થવામાટે જ અત્યારે હું તમારી પાસે આવ્યો છું." તે

યુવકે માર્મિક શબ્દોમાં પોતાના આગમનના કારણને દર્શાવ્યું.

" જ્વાલાજન્ય વેદનાને શાન્ત કરનારા લેપનું આપ શું મૂલ્ય આપવા ઇચ્છો છો એનો પ્રથમ નિર્ણય થવો જોઇએ એટલે પછી આપની જ્વાળા નિમેષમાત્રમાં જ શાંત થઇ જશે." **નર્મદાએ** માર્મિકતાથી લક્ષ્મી વિષયક લાલસાનો પ્રકાશ કર્યો.

તે યુવક **નર્મદાના** આશયને સમજી ગયો અને તેથી કહેવા લાગ્યો કે: " હું એ તો તમને પ્રથમ પણ એક બે વાર જણાવી ચૂક્યો છું કે તમારે બે માળનું જે ઘર ચણાવવું છે તેનો બધો ખર્ચ હું આપીશ; કન્દર્પકુંડલાનાં વસ્ત્રાલંકારમાટે રૂપિયા ત્રણ હજારની રકમ તમને જૂદી આપવામાં આવશે અને તે ઉપરાંત કન્દર્પકુંડલાને હું માસિક વેતન તરીકે રૂપિયા એકસો આપતો રહીશ; માત્ર એટલું જ નહિ, પણ એથી ભિન્ન દાસ, દાસી, રસોઇયો કે રસોઇયણ, ડૉકટર કે વૈદ્ય તેમ જ ઔષધ આદિનો જે ખર્ચ થશે, તે પણ મારા શિરપર છે. આટલાથી તમારૂં હૃદય સંતુષ્ટ થાય તેમ નથી કે શું?"

" જો કે બીજી બાબતમાં કાંઇ વાંધા કાઢવા જેવું નથી; પણ માસિક વેતનની રકમ ઓછી હોવાથી તે રકમને જો સોથી વધારીને દોઢસોની કરી આપવામાં આવે, તો સારૂં. મારો તો જો કે વેતન તરીકે રૂપિયા બસેં લેવાનો મનોભાવ હતો; પરંતુ આપની અન્ય ઉદારતાને જોતાં પચાસ રૂપિયા મેં ઓછા જ કહ્યા છે એક બાબત આ છે અને બીજી બાબત આ છે કે મને આપ પારિતોષિક તરીકે શું આપશો?" **નર્મદાએ** પોતાનો જે કેટલોક વાંધો હતો તે સ્પષ્ટ શબ્દોમાં દર્શાવી દીધો.

" પંદર ગીની તમારાં ચરણોમાં ધરીને તમને પ્રણામ કરીશ." આ પ્રમાણે **નર્મદાના** હૃદયને સંતોષવાનો યત્ન કરીને તે યુવક આજે-

વતાથી કહેવા લાગ્યો કેઃ " હું કન્દર્પકુંડલાના રૂપમાં એટલી સીમા-પર્યન્ત આસક્ત તથા મુગ્ધ થયો છું કે જો મને કન્દર્વકુંડલાની પ્રાપ્તિ નહિ થાય, તો નિરાશાના આઘાતથી મારું મૃત્યુ થઈ જશે. અત્યારે મારાથી જેટલું આપી શકાય તેમ છે, તેટલું આપવાને હું તૈયાર છું; એથી વિશેષ આપવાની મારી શક્તિ નથી. અર્થાત્ હવે વધારે હોંસા તોંસી કે ખેંચતાણ ન કરતાં માની જાઓ અને કન્દર્પકુંડલાને બોલાવીને મારા સમક્ષ બેસાડી દ્યો. "

" કન્દર્પકુંડલાને બોલાવીને આપ સમક્ષ બેસાડી દેવી એ કાંઈ અશક્ય ઘટના નથી; અર્થાત્ તેને મનાવી પટાવીને ગમે ત્યારે હું આપ સમક્ષ લાવી શકીશ; કારણ કે, કન્દર્પકુંડલાનું પણ નવીન યૌવન છે અને આપ પણ રૂપસુન્દર નવયુવક છો એટલે તેને આપની પ્રેમિકા બનાવવામાં વિશેષ પરિશ્રમ કરવો પડે તેમ નથી." નર્મદાએ વિલાસી યુવકને આશાતંતુથી બાંધવાનો અને મધલાળમાં લપટાવ-વાનો પ્રયત્ન કરતાં આ વાકયો ઉચ્ચાર્યાંઃ

" આટલા બધા રૂપિયા આપવા છતાં પણ તેને મનાવવા પટાવવાની માથાકૂટ બાકી રહેતી હોય, તો પછી મારી પોતાની ઘર-વાળી એના કરતાં શી ભૂંડી છે વારૂ ? જો મારે મનાવવા પટાવવાની માથાકૂટ કરવી હોત અને એક લજ્જાવતી લલનાના પ્રેમને જ મેળ-વવાની મારી ઇચ્છા હોત, તો તો કન્દર્પકુંડલા કરતાં મારી પોતાની પત્ની હજારગણી વધારે સારી છે; કારણ કે, જ્યારે તે મારા શયન-ગૃહમાં આવે છે ત્યારે સાલ્લામાં એવી તો વીંટળાયલી હોય છે કે જાણે લૂગડાંનો પોટલો મારા સમક્ષ આવી રહ્યો છે એવો જ મને ભાસ થાય છે. મધ્યરાત્રિથી પૂર્વે તો તેના દર્શનનો યોગ આ નેત્રોને કદાપિ પ્રાપ્ત થતો જ નથી અને દર્શનનો યોગ પ્રાપ્ત થવા પછી

લજ્જાની માત્રા એટલી બધી વધેલી રહે છે કે તે અત્યંત લજ્જા તેના મુખમાંથી શબ્દને તો બહાર નીકળવા જ નથી દેતી ! કદાચિત્ તે કાંઇ બોલે છે, તો તે વખતે પ્રતિક્ષણ તેના મનમાં એવી ભીતિ રહ્યા કરે છે કે: " મારૂં બોલવું કોઇ સાંભળતું તો નહિ હોય ! અત્યારનું મારૂં બોલવું જો મારાં સાસુજીના સાંભળવામાં આવશે, તો તેઓ મારામાટે શું ધારશે વારૂ ? " અર્થાત્ આવી ભીતિથી તે નિરંતર અસ્થિર અને અસ્થિર જ રહ્યા કરે છે. તેની આ વ્યર્થ લજ્જાશીલતા તથા અકારણ ભીતિને હું હવે સહી શકતો નથી; માત્ર એટલું જ નહિ, પણ કન્દર્પકુંડલાનું અનુપમ લાવણ્ય મારાં નેત્રોને એટલી સીમા-પર્યન્ત ગમી ગયું છે કે હવે તેના વિયોગને સહી લેવા જેટલી શક્તિ મારા હૃદયમાં અવશિષ્ટ રહી નથી. " તે રૂપમુગ્ધ યુવકે પોતાની પરિસ્થિતિનો પરિચય કરાવ્યો.

કન્દર્પકુંડલાની પ્રાપ્તિમાટે તે યુવકની આટલી અધીરતાને જોઇને નર્મદા અસંતોષના ભાવને દર્શાવતી કહેવા લાગી કે: " મહાનુભાવ, જો મારી કન્દર્પકુંડલાને આપ હૃદયપૂર્વક ચાહતા હોત, તો સોના ચાંદીની દુકાન પ્રમાણે આમ તેની ખરીદીમાટે ભાવતાલ કરત ખરા કે ? આપ એક અનાઘ્રાત પારિજાતને સૂંઘવાના ભાગ્યને પ્રાપ્ત કરી રહ્યા છો એ આપમાટે કાંઇ સાધારણ ગૌરવનો વિષય નથી. જો વાસ્તવિક કહેવામાં આવે, તો આ ગૌરવ સાથે સરખાવતાં આપના રૂપિયા કશી ગણનામાં નથી; કારણ કે, આ અવસ્થા ખાવા ખેલવાની અને વિલાસ ઉપભોગની હોવાથી જો અત્યારથી જ આપ રૂપિયાને આટલું મહત્ત્વ આપવા માંડશો, તો પ્રૌઢાવસ્થા તથા વૃદ્ધાવસ્થામાં તો આપની કૃપણતા કોણ જાણે કયાં જઇને વિરામશે ! જો અત્યારે આપના પિતાશ્રી જીવતા હોત અને આપ પરતંત્ર હોત, તો તે એક

જૂદી વાત હતી; પરંતુ આપના પિતા પરલોકવાસી થયેલા હોવા છતાં અને તેમની સંપત્તિના આપ સ્વતંત્ર અધિકારી હોવા છતાં આપ રૂપિયાને આવું અને આટલું મહત્ત્વ આપો એ આપને શોભતું નથી. વળી આપે જે મનાવવા પટાવવાની માથાકૂટની વાત કહી, તે પણ ઠીક નથી; કારણ કે, એ મનાવવા પટાવવાની માથાકૂટ તો સર્વ સ્થિતિમાં અને સર્વ પુરુષોને કરવી જ પડે છે એટલે એમાં આપ કાંઇ નવાઇ કરવાના નથી. ”

“ કન્દર્પકુંડલાને હું હૃદયપૂર્વક ચાહું છું અને તેથી જે ઉપાયો તેની પ્રાપ્તિમાટે કરવા પડે તે ઉપાયો કરવાને હું તૈયાર છું એટલે મનાવવા પટાવવાની માથાકૂટની ચિન્તા નથી. કેટલાક સમય પર્યન્ત કન્દર્પકુંડલાને હું મારા વસઇના બંગલામાં રાખીશ; કારણ કે, ત્યાં મારા નિત્યના સહવાસથી તેનો પ્રેમ મારામાં બંધાશે અને મારી ધારણા પાર પડી જશે. આ વિષયમાં તમારો શો અભિપ્રાય છે ? ” તે યુવકે પોતાની દોરીને ઢીલી મૂકી દીધી.

ચાલાક નર્મદા તે યુવકને જાળમાં સપડાયલો જોઇને કહેવા લાગી કે: “ આ વિષયમાં મારો અભિપ્રાય અનુકૂળ છે; કિન્તુ આપની આ ઇચ્છાને અનુમતિ આપવાના મૂલ્ય તરીકે આપ મને કાંઇક વિશેષ પારિતોષિક આપશો એવી હું આશા રાખું છું. વળી કન્દર્પકુંડલાનું વેતન પણ પ્રતિમાસ તમારે મારા હાથમાં જ આપવું પડશે. પરંતુ આ સઘળી વાતોને અત્યારે જ ચોળીને ચીકણી કરવાની આવશ્યકતા નથી. અત્યારે તો કન્દર્પકુંડલાને ભૂલ થાપ આપીને આપણે આપના વસઇના બંગલામાં લઇ જઇશું અને ત્યાં પહોંચ્યા પછી તેના મનને આપના પ્રેમની દિશામાં વાળવામાટેના યોગ્ય પ્રયત્નો કરીશું. મુંબઇથી કન્દર્પકુંડલા દૂર થશે એટલે પેલા ભીખારડા રમા-

કાન્તને કન્દર્પકુંડલાના સમાચાર મળતા અટકી જશે અને તેથી કન્દર્પકુંડલાના હૃદયને તેના પ્રેમરૂપ ભૂતનો જે વળગાડ થયો છે તે વળગાડનો પણ અંત આવી જશે. ”

“ તે બીચારો રમાકાન્ત કોણ છે વારૂ ? ” તે યુવકે આતુરતાદર્શક ભાવથી પૂછ્યું.

“ શું કહું, મહાશય ! એ એક ગમ્મત જેવી વાત છે. ” આ પ્રમાણેનો પ્રસ્તાવ કરીને **નર્મદાએ** કહેવા માંડ્યું કેઃ “ છેલ્લા સૂર્યગ્રહણના દિવસે અમો મા દીકરી સમુદ્રસ્નાન કરવાને ચોપાટી ગઇ હતી અને તે દિવસે ત્યાં માણસોની જબરી ભીડ હોવાથી મારી કન્દૂ મારાથી છૂટી પડીને ભીડમાં ભૂલી પડી ગઈ. ભીડ એટલી બધી હતી કે પોતાની સામેના માણસને ઊભું રહીને કોઇ પણ સારી રીતે જોઇ શકતું નહોતું; તો પણ મારાથી શોધી શકાય તેટલી મેં તેને શોધી, છતાં મને તેનો ક્યાંય પણ પત્તો મળી શક્યો નહિ. પછી જ્યારે સમુદ્રમાં સ્નાન કરીને હું પાછી તીરપ્રાન્તમાં આવી ત્યારે મેં તેને એક યુવક સાથે જોઈ; પરંતુ તે વેળાયે તેની સાથે વાતચીત કરવાનું યોગ્ય ન ધારીને તેને અમુક સંકેત કરી હું ઘેર ચાલી આવી. મારા તે સંકેતને તે યુવક જોઇ ન શક્યો. સમુદ્રદેવને સહસ્રાવધિ પ્રણામ કરતી અને સમુદ્રદેવને ‘ હે વરુણદેવ, મારી કન્દર્પકુંડલાને એવી સુબુદ્ધિ આપો કે જેથી તે પોતાના કર્ત્તવ્યને સ્મરીને પોતાના જીવનનો નિર્વાહ કરી શકે અને તેને કોઇ સારા ધનાઢ્ય પુરુષનો આશ્રય મળી જાય ! ’ આ પ્રમાણેની પ્રાર્થના કરતી હું મારા આ ઘરમાં આવી લાગી. તે યુવક રૂપ તથા ગુણ આદિમાં મારી કન્દૂનો સર્વ પ્રકારે સહયોગી હોવા છતાં દુર્ભાગ્ય માત્ર એટલું જ કે તે વિશ્વવિદ્યાલયમાં વિદ્યાભ્યાસ કરતો એક વિદ્યાર્થી હોઇને એક દરિદ્ર

પિતાનો દરિદ્ર પુત્ર છે અને તેનું નામ રમાકાન્ત છે. તેની દરિદ્રતાનો ભેદ મારા જાણવામાં ન આવેલો હોવાથી પ્રથમ દિવસે તો મેં તેના આદરસત્કારમાં કોઇ પણ પ્રકારની ન્યૂનતા ન રાખી; પરંતુ પછીથી તે એક ભૂખડી બારસ હોવાનો ભેદ મારા જાણવામાં આવી જતાં મેં તેને અહીં આવતો બંધ કરી દીધો. તેને અહીં આવતો તો મેં અટકાવ્યો; પણ કન્દર્પકુંડલાનો તેનામાં એવો તો પ્રચંડ પ્રેમ બંધાઈ ગયો છે કે તેનું દર્શન ન થવાથી તે અષ્ટૌપ્રહર ઉદાસીન રહ્યા કરે છે. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં મને આશા છે કે આપના મુખચન્દ્રને જોતાં અને આપની ઉદારતાને અનુભવતાં તેનો રમાકાન્ત વિષયક પ્રેમ દૂર થઈ જશે અને શીઘ્ર જ તે આપના અનુરાગની આકાંક્ષિણી થયેલી આપણા જોવામાં આવશે. ”

“ એક તો સ્ત્રીઓનું ચરિત્ર મહાવિચિત્ર હોય છે અને તેમાં વળી રમાકાન્તમાં કન્દર્પકુંડલાનો સ્નેહ બંધાયો છે એટલે એથી જણાય છે કે મામલો બધો બગડી ગયો છે. હશે, જોઇ લેવાશે; જેવો પ્રસંગ હશે તેવા ઉપાયો યોજાશે. ચાલો, મને કન્દર્પકુંડલા પાસે લઈ ચાલો. ” યુવકે કન્દર્પકુંડલાના દર્શનમાટે અધીરતા દર્શાવી.

“ રૂપિયા સાથે લેતા આવ્યા છો કે કેમ ? કારણ કે, રૂપિયા પ્રથમ લેવાં અને ત્યાર પછી કન્દૂ સાથે કોઈની ચાર આંખો થવા દેવી એવી મારી પ્રતિજ્ઞા છે. મારી કન્દૂ હજી કાચી કુંવારી હોવાથી રૂપિયા લીધા વિના કોઇ પણ પુરુષને તેની પાસે જવાની પરવાનગી મારાથી આપી શકાય તેમ નથી. ચાલો, ત્યારે રૂપિયા ઝટપટ કાઢી નાખો. ” નર્મદાએ રૂપિયા ઝટપટ આપી દેવાનો તે યુવકને આગ્રહ કર્યો.

“ તમારૂં પોતાનું પારિતોષિક, કન્દર્પકુંડલાનો એક મહિનાનો

પગાર અને વસ્ત્રાલંકાર ખરીદવામાટે ઠરાવેલી રકમ તેમ જ તમારૂં ઘર ચણાવવામાટે મારે જે રકમ આપવાની છે તે રકમનો અર્ધભાગ અત્યારે જ આપી દેવાને હું તૈયાર છું. આગળ ચાલતાં તમારૂં ઘર જેમ જેમ બંધાતું જશે તેમ તેમ હું જોઇતા રૂપિયા આપતો રહીશ. પ્રથમ મારે કંદર્પકુંડલા સાથે મુલાકાત કરીને તેના હૃદયના ભાવોને તો અવશ્ય જાણવા જ જોઇએ; કારણ કે, ન કરે નારાયણ અને તે મને જોતાં જ જંગલી બિલાડાની પેઠે ઘુરકીને મારા શરીરને કરડવા મંડી જાય, તો મારૂં સઘળું કર્યું કારવ્યું માટીમાં મળી જાય એનો તો તમારાથી પણ અસ્વીકાર કરી શકાય તેમ નથી. ” તે યુવકે અમુક રકમ પ્રથમ આપવાની ઇચ્છા દર્શાવીને અમુક રકમ પછીથી આપવાનું યોગ્ય કારણ પણ દર્શાવ્યું.

તે યુવકે નોટોના બંડલને હાથમાં ઝાલી રાખ્યું હતું એટલે તેના ઉપર્યુક્ત શબ્દોપ્રતિ વિશેષ લક્ષ ન આપતાં નર્મદાએ નોટોના તે બંડલને તેના હાથમાંથી લઇ લીધું અને તે નોટોને તે એકાગ્ર ધ્યાનથી ગણવા લાગી. એ બધી નોટો રૂપિયા બાર હજારની હતી; કારણ કે, ઘર બાંધવવાના ખર્ચની અડધી રકમ રૂપિયા દશ હજારની ગણવામાં આવી હતી; વસ્ત્રાલંકારની ખરીદીમાટેની અડધી રકમ પંદર સોની હતી; એક સો રૂપિયાની રકમ કન્દર્પકુંડલાના એક માસના પગારની હતી અને ચાર સો રૂપિયા નર્મદાના ઇનામના ગણવામાં આવ્યા હતા. નર્મદાને કન્દર્પકુંડલાના રૂપનું આરંભક મૂલ્ય આવા યોગ્ય પરિમાણમાં પ્રાપ્ત થવાથી તેના આનન્દનો અતિરેક થવા લાગ્યો હતો. નર્મદાને નોટોને ગણવાના તથા આનન્દને અનુભવવાના કાર્યમાં નિમગ્ન થયેલી જોઇને તે યુવક ત્યાંના જ જળથી હસ્ત તથા મુખ આદિનું ક્ષાલન કરીને તથા વિલાયતી મદિરાના બે પેગ્ ઉદરમાં પધ-

રાવીને કન્દર્પકુંડલા પાસે જવાને તૈયાર થઇ ગયો; કારણ કે, એ વેળાયે કન્દર્પકુંડલા બીજા માળના પોતાના એકાન્ત કક્ષમાં હતી.

સૂર્યનારાયણ સમયના વહન સાથે પશ્ચિમ દિશાપ્રતિ પ્રયાણ કરી રહ્યા હતા અને કન્દર્પકુંડલાના કક્ષના પશ્ચિમાભિમુખ વાતાયનમાંથી વૈશાખ માસના રૌદ્રનો પ્રવેશ થયા કરતો હતો. કન્દર્પકુંડલા રુગ્ણશય્યામાં પડેલી હતી અને તેની સંજ્ઞાનો લોપ થયેલો હતો. તેનાં નેત્રો બંધ હતાં, મસ્તકતળે ઓસીકાને સ્થળે તેણે પોતાનો જમણો હાથ રાખ્યો હતો અને ડાબો હાથ કંઠના નિમ્ન ભાગમાં હૃદયપર પડેલો હતો. તેના ઉભય કપોલો શિશિરસ્નિગ્ધ કદલીપત્ર પ્રમાણે અંગુલીસ્પર્શવડે ઘર્માક્ત કિંવા પ્રસ્વેદપૂર્ણ દેખાતા હતા. તેને આજે એક માસથી રમાકાન્તના દર્શનનો લાભ મળ્યો નહોતો અને એ ચિન્તાથી જ કન્દર્પકુંડલા હેમન્તકાલિક મ્રિયમાણા મૃણાલિની સમાન દિવસાનુદિવસ સૂકાની જતી હતી. અર્થાત્ જાણે યૌવનના લાવણ્યરાગપર પડીને ચિન્તાની કાલિમાએ કોમલ કમલપલ્લવ સમાન કપોલોને કુંચિત કરી દીધા હોયની ! એવો જ તેના મુખમંડળને જોતાં ભાસ થયા કરતો હતો.

કન્દર્પકુંડલા આવી રીતે નિદ્રાવશ થયેલી હતી એટલામાં નર્મદાએ આવીને તેને જગાડવાનો પ્રયત્ન કરતાં કહ્યું કે: ‘ બેટા કન્દુ, જાગ અને બેઠી થઇ જા; કારણ કે, આ સમય સૂઈ જવાનો નથી. જો તો ખરી, હવે દિવસ થોડો જ બાકી રહ્યો છે. ” નર્મદાએ આ શબ્દો એવા સ્નેહથી ઉચ્ચાર્યા કે જાણે તેના એ આવ્હાનમાંથી સ્નેહની શેફાલિકા ઝરતી હોયની ! એવો જ એ શબ્દોને સાંભળતાં કોઈ અજ્ઞ મનુષ્યને જો ભાસ થાય, તો તે સર્વથા સ્વાભાવિક હતું.

માતાના આવ્હાનને સાંભળીને કન્દર્પકુંડલા ગભરાટથી ઝબકીને

જાગી ગઇ અને શય્યામાં બેઠી થઇ ગઇ. થોડી વારમાં માતાની આજ્ઞા અનુસાર તે હાથ, પગ તથા મોઢું ધોઇને ટુવાલથી મોઢું લૂછવા લાગી એટલે તેની માતા નર્મદાએ પૂર્વવત્ સ્નેહભાવથી તેને કહેવા માંડયું કે: " કન્દૂ, મહાશય રમાકાન્તના એક મિત્ર પધાર્યા છે અને તેઓ કહે છે કે રમાકાન્તનાં માતુશ્રી બહુ જ માંદાં હોવાથી તેઓ પોતાનાં રુગ્ણ માતુશ્રીને હવાફેરમાટે વૈદ્યના ઉપદેશથી વસઇ લઇ ગયા છે. હમણાં જે ગૃહસ્થ પધાર્યા છે તેઓ રમાકાન્ત તથા તેમનાં માતુશ્રી વસઇના જે બંગલામાં અત્યારે રહે છે તે બંગલાના માલિક છે અને તેમની માર્ફત રમાકાન્તે તારાપર એવો સંદેશો મોકલ્યો છે કે ' તમો એક વાર વસઇ આવીને અવશ્ય મને મળી જાઓ. ' તો તારાથી ત્યાં જઇ શકાશે કે કેમ ? જો અત્યારે જ તું આ પધારેલા ગૃહસ્થ સાથે રવાના થાય, તો રાતે દશ વાગે અથવા રાતે ન નીકળી શકાય તો આવની કાલે સવારમાં તો અવશ્ય અહીં પાછી આવી શકીશ. જો તું એકલી જવા ન ઇચ્છતી હોય, તો આપણી દાસી રામૂને પણ સાથે લેતી જા. "

" તેમણે ચિઠ્ઠી પત્રી મોકલી છે ખરી કે ? જો તેમની ચિઠ્ઠી ન આવી હોય, તો હું ત્યાં એકલી જવા નથી ઇચ્છતી તેમ જ દાસીને સાથે લઇને જવાની પણ મારી ઇચ્છા નથી. જો તું આવતી હોય, તો કદાચિત્ મારાથી ત્યાં જવાની હિમ્મત કરી શકાય. " કન્દર્પકુંડલાએ એકલી જવામાટે વાંધો બતાવીને આ શબ્દો ઉચ્ચાર્યા.

" તારી એવી જ ઇચ્છા છે તો હું પોતે જ તારી સાથે ચાલીશ. હું તૈયાર થાઉં છું એટલામાં તું પણ વસ્ત્ર બદલી તૈયાર થઇને નીચે આવ. " આ પ્રમાણેની સૂચના આપીને નર્મદા પાછી નીચેના કક્ષમાં ચાલી ગઇ.

કન્દર્પ કુંડલા વસ્ત્ર બદલીને નીચે આવે તે પૂર્વે નર્મદાએ તેને વસઇ લઇ જવામાટે પોતે જે યુક્તિ તથા ચતુરતાનો પ્રયોગ કર્યો હતો તેનો તે યુવકને વાણીદ્વારા પરિચય કરાવ્યો અને તે સાથે તેને કપટ તથા અસત્યવાદના રહસ્યનું જ્ઞાન પણ કરાવી દીધું કે જેથી તે પણ તદનુસાર વર્ત્તી શકે.

નર્મદાના આ ચાતુર્યના સાક્ષાત્કારથી તે વિલાસી યુવક વૈકુંનાથની પ્રસન્નતા સીમાનું ઉલ્લંઘન કરી ગઈ; કારણ કે, તે નરકના ઢળતા અને પંકમય માર્ગમાં કદાપિ ચાલ્યો નહોતો; અર્થાત્ તે માર્ગમાંની તેની ગતિનું આ મંગળાચરણ હતું. તે અત્યારે વસ્તુતઃ ભયંકર તથા દુઃખમય હોવા છતાં તેની માન્યતા અનુસાર ભાવિ સુખમય તથા રમણીય વિલાસાનન્દના સ્મરણથી પુલકિત થવા લાગ્યો. વૈકુંઠનાથ જાતિનો બ્રાહ્મણ હતો અને એક અભિજાત તથા પ્રતિષ્ઠિત પિતાનો પુત્ર હતો. તેનો પિતા એક વિખ્યાત એન્જિનીઅર હતો; અર્થાત્ જેવો તે વિદ્યા તથા બુદ્ધિમાં વિખ્યાત હતો તેવો જ હજારો રૂપિયા લાંચ અથવા રિશ્વત લઇને પચાવી જવાની કળામાં પણ અદ્વિતીય હતો. જ્યારે તે વૃદ્ધ પુરુષ પોતાના સત્કર્મ કિંવા કુકર્મ અનુસાર આ સંસારને ત્યાગી સ્વર્ગ કિંવા નરકમાં જવામાટે રવાના થયો તે સમયમાં તેની જમીનદારી, તેની ઇમારતોનાં ભાડાં તથા તેનાં રોકડ નાણાંના વ્યાજની વાર્ષિક આવક રૂપિયા એક લાખની હતી અને તે ઉપરાંત શેરોના વ્યાજ તથા ગવર્નમેન્ટ પેપર્સ આદિની આવક પણ સાઠ હજારથી ઓછી નહોતી. સારાંશ કે, વૈકુંઠનાથ ધનાઢ્ય યુવક હોવાથી તેના આગારમાં વસ્ત્રાલંકાર આદિની વિપુલતા હોય એ સ્વાભાવિક હતું અને તે ઉપરાંત ગૃહમાં દાસ, દાસી, ઘોડા, ગાડીઓ અને સુખવિલાસના અન્ય જે પદાર્થો જોઇએ

તે સર્વ વિદ્યમાન હતા. વૈકુંઠનાથ પોતાના પિતાનો એક માત્ર પુત્ર હતો અને તે તેના પિતાની તૃતીય પત્નીના ગર્ભથી ઉત્પન્ન થયો હતો એટલે વૈકુંઠનાથનો ગૃહમાં એટલો બધો આદર થતો હતો કે તેનો પડ્યો બોલ ઝીલી લેવામાં આવતો હતો અને તે પાણી માગે તો તેના સમક્ષ દૂધ લાવીને હાજર કરવામાં આવતું હતું. આવો અપૂર્વ સુખી વૈકુંઠનાથ આજે દુરાચારના ચક્રમાં સપડાઈને કન્દર્પકુંડલાના દ્વારમાં એક ભિક્ષુક થઈને ઊભો હતો અને તેમ છતાં તેની પ્રસન્નતા ઉપર જણાવ્યા પ્રમાણે સીમાને ઉલ્લંઘી ગઈ હતી.

પોતાના વસ્ત્રને બદલીને નર્મદા કન્દર્પકુંડલાને ઉત્તમ વસ્ત્રાલંકારોવડે શૃંગારવામાટે પાછી ઉપર આવી લાગી. તેણે કબાટમાંથી ઉત્તમોત્તમ વસ્ત્રો કાઢીને કન્દર્પકુંડલાને તે પરિધાન કરવામાટે કહ્યું; પરંતુ કન્દર્પકુંડલાએ એનો પ્રતિવાદ કરતાં જણાવ્યું કે: “ નહિ, માતા, મારે આ વસ્ત્રાલંકારો નથી ધારવાં; કારણ કે, આપણે રમાકાન્તનાં મરણોન્મુખ માતુશ્રીને જોવામાટે અને તેમના પ્રતિ અનુકંપા દર્શાવવામાટે જઈએ છીએ એટલે આવા પ્રસંગે આ વસ્ત્રાલંકારો ધારી શકાય ખરાં ? જો કોઈ જુએ, તો શું કહે વારૂ ? ” આ શબ્દો ઉચ્ચારતાં કન્દર્પકુંડલાનાં ઉભય નેત્રોમાં અશ્રુનો આવિર્ભાવ થયો અને તે મનોગત કહેવા લાગી કે: “ વિધાતાએ આવી વ્યવસ્થા શામાટે કરી વારૂ ? તેમનાં માતુશ્રીની સેવા કરવાનો અધિકાર તો મારો છે; અને જે સમય મારાં સાસૂજીની સેવા કરવાનો છે તે સમયમાં હું અહીં પડી રહી છું, એ શું કહેવાય ? હાય, અત્યારે તેમના શિરપર કોણ જાણે શું શું વીતતું હશે. ! ” કન્દર્પકુંડલાનાં નેત્રોમાંની નીરધારા તેની છાતીપર પડવા લાગી.

નર્મદા વાસ્તવિકતાથી વિરક્તિપૂર્વક કિન્તુ બાહ્યતઃ અત્યન્ત સ્નેહને દર્શાવતી કહેવા લાગી કે: " અરે, ગાંડી ! -આ શું ? અહીંથી જ રોવા ધોવાની શરૂઆત ? પ્રથમ ત્યાં ચાલ અને જો કે રમાકાન્તની માની શી અને કેવી દશા છે; પછી જેવો પ્રસંગ હોય તદનુસાર વર્તજે. અત્યારે ઘરમાંથી નીકળતાં જ અમંગળ આચરણ કરીશ, તો ત્યાં પણ અમંગળ પરિણામ જોવું પડશે; કારણ કે, ' રડતું જાય તે મુઆના સમાચાર લાવે ' એ કહેવત સર્વત્ર વિખ્યાત છે અને સત્ય છે. અર્થાત્ નીચે જઇને મન્દિરમાં દેવને નમસ્કાર કરી આવ કે જેથી આપણો આ લઘુ પ્રવાસ સુખાવહ તથા શુભ પરિણામ-દારક થાય. "

ઉપર આવો પ્રકાર ચાલી રહ્યો હતો અને નીચેના ખંડમાં વૈકુંઠનાથને કન્દર્પકુંડલાના દર્શન તથા સમાગમમાં થતો વિલંબ સર્વથા અસહ્ય થઇ પડયો હતો. એક દિવસ જે કન્દર્પકુંડલાના મુખચન્દ્રને વાતાયનમાં નિહાળીને વૈકુંઠનાથ પાગલ થઇ ગયો હતો, તે જ કન્દર્પકુંડલા આજે તેની સાથે એક જ ગાડીમાં બેસીને સ્ટેશનપર અને ત્યાંથી ફર્સ્ટ ક્લાસના એક જ કમ્પાર્ટમેન્ટમાં બેસીને વસઇ સુધી જવાની હતી તેમ જ જે કન્દર્પકુંડલાના સમાગમમાટે તેણે રૂપિયા બાર હજાર કાંકરાની પેઠે નર્મદાને ગણી આપ્યા હતા તે જ કન્દર્પકુંડલા આજે રાત્રિનો સમય થવા પૂર્વે તેના વસઇના બંગલામાં વિરાજવાની હતી એટલે એ આનન્દ સાથે સરખાવતાં વૈકુંઠનાથને વૈકુંઠનો આનન્દ પણ તુચ્છ દેખાતો હતો. અસ્તુઃ અતિશય વિલંબ થતો જોઇને વૈકુંઠનાથ નીચેથી પોકાર કરીને પૂછવા લાગ્યો કે: " કેમ, આટલો વિલંબ શા કારણથી થયો ? નીચે

વિક્ટોરિયા પણ ક્યારની આવી ગઇ છે અને ટ્રેનનો ટાઇમ પણ થવા આવ્યો છે. ”

“ અમો આવીએ છીએ, મહાશય, આપ જરા થોભો. ” નર્મદાએ ઉપરથી જ ઉત્તર આપ્યું.

થોડી વાર પછી નર્મદા કન્દર્પકુંડલાને તેનો હાથ ઝાલીને નીચે લઇ આવી. કન્દર્પકુંડલા એક કાષ્ઠપુત્તલિકા પ્રમાણે પોતાની માતાની પાછળ પાછળ ચાલી આવતી હતી. કન્દર્પકુંડલાના હૃદયમાં આજે આનન્દની ન્યૂનતા નહોતી; કારણ કે, તેના હૃદયમાં અત્યારે “ આજે બહુ સમય પછી આ નેત્રો પ્રિયકર રમાકાન્તના મુખદર્શનથી કૃતાર્થ થશે; તેમનું તે મુખચન્દ્ર, તેમનાં તે કમલનયન, તેમનું વિશાળ વક્ષઃસ્થળ, તેમના સુગોલ બાહુ અને તેમની પ્રણયપ્રતિભા આજે આ નેત્રો સમક્ષ પ્રત્યક્ષ થશે અને તેમના મુખારવિન્દથી આજે વિરહકાળની અનેક આનન્દદાયિની કથાઓ મારા સાંભળવામાં આવશે. જો મારા પ્રિયકરનાં માતુશ્રીનો સ્વર્ગવાસ થઇ જશે તો તેમનું રુદન મારા સાંભળવામાં આવશે અને હું પણ તેમની સાથે પેટ ભરીને રડીશ; કિંબહુના અશ્રુપાતવડે ભૂમિને આર્દ્ર કરી નાખીશ;” ઈત્યાદિ ભાવિ સુખોનો આવિર્ભાવ થતાં તેના આનન્દનો અવધિ થવા લાગ્યો હતો. કન્દર્પકુંડલા પોતાના મનમાં વિચારવા લાગી કે: “ હાય, આ સંસારમાં હું વેશ્યાની કન્યા તરીકે શામાટે અવતરી ? જો હું આજે વેશ્યાની કન્યા ન હોત, તો મારા તે પ્રિયકરની સર્વસ્વાધિકારિણી થઇ શકી હોત ! હું અશૌચમાં અશૌચવ્રતને ધારી શકત, અપવાસના સમયમાં અપવાસ કરી શકત અને તેમની ચિન્તાના સમયમાં તેમની ચિન્તાની અંશભાગિની પણ થઈ શકત; પરંતુ વેશ્યાની પુત્રી હોવાથી અત્યારે કેવળ રુદનનો જ મારો અધિકાર છે. હાય, વિધાતાની

વિલક્ષણતા ! ” આવા વિચારોને આધીન હોવા છતાં પણ આજે કન્દર્પકુંડલા સુખિની હતી અને તેનું કારણ એ હતું કે તે રમાકાન્તના દર્શનના નિમિત્તથી આજે વસઇનો પ્રવાસ કરવાની હતી.

“ ચાલો, ગાડી ગલીના નાકાપર ઊભી છે.” આમ કહીને વૈકુંઠનાથે કન્દર્પકુંડલાને તેનો હાથ ઝાલીને ઓટલાનાં પગથિયાંપરથી નીચે ઊતારવાનો પ્રયત્ન કર્યો; પરંતુ કન્દર્પકુંડલા તેનો હસ્તસ્પર્શ થતાં ભયભીત થઇને બે ડગલાં પાછી હટી ગઇ. નર્મદાએ ત્યાર પછી કન્દર્પકુંડલાને સંભાળથી ચલાવીને ગલીના નાકાપર ઊભેલી વિક્ટોરિયામાં બેસાડી દીધી. કન્દર્પકુંડલા તથા નર્મદા પાછલી બેઠકપર બેઠી અને વૈકુંઠનાથ તેમની સામેની સંકુચિત બેઠકપર બેસી ગયો. તેઓ પાંચ મિનિટમાં ચર્નીરોડ સ્ટેશનપર આવી લાગ્યાં અને ‘ વીરાર લોકલ ’ના આગમનમાં દશ મિનિટનો અવકાશ હોવાથી ટિકિટો ખરીદીને પ્લૅટફૉર્મપર તેમને તિષ્ઠંતુ કરવું પડયું.

પરંતુ આ શું, કન્દર્પકુંડલાનું વામ નેત્ર કેમ ફરકવા લાગ્યું અને વામ નેત્ર ફરકતાંજ તે કંપાયમાન થવા લાગી તે શા કારણથી ? હરિ, હરિ; આમ કેમ થતું હશે વારૂ ? કારણ કે, આ તો અમંગળની સૂચના મનાય છે. પરંતુ આવી સ્થિતિમાં પણ કન્દર્પકુંડલા ભાવિ સુખની આશાથી એ સર્વ અપશકુનોનો લેશ માત્ર પણ વિચાર ન કરતાં સ્થિર થઇને બૅંચપર બેસી રહી. જે દેવોનો પણ દેવ છે અને જે કરુણાનિધાન છે તે પરમાત્માનું જ કન્દર્પકુંડલા પોતાના હૃદયમાં સ્મરણ કરવા લાગી અને ભગવાનના સ્મરણથી તેના કોમલ તથા અબળ હૃદયમાં સાહસનો આવિર્ભાવ થતાં તેના ઇષ્ટદેવ રમાકાન્તનું શરચ્ચન્દ્રકિરણ મુખમંડળ મધ્યસ્થ થઇને તેના હૃદયાકાશમાં ઉદિત થતું દેખાયું. એ જ વેળાએ પોતાની ભીષણ ગતિના નાદથી દિશા-

ઓને કંપાવતી બી. બી. સી. આઇ. રેલ્વેની ' **વીરાર લોકલ** ' ચર્નીરોડના સ્ટેશનપર આવી લાગી અને કન્દર્પકુંડલા કોઇ પણ પ્રકારના સંકોચ વિના **વૈ**કુંઠનાથ તથા પોતાની માતા સાથે ફર્સ્ટકલા-સના કમ્પાર્ટમેન્ટમાં બેસી ગઈ. આપણી એ પ્રવાસિત્રિપુટીના બેઠા પછી ટ્રેન એક મિનિટમાં જ ઉપડી અને **વૈ**કુંઠનાથની ઇષ્ટ દિશામાં ચાલવા લાગી.

---

## પ્રકરણ ૬ ઠ્ઠું

## કન્દર્પકુંડલાની જન્મકથા

---

આ પ્રકરણમાં કન્દર્પકુંડલાના જન્મસાથે જે એક રહસ્ય જોડાયલું હતું તે રહસ્યનો પ્રકાશ કરવાની અમારી ઇચ્છા છે. વસ્તુતઃ કન્દર્પકુંડલા વેસ્યાની કન્યા નહોતી; કારણ કે, તેની જન્મ-દાત્રી માતાએ વેસ્યાવૃત્તિનું કદાપિ અવલંબન કર્યું નહોતું. **દે**વનારાયણ **ત્રિ**પાઠી નામક એક **બ્રા**હ્મણ ગૃહસ્થ **મું**બઈની સ્મૉલકૉઝ કોર્ટના એક નામાંકિત વકીલ હતા અને તેથી જ્યારે તેઓ સ્વર્ગવાસી થયા ત્યારે પોતાનાં પુત્રપુત્રીમાટે યથેષ્ટ ધન મૂકી ગયેલા હોવાથી તેમનાં પુત્ર પુત્રી આદિને નિર્વાહ આદિની કશી પણ ચિન્તા નહોતી. **દે**વનારા-યણના સ્વર્ગવાસ પછી તેમનો પુત્ર **ની**લામ્બર **ત્રિ**પાઠી પણ બી. એ. એલ્. એલ્. બી. ની પરીક્ષામાં ઉત્તીર્ણ થઇને **મું**બઈની પોલિસ કોર્ટના એક ઉત્કૃષ્ટ વકીલ તરીકે પ્રકાશમાં આવ્યો અને તેના સ્વર્ગીય પિતાની આવક કરતાં તે વધારે કમાણી કરવા લાગ્યો. **ક્રિ**મિનલ્ લામાં તે એક્સપર્ટ હતો અને પોતાના અભિયોગને અતિશય ઉત્કૃષ્ટ

સ્વરૂપમાં ન્યાયાધીશ સમક્ષ રજૂ કરવાની કળામાં તેમ જ વક્તૃત્વ-કળામાં પણ તે નિષ્ણાત હતો એટલે તેને મુંબઈની કોર્ટ ઉપરાંત સૂરત, વડોદરા તથા અમદાવાદની કોર્ટોના કેસો પણ મળતા હતા અને તેથી વર્ષમાં પાંચ સાત વાર અમદાવાદમાં તેનું આગમન થતું હતું. એક વાર નીલાંબર એક અભિયોગમાં પ્રતિવાદીના વકીલ તરીકે આવ્યો હતો અને કેસ કાંઇક લાંબો હોવાથી પંદરેક દિવસ જેટલો સમય તેને અમદાવાદમાં વીતાડવો પડયો હતો. એ પ્રસંગે જ કન્દર્પકુંડલાની માતા સાથે નીલાંબરનો પ્રથમ પારચય થયો હતો; કારણ કે, નીલાંબરના નિવાસમાટેની તેના અસીલે જે ગૃહમાં વ્યવસ્થા કરી હતી તે ગૃહની પાસેના એક ગૃહમાં કન્દર્પકું-ડલાની માતા રહેતી હતી. કન્દર્પકુંડલાની માતા બ્રાહ્મણ જાતિના એક અભિજાત ગૃહસ્થની કન્યા હતી, પરંતુ નીલાંબર સાથે જ્યારે તેનો પ્રથમ પરિચય થયો તે વેળાયે તે વિધવા હતી. નીલામ્બર જે કેસમાટે અમદાવાદમાં આવ્યો હતો તે કેસ જીતવાથી તેને પૈસા પણ સારા મળ્યા અને તે સાથે કન્દર્પકુંડલાની માતા એટલે કે એક રૂપવતી તરુણી વિધવા પણ તેને મળી ગઇ. ત્યાર પછી તેઓ બન્ને મુંબઈ આવ્યાં અને મુંબાઈમાં નીલાંબરે પોતાની એ કાન્તાના નિવાસમાટે પોતાના ગૃહથી ભિન્ન એક ઉત્તમ ગૃહ ભાડે રાખી લીધું.

કન્દર્પકુંડલાની માતાનું નામ સરસ્વતી હતું અને તે રૂપમાં તો જાણે સરસ્વતી હતી જ પરંતુ ગુણમાં પણ સરસ્વતી જ હતી. સરસ્વતી બાલવિધવા હતી અને પોતાના પિતાની લાડકવાઇ કન્યા હતી. સરસ્વતી પોતાના પિતાની આદરભાજન હોવા છતાં ગૃહમાં અભ્યાસ કરીને સુશિક્ષિતા થઈ હતી અને તેણે પોતાની જન્મભાષા ગુજરાતી ઉપરાંત કેટલાક ધર્મગ્રંથો વાંચી શકાય તેટલામાટે સંસ્કૃત

તથા હિન્દી ભાષાનો પણ અભ્યાસ કર્યો હતો. સરસ્વતી જે વેળાયે યૌવનના વસંતકાળમાં વિહરતી હતી તે વેળાયે બંગાળામાં તેમ જ મુંબઇ તથા ગુજરાતમાં વિધવાવિવાહનું પ્રચંડ આન્દોલન થવા માંડયું હતું. સ્વર્ગીય ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરની આલોચના તથા આન્દોલન તેમ જ બ્રહ્મસમાજની તાડના તથા ગંજનાના પરિણામે વિધવાવિવાહનો કાયદો પાસ થઈ ગયો હતો અને બંગાળામાં ઈશ્વરચંદ્ર વિદ્યાસાગરે પોતાના ધનનો વ્યય કરીને અનેક વિધવાઓને સધવા બનાવી તેમની સદ્ગતિ કરી નાખી હતી; માત્ર એટલું જ નહિ, પણ તેમણે પોતાના પુત્રનો પણ એક વિધવા સાથે જ શરીરસંબંધ કરાવ્યો હતો. બ્રહ્મસમાજ અને તેની શાખા પ્રાર્થનાસમાજના અનુયાયિમંડળમાં પણ વિધવાવિવાહો એટલી મોટી સંખ્યામાં થવા લાગ્યા કે તે વિધવાવિવાહોને જોતાં લોકોને એવો જ રંગ દેખાવા લાગ્યો કે હવે કુમારિકાઓસાથે કોઈ પણ પુરુષ લગ્નસંબંધ કરશે નહિ: જે પુરુષ લગ્ન કરશે તે વિધવાસાથે જ કરશે અને તેથી કુમારિકાઓને કૌમારમાં જ મરી જવું પડશે. વિધવાવિવાહનું પ્રતિપાદન તે સમયના સુશિક્ષિત પુરુષોનું મુખ્ય ભૂષણ થઈ પડયું હતું અને તેથી જો કોઇ સુશિક્ષિત પુરુષ વિધવાવિવાહનો કોઇ પણ સ્વરૂપમાં નિષેધ કરે, તો તે સુશિક્ષિત સમાજના તિરસ્કાર તથા ગાલિપ્રદાનને પાત્ર થઇ પડતો હતો. મુંબઈમાં વિધવાવિવાહના આન્દોલન તથા પ્રચારમાટે પ્રાર્થનાસમાજની લગોલગ પુનર્વિવાહ અથવા વિધવાવિવાહ હૉલ અસ્તિત્વમાં આવી ચૂકયો હતો અને તે હૉલની ભૂમિએ અનેક વિધવાઓના સધવા સ્વરૂપનો સાક્ષાત્કાર કર્યો હતો. સરસ્વતીએ જે વેળાયે નીલાંબરને જોયો તે સમય આવા પ્રકારનો એટલે કે વિધવાપુનર્લગ્નના આન્દોલન તથા પ્રચારનો હતો.

સરસ્વતી વર્તમાનપત્રો વાંચતી હતી અને નીલાંબર નામાંકિત વકીલ હોવાથી સુશિક્ષિત ગૃહસ્થ તરીકે પ્રાર્થનાસમાજના પ્રત્યેક કાર્ય તથા પ્રત્યેક ઉત્સવમાં આગળ પડતો ભાગ લેતો હતો. અર્થાત્ સરસ્વતીને વિધવાના અવતારમાં જોઇને નીલાંબરના હૃદયમાં શોકનો અસહ્ય આઘાત થવા લાગ્યો, તે દેશની દુર્દશાને દેખીને દુઃખિત થવા લાગ્યો અને સરસ્વતીના સંકટની સમીક્ષાથી સંજ્ઞાશૂન્ય થઇને તેણે હિન્દુસમાજને ગાળોથી વધાવી લેવાના કાર્યનો આરંભ કરી દીધો. તે હિન્દુજાતિને સમુદ્રતલવાસિની કરી દેવામાટે પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગ્યો; કારણ કે, પ્રાર્થનાસમાજ નામક વિધવા-દુઃખવિદારક મંડળના એક સભ્ય તરીકે વિધવાઓના કલ્યાણમાટે વિધવાવિવાહવિરોધિની હિન્દુજાતિને સમુદ્રમાં ડુબાવી દેવામાટેની પ્રાર્થના કરવી એને તે પોતાનો ધર્મ માનતો હતો. સરસ્વતીએ પણ યુવક નીલાંબરને જોયો અને તેને જોતાં જ તે રોવા લાગી. તે રોઇ શામાટે ? પોતાના સ્વાર્થમાટે, નીલાંબરના પ્રેમમાટે અને ભારતવર્ષની વિધવાવિવાહવિરોધિની પ્રથાના પરિણામે સર્વ પ્રકારનાં સુખોથી વંચિતા સ્ત્રીજાતિમાટે ! સારાંશ કે, સરસ્વતી તે સમયના વિધવાવિવાહવિરોધી હિન્દુ પ્રૌઢ પુરુષોને ગાળો દેતી દેતી રોવા લાગી. આવી રીતે રોવાધોવાના કાર્યને સમાપ્ત કરીને તેઓ બન્ને અમદાવાદથી મુંબઇમાં આવ્યાં હતાં.

નીલાંબરના ગૃહમાં તેની સ્ત્રી પણ હતી અને તેનો પુત્ર પણ હતો એટલે તેના સંસારમાં કોઇ પણ વસ્તુની ન્યૂનતા નહોતી; છતાં નીલાંબરે સરસ્વતીને મુંબઇમાં લાવીને એક બાણથી બે પક્ષીઓને એકસમયાવચ્છેદે મારી બતાવ્યાં. એમાંનું એક પક્ષી હિન્દુસમાજ હતો; કારણ કે, આ કાર્ય કરીને તે એક સમાજસંસ્કારક થઇ ગયો

અને શિક્ષિતસમાજનો એક અગ્રેસર પુરુષ થઇ પડયો, અને અન્ય પક્ષી તે તેની પ્રવૃત્તિ કિંવા તેની વિલાસવાસના હતી; અર્થાત્ અપ-રૂપ રૂપવતી તથા વિદ્યાવતી સરસ્વતીને પ્રાપ્ત કરી લઇને તેણે પોતાના માનવજન્મની અનેક વાસના તથા આકાંક્ષાઓને પૂર્ણ કરી લીધી. સરસ્વતી એક રાખેલી વેશ્યા પણ નહોતી અને સનાતન વૈદિક ધર્માવલંબી જનસમાજવડે સન્માન્ય આર્ય ગૃહિણી પણ નહોતી. મુંબઇમાં સરસ્વતી જે ગૃહમાં વસતી હતી તે ગૃહમાં નીલાંબર પોતાના મિત્રોસાથે ઘણીક વાર આમોદ આહ્લાદ પણ કરતો હતો; તથાપિ સરસ્વતીનો નીલાંબરમાં અનન્ય અનુરાગ હતો અને નીલાં-બર પણ સરસ્વતીમાં તેવો જ સ્નેહ રાખતો હતો. આપણી પ્રસ્તુત કથાની નાયિકા કન્દર્પકુંડલા એ સરસ્વતીની જ ગર્ભજાતા કન્યા હતી અને તેનો પિતા નીલાંબર હતો. સરસ્વતીએ પોતાની પુત્રી કન્દર્પકુંડલાને અતિશય સાવધાનતાથી ભાષા, સાહિત્ય તથા સંગીત આદિ વિદ્યાકલાનું શિક્ષણ આપ્યું હતું; કારણ કે, કન્દર્પકુંડલાને કોઇ સત્પાત્રના હસ્તમાં અર્પવાની તેની પરમ આકાંક્ષા હતી; પરંતુ તેની એ આકાંક્ષા પૂર્ણ થવા પૂર્વે જ નીલાંબરનો દેહાંત થઇ ગયો અને તેનો દેહાન્ત થયા પછી સરસ્વતીની આર્થિક અવસ્થા એટલી અને એવી તો દયાજનક થઇ પડી કે અત્યંત કષ્ટપૂર્વક તથા અનેક પ્રકારનાં દુઃખો વેઠીને તેણે ત્રણ વર્ષ પર્યન્ત કન્દર્પકુંડલાનું પાલન કર્યું. કન્દ-ર્પકુંડલા જ્યારે ચૌદ વર્ષની થઈ તે વેળાયે ભીષણ વસન્ત અથવા મસૂરિકા નામક રોગના યોગે સરસ્વતી પણ આ સંસારને સદાને માટે ત્યાગી ગઈ અને તે સમયથી કન્દર્પકુંડલા આ વિશાળ તથા અનન્ત સંસારમાં એકલી અટૂલી થઈ ગઇ.

નર્મદા સરસ્વતીની સંગિની હતી અને તેથી અમદાવાદથી સરસ્વતીની સાથે જ મુંબઇમાં આવી હતી. નર્મદામાં સરસ્વતીને

અતિશય વિશ્વાસ હોવાથી સરસ્વતીએ પોતાના પૈસાટકા તથા અન્ય મૂલ્યવતી વસ્તુઓને સંભાળવાનો ભાર તેના શિરપર જ નાખી દીધો હતો. નર્મદા પણ હિસાબ કિતાબ સારી રીતે રાખતી હતી અને કરકસરમાં તે એવી તો અદ્વિતીય હતી કે તેની વ્યવસ્થા અનુસાર ચાલવાથી જ નીલાંબરના મૃત્યુ પછીના દુઃખમય દિવસોમાં પણ સરસ્વતી ત્રણ વર્ષ પર્યન્ત જેમ તેમ કરીને પોતાના સંસારશકટને ચલાવતી રહી હતી. અર્થાત્ સરસ્વતી કન્દર્પકુંડલાને નિરાધાર અવસ્થામાં ત્યાગીને ચાલી ગઈ અને તેથી કન્દર્પકુંડલાના પાલનનો ભાર નર્મદાના શિરપર આવી પડ્યો. જો કે નર્મદા કન્દર્પકુંડલામાં માતા સમાન સ્નેહ રાખતી હતી; તથાપિ તેની એવી ઇચ્છા હતી કે કન્દર્પકુંડલા જો કોઈ પુરુષ સાથે લગ્નસંબંધ ન કરતાં કોઇ ધનાઢ્ય વિલાસી પુરુષની રાખેલીના રૂપમાં રહે તો વધારે સારૂં; કારણ કે, એથી નર્મદાની વૃદ્ધાવસ્થામાં નિર્વાહને ચલાવવાની ચિન્તા ટળી જવાનો સંભવ હતો અને કન્દર્પકુંડલા પણ પોતાનું આયુષ્ય આનન્દપૂર્વક વીતાડી શકે તેમ હતું. નર્મદામાં રૂપ તથા યૌવન ઉભય વસ્તુઓનો અભાવ હોવાથી નિરુપાયવશાત્ તેણે આવી અભદ્ર ઇચ્છાને પોતાના હૃદયમાં સ્થાન આપ્યું હતું.

નર્મદાની કન્દર્પકુંડલાને વેશ્યાવૃત્તિ કરાવવાની ઇચ્છા હોવા છતાં કન્દર્પકુંડલા કોઈ પણ પ્રકારે વેશ્યાવૃત્તિને સ્વીકારવાના વિષયમાં સંમત થતી નહોતી; કારણ કે, તે વેશ્યાઓની દુર્દશાને સારી રીતે જાણતી હતી અને તેથી ‘ વેશ્યાવૃત્તિને સ્વીકારવાથી મારો નિસ્તાર નથી ’ એવો તેનો દૃઢ નિશ્ચય થઇ ગયો હતો. જે રૂપ ભગવાનનું છાયાસ્વરૂપ છે અને જે રૂપ નારીજાતિનું લક્ષણ છે, તે રૂપનો વિક્રય કરીને સુખિની થવાની કન્દર્પકુંડલાની ઇચ્છા નહોતી; કારણ

કે, તેની જનનીદ્વારા તેને જે શિક્ષા તથા દીક્ષા મળી હતી તે સર્વથા અન્ય પ્રકારની હતી. કન્દર્પકુંડલા એક ગૃહસ્થની કન્યા પ્રમાણે પ્રતિપાલિતા થયેલી હતી. માતાના મુખથી કન્દર્પકુંડલાએ રામાયણનું અધ્યાપન કર્યું હતું, મહાભારતની કથા સાંભળી હતી અને ધર્મનો મહિમા જાણ્યો હતો એટલે તેનું હૃદય પવિત્ર થયેલું હતું અને તેના સ્વભાવમાં અસરલતા કિંવા કપટનો અંશમાત્ર પણ આવી શકયો નહોતો. કન્દર્પકુંડલા પોતાની જનનીના જીવનની સર્વ ઘટનાઓને જાણતી હતી અને તેથી રાખેલી સ્ત્રીને આ સંસારમાં કેવાં અને કેટલાં કષ્ટો ભોગવવાં પડે છે એ વાર્ત્તા તેનાથી અજ્ઞાત નહોતી. અર્થાત્ કન્દર્પકુંડલાની માતા સરસ્વતી અત્યન્ત રૂપવતી તથા ગુણવતી હોવા છતાં અને નીલાંબરમાટે પ્રાણ અર્પી દેવાની ઇચ્છા રાખવા છતાં પણ તે ધર્મપત્નીની મર્યાદા તથા મહત્તાને પ્રાપ્ત કરી શકી નહોતી. કન્દર્પકુંડલા એ વિશિષ્ટ ઘટનાને કદાપિ ભૂલતી નહોતી. આ કારણથી તે પોતાના પિતાનો પરિચય આપતાં અતિશય સંકોચાતી હતી અને પિતાનું નામ આવતાં જ અશ્રુપાત કરવા મંડી જતી હતી. નર્મદા આદર, યત્ન તથા ચાતુરી આદિ કોઇ પણ વસ્તુદ્વારા કન્દર્પકુંડલાના નિશ્ચયને ફેરવી ન શકી એટલે અંતે પરાજય સ્વીકારીને તેણે પોતાના મનમાં એમ માની લીધું કે: ‘ જ્યારે કન્દર્પકુંડલા જ્ઞાતયૌવના થશે અને જ્યારે નવીન યૌવનના તરંગો એના શરીરમાં તરંગિત થવા માંડશે એટલે એ પોતાની મેળે જ મારી ઇચ્છાને આધીન થઇ જશે. ’ અર્થાત્ જ્યારે કન્દર્પકુંડલા રમાકાન્તને પોતાની સાથે લઇને ઘેર આવી હતી તે વેળાયે નર્મદાના આનન્દનો અવધિ થઇ ગયો હતો. યુવક તથા યુવતીને એકાન્તમાં રહેવા દઇને નર્મદાએ ગુપ્ત રહી તેમનો સમસ્ત વાર્ત્તાલાપ

સાંભળ્યો હતો. રમાકાન્તને દરિદ્ર પિતાના પુત્ર તરીકે ઓળખીને નર્મદાના હૃદયમાં જો કે કંપનો આવિર્ભાવ થયો હતો; પરંતુ તેણે પોતાના મનમાં એવો વિચાર કર્યો કે: ' કન્દર્પકુંડલા જ્યારે પુરુષમાં પ્રેમ રાખતાં શીખી છે એટલે હવે એની પૂર્વ ભાવના દીર્ઘ કાળ પર્યન્ત અચલ રહી શકે તેમ નથી; અર્થાત્ એની રમાકાન્તમાં જે પ્રીતિ બંધાઇ છે તે પ્રીતિના પ્રવાહને અન્ય દિશામાં વાળતાં હવે વિશેષ વિલંબ થવાનો નથી.' પોતાની આ ધારણાને અનુસરીને જ નર્મદાએ વૈકુંઠનાથસાથે કન્દર્પકુંડલાના રૂપવિક્રયનું સાટું પાકું કર્યું હતું; કારણ કે, નર્મદાની માન્યતા અનુસાર વૈકુંઠનાથ ધનાઢ્ય હોવાથી સુપુરુષ હતો અને નવયુવક હોવા સાથે કાંઇક સુંદર પણ હતો એટલે 'જ્યારે એ પુરુષ કન્દર્પકુંડલાના જોવામાં આવશે તે વેળાયે દરિદ્ર રમાકાન્તના મોહને ત્યાગીને કન્દર્પકુંડલા એ વૈકુંઠનાથની પ્રેમિકા થઇ જશે.' એવી તેની ધારણા હતી; પરંતુ નર્મદાની એ ધારણા સર્વથા અસત્ય જ સિદ્ધ થઇ; કારણ કે, કન્દર્પકુંડલા નિરંતર ઉદાસીન અને રમાકાન્તના ભાવમાં આત્મજ્ઞાનવિસ્મૃતા જ રહેતી હતી. વૈકુંઠનાથમાં તેનો લેશ માત્ર પણ અનુરાગ નહોતો. અંતે નર્મદાએ પોતાની સૂક્ષ્મ બુદ્ધિનો વ્યય કરીને એવી ધારણા બાંધી કે: ' કન્દર્પકુંડલાને વૈકુંઠ-નાથના મુંબઇથી દૂર વસઇના બંગલામાં રાખવાથી, ત્યાં વૈકુંઠનાથ સાથે તેનો અષ્ટૌપ્રહર અખંડ સમાગમ થવાથી અને તેના કર્ણકુહરમાં દિવારાત્રિ પ્રણયવચનરૂપ વારુણીનું સિંચન થતું રહેવાથી અવશ્ય તેનું હૃદય વિકારને વશ થશે અને તે મારી ઇચ્છા અનુસાર વર્તવા માંડશે; કારણ કે, વૈકુંઠનાથ રૂપસુન્દર, નવયુવક તથા લક્ષ્મીપુત્ર છે અને તેથી કન્દર્પકુંડલા આજે નહિ, તો ચાર દિવસ પછી પણ અવશ્ય વૈકુંઠનાથની વિલાસભોગિની થવાની જ. ' પોતાની આ

ધારણાથી જ નર્મદા કપટને યોજી કન્દર્પકુંડલા સમક્ષ અસત્યવાદ કરી તેને વૈકુંઠનાથના વસઈના બંગલામાં લઇ જવાને તૈયાર થઇ હતી અને પોતાની ધારણાને તેણે કેવી દક્ષતાથી વ્યવહારમાં યોજી બતાવી હતી એ આપણા જાણવામાં આવી ચૂકેલું હોવાથી હવે કન્દર્પકુંડલાને નર્મદા તથા વૈકુંઠનાથસાથે રહેવા દઇને આપણે આપણી કથાના નાયક રમાકાન્તની અવસ્થાનું અવલોકન કરીશું.

## પ્રકરણ ૭ મું

## હૃદયેશ્વરીના શોકમાં

રમાકાન્ત રોયો તો અવશ્ય; પરંતુ નયનોના અશ્રુપ્રવાહથી હૃદયના સંપૂર્ણ ક્લેદને વિધૂત કરીને હૃદયથી ભિન્ન ન કરી શક્યો. રમાકાન્ત પોતાના માનવજન્મની અધિષ્ઠાત્રી દેવી એટલે કે પોતાની માતા સમક્ષ બેસીને રોયો; પરંતુ તેના એ રોદનથી તેના હૃદયમાંનો કન્દર્પકુંડલા વિષયક પ્રણય મ્લાન ન થયો; કિન્તુ એ રુદનથી કન્દર્પકુંડલાની સુંદર છબિ રમાકાન્તના હૃદયમાં શિશિરસિક્ત પ્રભાતપુષ્પ પ્રમાણે આગળ કરતાં પણ અધિક પરિસ્ફુટ થતી દેખાવા લાગી. હવે રમાકાન્તને કન્દર્પકુંડલાના દર્શનનો લાભ મળી શકતો નહોતો; અર્થાત્ તેને જોવાની પ્રબળ ઇચ્છા હોવા છતાં પણ રમાકાન્ત લજ્જા તથા ભયથી કન્દર્પકુંડલાને જોવામાટે જઇ શકતો નહોતો. આજ અને કાલ કરતાં કેટલાક દિવસ ચાલ્યા ગયા અને રમાકાન્તના હૃદયમાં કન્દર્પકુંડલાના મુખદર્શનની આકાંક્ષા દિવસાનુદિવસ અધિકાધિક ઘનીભૂત થતી રહી. અન્તે રમાકાન્તથી કન્દર્પકુંડલાનો વિયોગ સહી

ન શકાયો અને તેથી તેના દર્શનમાટે તે તેને ઘેર ગયો; પરંતુ ત્યાં તેણે ઘરના દરવાજાને તાળું વાસેલું જોયું અને તેથી તે નિરાશાના સમુદ્રમાં નિમજ્જિત થવા લાગ્યો. નર્મદાની એક વેશ્યા પાડોશણે તેને એવા સમાચાર આપ્યા કેઃ " નર્મદા કન્દર્પકુંડલાને લઇને કોઈ એક ધનાઢ્ય ગૃહસ્થસાથે વસઈ ગયેલી છે. " આ સમાચાર સાંભળતાં જ રમાકાન્ત આત્મજ્ઞાનરહિત થઈ ગયો અને ત્યાંથી તે કન્દર્પકુંડલાને શોધી કાઢવાની ઇચ્છાથી રેલ્વે સ્ટેશનની દિશામાં ચાલતો થયો.

હાય, રમાકાન્ત, તુ કયાં ચાલ્યો ? તારી અત્યંત વૃદ્ધા માતા ઘેર એકલી છે એનો પણ તેને વિચાર નથી ? વળી તેં આ મહિનાના ખર્ચના રૂપિયા પણ તેને નથી આપ્યા ! એ સર્વ ભૂલીને તું અત્યારે કયાં જાય છે ? રમાકાન્ત, આ સંસારમાં તારી વૃદ્ધા માતાનો તારા વિના અન્ય કોઇ પણ આધાર નથી, એનું તને સ્મરણ છે કે નહિ ? સ્મરણ કયાંથી હોય ! અર્થાત્ રમાકાન્ત સર્વસ્વને વિસારી તથા ત્યાગી દઇને કન્દર્પકુંડલાને શોધવામાટે ચાલતો થઇ ગયો. તે જ્યારે સ્ટેશનપર આવ્યો ત્યારે રાત્રિના આઠ વાગ્યા હતા અને વસઇ જનારી ટ્રેન થોડી વારમાં આવવાની હતી એટલે તેણે વસઇની એક થર્ડ કલાસ ટિકિટ લઇ લીધી અને ટ્રેન આવતાં તેમાં બેસીને તે વસઇ જવાને ઉપડયો. રસ્તામાં એન્જિન બગડવાથી ટ્રેન લેટ થઇ અને તેથી તે લગભગ રાતે દશ વાગે વસઇના સ્ટેશન પર ઊતર્યો. વસઇ સ્ટેશનથી વસઇ ગામ બહુ દૂર હોવાથી અને ગાડીભાડા જેટલા પૈસા તત્કાળ પાસે ન હોવાથી રમાકાન્ત અતિશય શીઘ્ર ગતિથી ગ્રામની દિશામાં ચાલવા લાગ્યો.

રમાકાન્તને અત્યારે ચાલવાનો પરિશ્રમ જણાતો નહોતો,

ક્ષુધાની પીડા દેખાતી નહોતી અને પિપાસાના યોગે તેનો કંઠ પણ સૂકાતો નહોતો. ચાલતો ચાલતો મનમાં તે એ જ વિચાર કરતો હતો કેઃ " કન્દર્પકુંડલાને મારે ક્યાં અને ક્યા બંગલામાં જઇને શોધવી ? બંગલા તો અહીં ઘણા લોકોના હશે એટલે તે કોના બંગલામાં હશે અને કોઇને પૂછતી વેળાયે તે બંગલાના માલિકનું નામ મારે શું જણાવવું ? " બહુ વિચાર કર્યા પછી તે એવા નિશ્ચયપર આવ્યો કેઃ " બસ, હું એમ જ કહીશ કે જે બંગલામાં કન્દર્પ-કુંડલા આવી છે તે બંગલામાં મારે જવાનું છે એટલે કોઇ પણ તે બંગલો બતાવી દેશે; કારણ કે, કન્દર્પકુંડલાનું આ મુઠ્ઠી જેવડા ગામમાં થયેલું આગમન અહીંના લોકોથી અજ્ઞાત નહિ જ હોય. " રમાકાન્તને એ સમય સૂધીમાં માત્ર એક જ વાર ત્રણ કે ચાર કલા-કને માટે વસઇમાં આવવાનો પ્રસંગ પ્રાપ્ત થયો હતો એટલે તે વસઇના માર્ગથી જેમ સર્વથા અજ્ઞ નહોતો તેમ જ વસઇના ખૂણે ખૂણાનો જ્ઞાતા પણ નહોતો. અર્થાત્ તે ગામમાં આવ્યો તે વેળાયે અગિયાર વાગી ગયા હતા. માર્ગમાં એક ગાડું ચાલ્યું આવતું હતું અને ગાડાવાળો ગીત ગાતો ગાતો વચ્ચે બળદનાં પૂછડાંને આંબળતો તથા બળદોને ફટકારતો પણ જતો હતો. રમાકાન્તે તેને જરા થોભ-વાનું કહીને કન્દર્પકુંડલાના વસઇમાંના આગમનની કથા તેને કહી સંભળાવી અને તે જો તેના જોવામાં આવી હોય તો તે અત્યારે જે બંગલામાં હોય તે બંગલાનું સ્થાન તથા તે બંગલાના માલિકનું નામ બતાવવામાટે તેને પ્રાર્થના કરી. રમાકા-ન્તના મુખથી કન્દર્પકુંડલાની કથા સાંભળીને તે ગાડાવાળો કહેવા લાગ્યો કેઃ " ભાઇ, રાંડની વાતો કરતાં અને રાંડને શોધવા નીકળતાં લજાતો નથી ? શું, તું ત્રણ ટકાની રાંડ પાછળ ગાંડો થઇ ગયો છે ?

આટલી નાની ઉમ્મરમાં તારી આ હાલત ? રાંડ કોની થઇ છે અને કોની થવાની છે વારૂ ? રામ, રામ ! દુનિયા કેવી દીવાની છે ! " રમાકાન્તના હૃદયમાં એ વેળાએ માન કે અપમાનની લાગણી હતી જ નહિ એટલે પોતાની ઇચ્છા અનુસાર ગાડાવાળાના મુખથી ઉત્તર ન મળવાથી તે આગળ વધવા લાગ્યો. તે બજારના છેડાપર વસઇના જૂના કિલ્લાની નજીક સોપારી બાગ પાસે આવ્યો તે વેળાયે અર્ધનિમીલિત હતાં નેત્રો જેનાં અને જેના હસ્તમાં એક ચોરફાનૂસ હતું તેવો એક પોલિસ કૉન્સ્ટેબ્લ્ કિલ્લામાં ગસ્ત મારીને આવતો તેની સામે અથડાઇ ગયો અને મધ્યરાત્રિ થઇ ગયેલી હોવાથી તેણે કાયદા પ્રમાણે રમાકાન્તને સંબોધીને " હુકમધર " ( " Who comes there ? " ) નો પોકાર કર્યો; પરંતુ એના ઉત્તરમાં " રૈયત " શબ્દ ઉચ્ચારવાને બદલે રમાકાન્તને મૌનનું અવલંબન કરતો જોઇ તે કૉન્સ્ટેબ્લ તેના નિકટમાં આવ્યો અને ચોરફાનૂસના પ્રકાશમાં તેનાં મુખમંડળ તથા નેત્રોના ભાવને જોઇને તેણે પોતાના મનમાં નિશ્ચય કરી લીધો કે: " આ કોઈ ઘાસલેટ માસ્ટર છે અને દારૂના નશામાં ભાન ભૂલીને આમ તેમ ભટકતો હોય એમ જણાય છે. " આવા પ્રકારની ભાવનાથી હૃદયમાં તેની પાસેથી કાંઈ ચોરીમેરી કઢાવવાની આશા રાખીને તે પોલિસ કૉન્સ્ટેબ્લ્ કહેવા લાગ્યો કે: " તું દારૂડિયો છે; અત્યારે તું બેભાન છે અને તેથી રૈયતની સલામતીમાટે તને પોલિસથાણામાં લઈ જવાની જરૂરત છે. ચાલ મારી સાથે થાણામાં; નહિ તો મારે મારીને તને લઈ જવો પડશે.'

આના ઉત્તરમાં રમાકાન્ત કાંઇ બોલવા જતો હતો એટલામાં જૂના કિલ્લા તરફથી આવતા એક અજ્ઞાત પુરુષે તે પોલિસ્ કૉન્સ્ટેબ્લ્ને સંબોધીને આજ્ઞાના સ્વરૂપમાં કહ્યું કે: " એ! મનુષ્યને છોડી

દે; કારણ કે, એ દારૂડિયો નથી; એણે દારૂ નથી પીધો; તારી માન્યતા અસત્ય છે. "

" જેવી સ્વામીજીની આજ્ઞા. " તે અજ્ઞાત પુરુષને નમસ્કાર કરીને પોલિસકૉન્સ્ટેબ્લે તેની આજ્ઞાને મસ્તકપર ચઢાવી લીધી.

તે અજ્ઞાત પુરુષે પોલિસકૉન્સ્ટેબ્લના ચાલ્યા જવા પછી રમાકાન્તના સ્કંધભાગપર પોતાના દક્ષિણ હસ્તને સ્થાપીને અનુકંપાદર્શક સ્વરથી કહ્યું કે: " મહાશય, ચાલો મારી સાથે; જ્યાં જવાની તમારી ઇચ્છા હશે ત્યાં હું તમોને નિર્વિઘ્ન પહોંચાડી દઇશ. "

" આપ કોણ છો અને મારા જેવા એક દુર્ભાગી મનુષ્ય પ્રતિ આપ આટલી દયા શા કારણથી દર્શાવો છો વારૂ ? અત્યારે અંધકારમાં હું આપને જોઇ શકતો નથી; છતાં મંદ ભાસના યોગે અનુમાનથી પૂછું છું કે આપ સંન્યાસી છો કે કેમ ? " રમાકાન્તે આશ્ચર્યદર્શક ભાવથી બે પ્રશ્નો પૂછ્યા.

" અત્યારે જ મારા પરિચયનું એટલું બધું શું પ્રયોજન છે વારૂ ? માત્ર એટલું જ જણાવો કે તમો ક્યાં જવા ઇચ્છો છો અને કોને મળવા માગો છો એટલે તમોને તમારા ઇષ્ટ સ્થાનમાં લઇ જઇને હું તમો જે મનુષ્યને મળવા માગતા હો, તે મનુષ્યસાથે મેળવી આપું. " અજ્ઞાત પુરુષે પોતાનો પરિચય ન કરાવતાં પૂર્વવત્ આશય દર્શાવ્યો.

" હું ક્યાં જવા ઇચ્છું છું એ હું પોતે પણ નથી જાણતો; પરંતુ અહીંના એક બંગલામાં મુંબઇથી એક લલનાને લાવવામાં આવી છે અને તે સુંદરીના શોધમાં જ હું અત્યારે અહીં આવી લાગ્યો છું. " રમાકાન્તે પોતાના આગમનનું કારણ દર્શાવ્યું.

" તે લલનાને કોના બંગલામાં અને કયા બંગલામાં લાવવામાં આવી છે તે તમો જાણો છો ખરા કે ? " અજ્ઞાત પુરુષે ગંભીરતાથી પૂછ્યું.

" એમાંનું હું કાંઇ પણ જાણતો નથી; પરંતુ તે નારીકુલશૃંગારના નામને જાણું છું; અર્થાત્ જો કેવળ તે રમણીના નામથી જ તેનો પત્તો મેળવી શકાય તેમ હોય તો હું આપને તેનું નામ જણાવું. તેનું નામ કન્દર્પકુંડલા છે." રમાકાન્તે તે પોતે જેટલું જાણતો હતો તેટલું તે અજ્ઞાત પુરુષને જણાવી દીધું.

" આ તો એક મહાવિષમ સમસ્યા આવી પડી; પરંતુ નિરાશ થવાનું કારણ નથી; કારણ કે, તે રમણીને શોધવાનો હું યથાશક્ય ઉદ્યોગ આ ક્ષણે જ આરંભું છું. " આ પ્રમાણે આશ્વાસન આપીને તે અજ્ઞાત પુરુષે રમાકાન્તને કહ્યું કે: " મહાશય, તમારા સ્વરની ક્ષીણતા તથા તમારી ભાવભંગીથી સ્પષ્ટ જણાઈ આવે છે કે તમો અત્યાર સૂધી જમ્યા નથી; અર્થાત્ જો તમારી જમવાની ઇચ્છા હોય, તો પ્રથમ તમારામાટે ભોજનની વ્યવસ્થા કરાવું. "

" અડધી રાત વીતી ગઈ છે એટલે અત્યારે આપ મારામાટે ભોજનની શી વ્યવસ્થા કરાવી શકશો ? વળી અત્યારે ભોજન લેવાની મારી ઇચ્છા પણ નથી; કારણ કે, કન્દર્પકુંડલાનો પત્તો મેળવ્યા પછી જ જલપાન કરવાની મેં પ્રતિજ્ઞા કરેલી છે. " રમાકાન્તે પોતાની પ્રતિજ્ઞાને વાણીદ્વારા વ્યક્ત કરી બતાવી.

તે સંન્યાસી રમાકાન્તના આ વ્યાપારના રહસ્યને સમજી શકયો કિંવા નહિ, એ તો જો કે અમારાથી કહી શકાય તેમ નથી; તથાપિ તેણે રમાકાન્તના સંગને તો ન જ ત્યાગ્યો. ઉભય પુરુષો નિસ્તબ્ધ નિશાકાળને પોતાના ચરણધ્વનિથી મુખરિત કરતા ચાલવા લાગ્યા.

ઉપર્યુક્ત સંવાદ પછી તેમનો અન્ય કાંઇ પણ પરસ્પર વાર્ત્તાલાપ ન થયો. અનિવાર્ય ઘટનાસ્રોતમાં નિમજ્જિત થઇને બન્નેએ ચાલવાના વ્યાપારને ચાલતો રાખ્યો અને અનિવાર્ય ઘટનાસ્રોતનો વેગ ઉભયને એક અજ્ઞાત સ્થાનમાં ખેંચી જવા લાગ્યો. પરંતુ એ ઉભય વ્યક્તિઓના આભ્યંતર સ્વરૂપમાં જે અંતરાય હતો તે એ કે એમાંની એક વ્યક્તિ વિહ્વલ હતી અને અન્ય વ્યતિ સંયત હતી. એ ભેદથી જ હૃદયના આઘાતપ્રત્યાઘાતની સૂચના મળતી હોવાથી રમાકાન્તના હૃદયનો વેગ જે નૂતન ગતિથી પ્રવાહિત થવાનો હતો તેની સૂચના અત્યારે તેના હૃદયની વિહ્વલતા આપી રહી હતી.

કેટલાક વિશાળ તથા સંકુચિત માર્ગોને ઉલ્લંઘીને તેઓ એક ઉદ્યાનના બાહ્યદ્વાર સમક્ષ આવીને ઊભા રહ્યા. એ ઉદ્યાનની એક સીમા સમુદ્રના તીરપ્રાંત પર્યન્ત પહોંચેલી હતી અને ત્યાં જ એક બેમજલાનો સુંદર બંગલો પણ દૃષ્ટિગોચર થતો હતો. ઉપરના મજલાપર આગળના કક્ષમાં દીપકનો પ્રકાશ વિસ્તરેલો હોવાથી મધ્યરાત્રિ વીતી જવા છતાં પણ તે બંગલાનાં નિવાસીઓ જાગતાં હોય એમ સ્પષ્ટ દેખાતું હતું. જે સ્થાનમાં રમાકાન્ત તથા સંન્યાસી ઊભા હતા તે સ્થાનમાંના લોહશલાકાબદ્ધ બાહ્યદ્વારને કોઇએ અંદરથી આવીને અચાનક ઉઘાડી નાખ્યું અને દ્વાર ઊઘડતાં જ રમાકાન્ત તથા સંન્યાસી ઉદ્યાનમાં પ્રવેશ કરીને તે બંગલાથી અલ્પ અંતરપર આવીને ઊભા રહી ગયા. એ વેળાયે ઉપરના દીવાનખાનાની બારીમાં રમાકાન્તનાં નેત્રોએ એક રમણીય મુખચન્દ્રને જોયું અને તે મુખ કન્દર્પકુંડલાનું હતું એવો દીપકના ઝગઝગતા પ્રકાશે નિશ્ચય કરાવતાં તે સંન્યાસીના સ્કંધપર હસ્ત રાખીને તેના કર્ણમાં કંપિત કંઠ તથા મંદ સ્વરથી કહેવા લાગ્યો કે: “ જુઓ, જુઓ, મારી

કન્દર્પકુંડલા, મારી હૃદયેશ્વરી આ જ છે !" સંન્યાસીએ પોતાના હસ્તથી રમાકાન્તના મુખને બંધ કરીને કહ્યું કે: "મૌનનું અવલંબન કરો !" કારણ કે, સંન્યાસી જે વસ્તુનો સાક્ષાત્કાર કરી રહ્યો હતો તે વસ્તુને રમાકાન્ત જોઇ શકતો નહોતો.

## પ્રકરણ ૮ મું

## હરિણી વ્યાધના જાળમાં

જે વેળાયે વૈકુંઠનાથ, કન્દર્પકુંડલા તથા નર્મદા સહિત, વસઇના સ્ટેશનપર પહોંચ્યો તે વેળાયે વૈકુંઠનાથની બંધ ગાડી સ્ટેશનના કમ્પાઉન્ડમાં તેની વાટ જોતી તૈયાર ઊભી હતી. જેવી રીતે મુંબઇમાં તેઓ વિકટોરિયામાં બેઠાં હતાં તેવી જ રીતે એ ગાડીમાં પણ કન્દર્પકુંડલા તથા નર્મદા પાછળની બેઠકપર જોડાજોડ બેઠી અને વૈકુંઠનાથ તેમની સામે આગળની બેઠકપર બેસી ગયો. સંધ્યાકાળ વીતીને રાત્રિના આગમનનો આરંભ થઇ ચૂકેલો હોવાથી માર્ગમાં એટલી સીમાપર્યન્ત નિસ્તબ્ધતા વ્યાપેલી હતી કે કેવળ ગાડીના ખખડાટ વિના અન્ય કોઇ પણ પ્રકારનો ધ્વનિ સાંભળવામાં આવતો નહોતો. રાત્રિના આગમન સાથે અંધકારનો અધિકાર ધીમે ધીમે વિશ્વમાં વ્યાપવા માંડયો હતો. અને તેવામાં વળી ગાડીના દરવાજા બંધ કરી લેવામાં આવ્યા હતા એટલે ગાડીના આભ્યંતર ભાગમાં તો એટલો અંધકાર થઇ ગયો હતો કે તેમાં બેઠેલી વ્યક્તિઓ એક બીજાનાં મુખને પણ ભાગ્યે જ જોઇ શકતી હતી. વૈકુંઠનાથ સિગાર કે સિગારેટ પીવાનું પણ ભૂલી ગયો હતો અને કન્દર્પકુંડલાની અવસ્થિતિને

અનુભવતો એક અપૂર્વ ભાવથી બેસી રહ્યો હતો. એ અંધકારમાં વચ્ચે વચ્ચે નર્મદાના અંધકારમય મુખમાંથી હાસ્ય ફૂટી નીકળતું હતું; કારણ કે, નર્મદાનો એવો દૃઢ વિશ્વાસ હતો કે: "કન્દ. અવશ્ય વૈકુંઠનાથની થઈ રહેશે અને મારે જે લાભ મેળવવાનો છે તે મારાથી અવશ્ય મેળવી શકાશે." આ કારણથી જ તેનું મુખ હાસ્ય-પુલકિત રહ્યા કરતું હતું. પરંતુ કન્દર્પકુંડલા પોતાના મનોભાવને પણ યથાર્થ સ્વરૂપમાં સમજી શકતી નહોતી; કોઇ વાર ભયથી તેનું હૃદય શીર્ણવિશીર્ણ થઇ જતું હતું; કોઇ વાર સુખની આશાથી તેનું હૃદય સપ્તમ સ્વર્ગ પર્યન્ત ઉડ્ડાણ કરતું હતું અને કોઇ વાર નિરાશાના આઘાતથી તેનાં શરીર તથા મનમાં વિલક્ષણ નિશ્ચલતાનો આવિર્ભાવ થતો હતો. સારાંશ કે, કન્દર્પકુંડલા એક પ્રકારે વિલક્ષણતાની પ્રતિમા થઇને જ ગાડીમાં બેઠી હતી. કન્દર્પકુંડલા તથા વૈકુંઠનાથના હૃદયસ્થ ભાવોમાં એ વેળાયે અત્યન્ત ભિન્નતા દૃષ્ટિગોચર થતી હતી; કારણ કે, વૈકુંઠનાથનાં શ્રવણોમાં અનેક આશાઓ અનેક પ્રકારની સુખવાર્ત્તાઓ કહી જતી હતી; તેની દૃષ્ટિ સમક્ષ વિલાસ અનેક રંગોવડે રંજિત થઇને ઊભો રહેતો હતો અને વાસના તેના હૃદયમાં અનેક પ્રવૃત્તિઓને ઉત્પન્ન કરતી હતી એટલે તે સર્વથા આત્મજ્ઞાનહીન થઈ ગયો હતો અને કન્દર્પકુંડલાનાં કર્ણો કેવળ રોદન-ધ્વનિના ઝંકારને જ સાંભળ્યા કરતાં હતાં અને તેની દૃષ્ટિ સમક્ષ માતૃશોકવિહ્વલ રમાકાન્તનું નાનાવિધ રૂપ ખદ્યોતના ચમકાટ સમાન વચ્ચે વચ્ચે પ્રસ્ફુટિત થતું હોવાથી તેના હૃદયમાં કેવળ નિરાશાજન્ય અવસાદ વિના અન્ય કાંઇ પણ દૃષ્ટિગોચર થઈ શકતું નહોતું.

ગાડી યથાસમય વસઈના ગત પ્રકરણમાં વર્ણવાયલા બંગલાની નીચે આવીને ઊભી રહી અને ગાડી ઊભી રહેતાં જ નર્મદાએ

કન્દર્પકુંડલાને તેનો હાથ ઝાલીને નીચે ઉતારી લીધી. વૈકુંઠનાથે ગાડી-વાનને ગાડીને તબેલામાં લઇ જવાનો હુકમ ફર્માવીને બંગલામાં પ્રવેશ કર્યો. તે અત્યંત સુંદર અને બેમાળનો બંગલો વસઇના સમુદ્રતીરપ્રાન્તમાં જ ઊભેલો હતો અને તે બંગલાના શયનમંદિરમાં સમુદ્રની લહરીઓનો માધુર્યમિશ્રિત ભીષણ નાદ સ્પષ્ટ કર્ણગોચર થતો હતો. બંગલામાંના સર્વ ખંડો અતિશય સુસજ્જિત તથા વિલાસસાધનોવડે મંડિત હતા એ નવીનતાથી કહેવાની આવશ્યકતા હોય એવી અમારી માન્યતા નથી.

નર્મદાના હસ્તનો આધાર લઇને કન્દર્પકુંડલા ઉપરના દીવાનખાનામાં આવી પહોંચી અને ત્યાંના ઠાઠને જોતાં જ પોતાના મનમાં વિચારવા લાગી કે: " ક્યાં છે ? મારા પ્રાણેશ્વર રમાકાન્ત ક્યાં છે ? તેમ જ તેમનાં વૃદ્ધા માતુશ્રીની શય્યા પણ અહીં કેમ નથી દેખાતી ? હું આ ક્યાં આવી છું ? આ તો મારા સર્વનાશક જાળનો વિસ્તાર હોય એમ જ દેખાય છે ! " અર્થાત્ એ આગારમાં રમાકાન્તને ન જોવાથી આવા પ્રશ્નો તેના હૃદયમાં ઉત્પન્ન થવા લાગ્યા અને તેના યોગે એક ક્ષણમાત્રમાં જ સત્ય સ્થિતિ તેના જાણવામાં આવી ગઈ. ભય, ક્ષોભ તથા રોષના યોગે કંપાયમાન થતી કન્દર્પ-કુંડલા એક બાંકડાપર બેસી ગઇ. ચતુરા નર્મદા કન્દર્પકુંડલાના હૃદયના સર્વ ભાવોને જાણી ગઈ અને તેથી તે પોતાના મનમાં વિચાર કરવા લાગી કે: " કન્દૂના અત્યારના વિચારો એક કે બે દિવસમાં જ બદલાઈ જશે અને અન્તે જે થવાનું છે તે જ થશે." કન્દર્પકુંડલાને મુગ્ધા સમાન અવસ્થામાં જોઇને વૈકુંઠનાથ તેને સંબોધીને કહેવા લાગ્યો કે: " હવે શોક તથા પશ્ચાત્તાપ કરવાથી શો લાભ થવાનો છે વારૂ ? અત્યારથી તું હવે મારી છે. રમાકાન્ત

એક દરિદ્ર તથા કુત્સિત યુવક હોવાથી પોતાના પેટનું જ પૂરું નથી કરી શકતો, તો પછી તે તારી આશાઓને ક્યાંથી અને કેમ કરીને પૂરી કરી શકે વારુ ? તું આત્મા તથા હૃદયપૂર્વક મારી થઇ રહે એટલે હું પણ તારો દાસાનુદાસ થવાને તૈયાર છું. મારા સર્વસ્વની એકમાત્ર અધિકારિણી તું અને તું જ છે; કારણ કે, હું તારા રૂપથી પાગલ થઈ ગયો છું ! " આ ઉદ્‌ગારો કાઢીને વિકારોન્મત્ત યુવક વૈકુંઠનાથ કન્દર્પકુંડલા પ્રતિ આગળ વધ્યો. કન્દર્પકુંડલા વૈકુંઠનાથને નિકટ આવતો જોઇને તત્કાળ જ્યાં બેઠી હતી ત્યાંથી ઉઠીને ઉભી થઇ ગઇ અને નર્મદા કન્દર્પકુંડલા તથા વૈકુંઠનાથના મધ્યમાં ઊભી રહીને વૈકુંઠનાથને સંબોધી કહેવા લાગી કે: " મહાશય, ઉતાવળા થઇને અત્યારે જ બળાત્કાર કરવાની સીમા પર્યન્ત ન આવી જાઓ. હાથ મોઢું ધોઈ નાખો, શાન્ત થાઓ અને પછી શાંતિથી આ મુગ્ધાના મનને પોતાપ્રતિ વાળવાનો પ્રયત્ન કરો. " પ્રસંગની પ્રતિકૂલતાને વૈકુંઠનાથ જાણી ગયો અને તેથી તે નિરસ્ત થયેલો દેખાવા લાગ્યો.

કન્દર્પકુંડલા એકદમ રોઈ પડી. તેનાં કજ્જલમંડિત નેત્રોમાંથી અવિરલ જલધારાનો પાત થવા લાગ્યો. આક્ષેપ, દીર્ઘ નિઃશ્વાસ અને ગદ્‌ગદ કંઠશબ્દ એમાંની કોઇ પણ વસ્તુ જોવામાં આવતી નહોતી; માત્ર તેનાં ઉભય નેત્રોમાંથી સચ્છિદ્ર જલઘટમાંથી નીકળતી જલધારા સમાન અશ્રુધારા નીકળી રહી હતી. જેવી રીતે નિદાઘમેઘના વર્ષણથી પૃથ્વી કાંઇક શીતલ થાય છે તેવી જ રીતે આ રોદનથી કન્દર્પકુંડલાનું ઉત્તમ હૃદય કાંઇક શીતલ થયું અને ત્યાર પછી કન્દર્પકુંડલામાં કાંઇક સંજ્ઞાનો આવિર્ભાવ થવા લાગ્યો.

પરંતુ કન્દર્પકુંડલા રોઈ શામાટે ? કારણ કે, હવે રોવાથી શો

લાભ થવાનો હતો ? આ રહસ્યને કન્દર્પકુંડલાના હૃદયમાં ઊતારવા-માટે વૈકુંઠનાથ મુખને ખોલીને ધૃષ્ટતાથી બોલવા લાગ્યો કે: " કન્દર્પકુંડલા, હવે આ તારૂં રોવું કકળવું વ્યર્થ છે; કારણ કે, આજે તારી માતાને મેં તારી પ્રાપ્તિમાટે રૂપિયા બાર હજાર ગણી આપ્યા છે અને તને આ ગૃહની સ્વામિની બનાવવામાટે જ હું અત્યારે અહીં લઇ આવ્યો છું. એ ઉપરાંત મારે તારા પગાર તરીકે તારી માતાને પ્રતિમાસ સો સો રૂપિયા આપવા પડશે તે તો જૂદા જ. તું વેશ્યાની પુત્રી હોવાથી તારે વેશ્યાવૃત્તિ કરવી જ જોઇએ અને એ જ કારણથી હું તારી માતાની અનુમતિથી તને મારા આ એકાન્ત ગૃહમાં લઇ આવ્યો છું; કારણ કે, તારા રૂપ તથા યૌવને મને પાગલ બનાવી દીધો છે. વેશ્યાની પુત્રીને આવી રીતે ગૃહસ્થની પુત્રી પ્રમાણે રોવા-ધોવાથી શો લાભ થવાનો છે વારૂ ? હવે તો તારે મારી પ્રત્યેક ઇચ્છા તથા પ્રત્યેક આજ્ઞાને આધીન થવું જ પડશે; કારણ કે, અત્યારે હવે તું સંપૂર્ણ રીતે મારા અધિકારમાં છે અને મારી આજ્ઞા વિના તારાથી આ બંગલાના ઉંબરાને ઓળંગીને બહાર પણ નીકળી શકાય તેમ નથી. "

કન્દર્પકુંડલાએ વૈકુંઠનાથના એ ઉદ્‌ગારોને સ્થિર ભાવથી સાંભળી લઇને અંચલવડે પોતાનાં અશ્રુને લૂછી નાખ્યાં અને ત્યાર પછી તે વૈકુંઠનાથને સંબોધીને મંદ સ્વરથી કહેવા લાગી કે: " મહાનુભાવ, આ વ્યવસાય મારામાટે સર્વથા નવીન હોવાથી કૃપા કરીને સ્થિર થવામાટે મને વધારે નહિ, તો માત્ર બે દિવસનો સમય આપો અને મારી માતાને પ્રભાતમાં જ પાછી મુંબઇ રવાના કરી દો. "

" જેવી તારી ઇચ્છા હશે તે પ્રમાણેની જ હું વ્યવસ્થા કરીશ. જો તું મારી પ્રણયિની થઇશ, તો હું તારાં ચરણોને ચૂમતો રહીશ

અને તારી સેવાના પ્રસંગને હું મારા પૂર્વજન્માર્જિત પુણ્યનું અલભ્ય ફળ માનીશ." વૈકુંઠનાથે પ્રસન્ન મુખમંડળથી આ શબ્દો ઉચ્ચાર્યા.

કન્દર્પકુંડલાએ એનું કાંઇ પણ ઉત્તર ન આપ્યું; કિન્તુ તે પૃથ્વીપર બેસીને ડાબા પગના અંગૂઠાપર જમણા હાથની તર્જનીને સ્થાપીને ઉદાસીન ભાવથી નખને તોડવા લાગી. નર્મદા કન્દર્પકુંડલાની એ સમયની ભાવભંગીને જોઇને અવાક્ થઇ ગઈ અને મનોગત કહેવા લાગી કે: "હા, અચાનક આનો ભાવ આવો કેમ થઇ ગયો ? વસ્તુતઃ કન્દુ પોતાની ઇચ્છાથી જ વેશ્યાવૃત્તિને સ્વીકારવામાટે તૈયાર થઈ છે કે આ એની છલના છે ? જો એના હૃદયનો ભાવ ભિન્ન હોય, તો પછી આનો શો ઉપાય કરવો ? વૈકુંઠનાથ બાલકબુદ્ધિ યુવક હોવાથી આવા છળપ્રપંચોને જાણવાની બુદ્ધિ એનામાં નથી અને તેથી એ તો મને પ્રભાતમાં જ અહીંથી વિદાય કરી દેશે; પરંતુ કન્દુના હૃદયમાં કોઇ બીજી જ ભાવના રમી રહી હશે અને જો રમાકાન્તના રટનમાં એ ઉન્માદિની થઇ જશે; તો મારા સર્વનાશનો જ પ્રસંગ આવી લાગશે. મને તો અત્યારનો રંગ સારો નથી દેખાતો. મારો પ્રમાદ હવે મને સ્પષ્ટ દેખાય છે અને તેથી મારી મનોદેવતા મને એમ જ કહે છે કે રમાકાન્તને ગમે ત્યાંથી ખોળી કાઢીને કન્દર્પકું- કુંડલાનો હાથ તેના હાથમાં સોંપી દેવો એમાં જ કન્દુનું તેમ જ મારૂં પોતાનું પણ કલ્યાણ છે: કારણ કે, કન્દર્પકુંડલા જ મારી ધનસંપત્તિ હોવાથી મારે પ્રથમ એનો અને ત્યારપછી રૂપિયાનો તેમ જ અન્ય આમોદ પ્રમોદનો વિચાર કરવાનો છે. હે માતા જગદંબે, તું તે જ પરિણામ લાવજે કે જે અમારામાટે કલ્યાણકારક હોય ! "

હાય, મા જગદંબે, તારી સહાયતાને કોણ નથી યાચતું વારૂ? પાપાત્માઓ પણ તારી સહાયતાને યાચે છે અને પુણ્યાત્માઓ પણ સંકટના સમયમાં તારા નામને ઉચ્ચારે છે; વેશ્યાઓ પણ તારામાં વિશ્વાસ રાખે છે અને સતી સાધ્વીઓ પણ તારા સ્મરણથી કૃતાર્થ થાય છે. અર્થાત્ મનઃકામના તો સર્વની પૂર્ણ થાય છે, તો પછી હે માતા, તું કેવી છે? તારા સમક્ષ પુણ્યનું સ્વરૂપ શું છે અને પાપનું સ્વરૂપ શું છે વારૂ? કારણકે, તારૂં આ રહસ્ય અમો પામર જીવોની બુદ્ધિને ગમ્ય નથી અને તેટલામાટે જ આ પ્રશ્ન અત્યારે પૂછવો પડ્યો છે.

નર્મદા બીજે દિવસે પ્રભાતમાં જ મુંબઇ જવામાટે વસઇથી રવાના થઇ અને મુંબઇમાં આવતાં જ તેણે રમાકાન્તને શોધવાના કાર્યનો આરંભ કરી દીધો; પરંતુ તેને રમાકાન્તનો કશોય પત્તો મળી શક્યો નહિ. રમાકાન્ત જે સ્થાનમાં રહેતો હતો તે સ્થાનનો આભાસ કન્દર્પકુંડલાની કોઈ એક વાર્તામાંથી નર્મદાને મળ્યો હતો એટલે તે સૂત્રના અવલંબનથી અત્યંત કષ્ટપૂર્વક રમાકાન્તની વૃદ્ધા માતાનો પત્તો મેળવીને નર્મદા તેની પાસે જઇ પહોંચી; પણ રમાકાન્તની માતાને ખોળી કાઢતાં બે દિવસ વીતી ગયા હતા, એ અહીં લક્ષમાં રાખવાનું છે. રમાકાન્ત આગલે દિવસે ઘરમાંથી ગયો હતો અને અદ્યાપિ પાછો આવ્યો નહોતો એટલે પોતાના પુત્રને એક દિવસ ન જોવાથી જ રમાકાન્તની માતા પાગલ જેવી થઈ ગઇ હતી. અર્થાત્ નર્મદાએ આવતાંની સાથે જ તે વૃદ્ધાની શુશ્રૂષા કરવા માંડી અને તેને સ્નાન પણ કરાવ્યું. વૃદ્ધા માતા પ્રતિદિવસ સ્નાન કર્યાં પછી રમાકાન્તને આશીર્વાદ આપતી હતી અને અનેક દેવાલયોમાં જઇને રમાકાન્તના કલ્યાણમાટે ઈશ્વરને વિનવતી હતી; પરંતુ

આજે રમાકાન્ત ગૃહમાં નહોતો; ગઈ કાલથી રમાકાન્તને ભોજન પીરસી આપવાનો અવસર તેને પ્રાપ્ત થયો નહોતો અને રમાકાન્તના શરીર તથા મસ્તકપર વાત્સલ્યથી હાથ ફેરવવાનું સુખ પણ તેને મળ્યું નહોતું એટલે વૃદ્ધા માતા દુઃખથી માથું કૂટવા લાગી અને તેથી નર્મદા એક નવીન વિપત્તિમાં આવી પડી. નર્મદા પણ સ્નાન તથા આહાર આદિને ભૂલીને તે વૃદ્ધાની સેવામાં નિમગ્ન થઇ ગઇ.

આ શું ? ધનલોલુપા નર્મદાના સ્વભાવમાં અચાનક આવું પરિવર્ત્તન શા કારણથી થયું વારૂ ? કન્દર્પકુંડલા રમાકાન્તના વિયોગથી પાગલ થઇ જવાની તૈયારીમાં હતી એટલે તે પાગલ ન થાય એટલામાટે રમાકાન્તને શોધવા આવેલી નર્મદાએ તેની વૃદ્ધા માતાની સેવાના ભારને પોતાના શિરપર ઉપાડી લીધો. સ્નેહના તીવ્ર વિકાસના સાક્ષાત્કારથી મનુષ્યના મનનું સ્વાભાવિક જ આવું પરિવર્ત્તન થઈ જાય છે એટલે એમાં આશ્ચર્યકારક કાંઇ પણ નથી. નર્મદાને એક પુત્ર થયો હતો અને તે માતા થવાનું શીખી હતી એટલે કોઇ પુત્રની માતાની આવી દશાને જોઇને તે આત્મજ્ઞાનહીન કેમ ન થાય વારૂ ? નર્મદાની આશાસ્વરૂપિણી કન્દર્પકુંડલાએ જે પુરુષમાં પોતાના પ્રેમને સ્થાપ્યો હતો તે યુવકની જ એ માતા હતી અને એટલાથી જ નર્મદાના હૃદયમાં એક પ્રલયવાયુનું વહન થવા લાગ્યું. હે જગજ્જનની જગદંબે, આ પણ તારી જ અગમ્યરહસ્યમયી લીલાનું પરિણામ હોવું જોઇએ.

અસ્તુઃ બીજે દિવસે વૈકુંઠનાથ પોતાના વસઈના બંગલામાં નહોતો; કારણ કે, તે પણ પાછો મુંબઈ ચાલ્યો ગયો હતો અને ત્યાંથી કેટલીક વસ્તુઓ લઇને સાંઝની ટ્રેનમાં પાછો વસઇ આવ્યો હતો. અર્થાત્ કન્દર્પકુંડલા આખો દિવસ બંગલામાં એકલી જ હતી.

તેનાં નેત્રોમાં અશ્રુનો અભાવ હતો, તેના મુખમાંથી હાસ્યનો લોપ થયો હતો અને ઉલ્લાસનો ભાવ તેના દેહને સર્વથા ત્યાગી ગયો હતો. એક કાષ્ઠપુત્તલિકા પ્રમાણે બંગલામાં તથા ઉદ્યાનમાં ઇતસ્તતઃ ભ્રમણ કરીને કન્દર્પકુંડલાએ એ દિવસ વીતાડી દીધો.

વૈકુંઠનાથની ભાવભંગી આજે સ્વતંત્રસ્વરૂપિણી દેખાતી હતી. બંગલામાં આવતાં જ પ્રથમ તેણે સ્નાનથી પોતાના દેહને સ્વચ્છ કર્યો અને ત્યાર પછી એક ગ્લાસ ભાંગ પીને ભોજનને ન્યાય આપ્યો. ભોજન પછી તેના ઉદરમાં એક પૅગ વ્હિસ્કીએ પ્રવેશ કર્યો; પરંતુ મદિરાપાનનો વિશેષ અભ્યાસ ન હોવાથી આટલી મદિરાને પણ તે સહી ન શક્યો અને અધૂરામાં પૂરૂં તીવ્ર સિગાર ફૂંક્તાંની સાથે જ તેનું માથું ભ્રમવા લાગ્યું. વૈકુંઠનાથમાં બેસવાની કે ઊભા રહેવાની શક્તિ ન રહેવાથી તે તત્કાળ શય્યામાં લાંબો થઇને પડયો અને થોડીવારમાં જ ગાઢ નિદ્રાને આધીન થઇ ગયો. એ વેળાયે મધ્યરાત્રિનો સમય થવા આવ્યો હતો.

વૈકુંઠનાથને સંજ્ઞાશૂન્ય અવસ્થામાં પડેલો જોઇને ચતુરા કન્દર્પ-કુંડલાએ એક લાંબા દોરડાને બારીના બે સળિયામાં બાંધીને નીચે લટકાવી દીધું અને ત્યાર પછી પોતાના વસ્ત્રને વ્યવસ્થિત કરીને તેનો મજબૂત કચ્છો મારી લીધો. પ્રથમ તો પૃથ્વી તથા પોતા વચ્ચેના અંતરને જોઇને તે કાંઈક ભયભીત થઈ ગઇ; પરંતુ ત્યાર પછી હૃદયને દૃઢ કરી દોરડાને ઝાલી યાહોમ કરીને તે નીચે ઊતરવા લાગી. ધન્ય, પ્રેમ, ધન્ય ! તારો મહિમા અપરંપાર મનાય છે તે સર્વથા અપરંપાર જ છે એમાં કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ. ગત પ્રકરણના અંતમાં અમોએ જે એમ જણાવ્યું છે કે " સંન્યાસી જે વસ્તુનો સાક્ષાત્કાર કરી રહ્યો હતો તે વસ્તુને રમા-

કાન્ત જોઇ શકતો નહોતો, ” તે વસ્તુ અન્ય કોઈ નહિ, પણ કન્દર્પકુંડલાનો પલાયન વિષયક પ્રયત્ન જ હતો. અર્થાત્ દિવ્યલોચન સંન્યાસી કન્દર્પકુંડલાની એ ચેષ્ટાને તીવ્ર દૃષ્ટિથી જોઇ રહ્યો હતો અને તેની એ ચેષ્ટાને જોઇને એ ચેષ્ટાના રહસ્યને પણ જાણી ગયો હતો. કન્દર્પકુંડલાએ જેવો ઊતરવાનો આરંભ કર્યો એટલે તત્કાળ તે બારી નીચે જઇને સંન્યાસી તે દોરડાને ઝાલી ઊતરવાના કાર્યમાં તેને સહાયતા આપવા લાગ્યો. એ વેળાયે કન્દર્પકુંડલા સંજ્ઞાશૂન્ય થયેલી હતી; દોરડાના ઘસારાથી તેની બન્ને કોમળ હથેળીઓ ફાટી ગઈ હતી અને તેમાંથી રુધિરનો પ્રવાહ ચાલ્યો જતો હતો. તેનું મુખ તથા તેનાં નેત્રો કાળાં પડી ગયાં હતાં. સંન્યાસી અંધકારના કારણથી જો કે આ સર્વ જોઇ ન શક્યો; પરંતુ મૂર્ચ્છિતા કન્દર્પકુંડલાના સ્પન્દહીન દેહને પોતાના સ્કંધપર સુમન સમાન ધારી લઇને પોતાના દક્ષિણ હસ્તથી રમાકાન્તના હસ્તને ઝાલી અંધકારમાં મંદ ગતિથી ચાલવા લાગ્યો અને રમાકાન્ત નિર્વાક્ થઇને મંત્રમુગ્ધ સર્પ પ્રમાણે તે સંન્યાસીને અનુસરવા લાગ્યો. દશ મિનિટ્ જેટલા સમયમાં તેઓ વસઇના જૂના કિલ્લાની પાસેના સમુદ્રતીરપ્રાંતમાં આવી લાગ્યા કે જ્યાં કિનારા સાથે બાંધેલી અને સમુદ્રના જળમાં તરતી એક વિશાળ નૌકા અંધુક સ્વરૂપમાં તેમના જોવામાં આવી.

---

## પ્રકરણ ૯ મું

## હરિણીનો ઉદ્ધાર

“ સાગરદાસ, દીપકને સત્વર પ્રકટાવો અને એક શય્યાની વ્યવસ્થા પણ કરી નાખો. ” તે સંન્યાસીએ ઘાટ અને નૌકાના

કાંઠાપર પૂલ તરીકે રાખેલા પાટિયાપર ચાલી નૌકામાં પ્રવેશ કરીને એક વિશિષ્ટ વ્યક્તિને ઉદ્દેશી આ પ્રમાણેની આજ્ઞા સંભળાવી.

**સાગરદાસે** તત્કાળ ઊઠીને દીપકને પ્રકટાવ્યો અને ત્યાર પછી નૌકાના પૃષ્ઠભાગસ્થ ગૃહ સમાન આચ્છાદિત ખંડમાં એક સાધારણ શય્યા પણ સજાવી દીધી. **સંન્યાસીએ** હવે કન્દર્પકુન્ડલાના સંજ્ઞાશૂન્ય શરીરને પોતાના સ્કંધપરથી ઊતારીને અત્યંત સંભાળથી તે શય્યામાં સૂવાડી દીધું. ત્યાર પછી દીપક કિંવા લૅમ્પના પ્રકાશમાં કન્દર્પકુંડલાનાં મુખ તથા નેત્રો આદિને જોઇને તે **સંન્યાસીએ** રમાકાન્તને સંબોધીને ગંભીરતાથી કહ્યું કે: " હવે કોઈ પણ પ્રકારની ભીતિ નથી; તમો બેસી જાઓ; હું હમણાંજ નૌકાને ચલાવવાની આજ્ઞા આપી દઉં છું. " આ પછી **સંન્યાસીએ** **સાગરદાસને** આજ્ઞા સંભળાવી કે: " આ ક્ષણે જ નૌકાને ચલાવવાનો પ્રબંધ કરો. " **રમાકાન્ત** જ્યાં **સંન્યાસી** કન્દર્પકુંડલાપાસે નૌકાના કક્ષ સમાન ભાગમાં બેઠો હતો તેના બાહ્ય ભાગમાં દ્વાર પાસે બેસી ગયો અને પાંચ કે છ મિનિટમાં સઘળી તૈયારી થઇ જતાં નૌકા વસઈના ઘાટપરથી ધીમે ધીમે અન્યત્ર જવામાટે ચાલવા લાગી.

**રમાકાન્ત** આ સ્વપ્નસૃષ્ટિને તો નહોતો જોઇ રહ્યો ને ? આવું સુખમય સ્વપ્ન તેણે કદાપિ અત:પૂર્વ જોયું હતું ખરૂં કે ? તેમ જ એ **સંન્યાસી** કોણ હતો વારૂ ? સંન્યાસીઓના શરીરમાં પણ આટલી સીમા પર્યન્ત બળનો નિવાસ હોય છે ખરો કે ? એ **સંન્યાસી** સર્વત્ર પોતાના આટલા પ્રભુત્વ કિંવા અધિકારને ક્યાંથી અને કેમ કરીને સ્થાપી શક્યો હશે વારૂ ? કારણ કે, પોલિસ્ કૉન્સ્ટેબ્લ્સને તેણે પોતાના બે શબ્દોથી જ બોલતો બંધ કરીને રવાના કરી દીધો હતો અને અત્યારે નાવિકો તેના સાધારણ સંકેતમાત્રથી જ અંધકારમયી

નિશામાં નૌકાને ચલાવી રહ્યા હતા. ત્યારે એ મહાપુરુષ કોણ હતો? એ મહાત્માના પ્રભાવયુક્ત સૌન્દર્ય સમાન સૌન્દર્યનો રમાકાન્તે કોઇ પુરુષના શરીરમાં કદાપિ સાક્ષાત્કાર કર્યો નહોતો. વળી રમાકાન્તના મનમાં અધિક આશ્ચર્ય તો એ વિષયપરત્વે થતું હતું કે તેના પોતાના સંબંધમાં તે સંન્યાસીએ કશી પણ પૃચ્છા કરી નહોતી તેમ જ કન્દર્પકુંડલાના સંબંધમાં પણ કાંઇ જાણવાની ચેષ્ટા કરી નહોતી અને તેમ છતાં તે એ ઉભય વ્યક્તિઓના શિરપર અગાધ ઉપકારના ભારને ચઢાવી રહ્યો હતો. એવો એ અદ્વિતીય મહાપુરુષ કોણ હતો વારુ?

નૌકા મુંબઇની દિશામાં ચાલી જતી હતી. નૌકાનો પ્રધાન નાવિક સાગરદાસ કર્ણને હસ્તમાં ધારીને બેઠો હતો અને અન્ય નાવિકો વાયુ અનુકૂલ હોવાથી સઢને ખોલી નાખ્યા પછી શાંત થઇને નૌકાના અગ્ર ભાગમાં બેઠા બેઠા વાતો કરતા હતા અને ચલમ ફૂંકતા હતા. સ્વચ્છ સમુદ્રસમીરનો શરીરને સ્પર્શ થતાં રમાકાન્ત કાંઇક સ્વસ્થ થયો અને તેથી સંન્યાસીને અનુલક્ષીને વિનયપૂર્વક પૂછવા લાગ્યો કે: " મહાત્મન્, નૌકામાં પીવાનું જળ મળી શકશે ખરું? કારણ કે, તૃષાથી મારો કંઠ સૂકાઇ જાય છે. " સંન્યાસીએ નાવિકોને સંબોધીને આજ્ઞા સંભળાવી કે: " અરે કોઇ છે કે? આ અતિથિને પ્રથમ બે લાડુ આપો અને પછી શીતલ જળનો લોટો ભરીને લાવી આપો. " એક નાવિકે સંન્યાસીની એ આજ્ઞાનું તત્કાળ પાલન કર્યું અને રમાકાન્ત કિંચિદ્ આહાર તથા જળપાન કરીને વિશેષ સ્વસ્થતા તથા શાંતિને અનુભવવા લાગ્યો.

સંન્યાસી કન્દર્પકુંડલાના મુખમાં થોડા થોડા સમયને અંતરે જળના પાંચ દશ બિન્દુ નાખીને વીજનવતી તેને વાયુ ઢોળી રહ્યો

હતો. આવા પ્રકારના ઉપચારથી લગભગ એક કે દોઢ કલાક પછી કન્દર્પકુંડલા શુદ્ધિમાં આવી. તેને સંજ્ઞાની પ્રાપ્તિ થયેલી જોઇને સંન્યાસીએ એક નાવિકને ઉદ્દેશીને કહ્યું કે: " હું ધારૂં છું કે દૂધ છે. સત્વર તે દૂધને ગરમ કરી લે. " તે નાવિકે થોડી વારમાં જ દૂધ ગરમ કરી આપ્યું અને તે ઉષ્ણ દુગ્ધના પાત્રને હસ્તમાં લઈ તે સંન્યાસી કન્દર્પકુંડલાને સંબોધીને તાત સમાન વાત્સલ્યપૂર્ણ ભાવથી કહેવા લાગ્યો કે: " મા, ઊઠો અને જરા દૂધ પી લ્યો. " કન્દર્પ કુંડલાએ ચકિત થઇને પોતાનાં નેત્રોને ઊઘાડયાં; પરંતુ એક અપરિચિત પુરુષને પોતા સમક્ષ બેઠેલો જોઇને તેણે પોતાનાં નેત્રોને પાછાં મીચી લીધાં. સંન્યાસી પુનઃ તેને લક્ષ્ય કરીને કહેવા લાગ્યો કે: " પુત્રી, ભયભીત થવાનું કાંઇ પણ કારણ નથી; તું અશકત થયેલી છે અને તેથી દૂધ પીવાની તારામાટે અતિશય આવશ્યકતા છે. " આટલું બોલીને કન્દર્પકુંડલાના ઉત્તરની પ્રતીક્ષા ન કરતાં તે સંન્યાસી એક ચમચાવડે થોડું થોડું દૂધ તેના મુખમાં અર્પવા લાગ્યો. દુગ્ધપાનથી કન્દર્પકુંડલાના શરીરમાં કાંઈક શક્તિનો આવિર્ભાવ થયો અને તેથી તેણે ઊઠીને બેસવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તેનો એ પ્રયત્ન વ્યર્થ થયો; કારણ કે, તેના અત્યંત નિર્બળ થયેલા દેહમાં અદ્યાપિ એટલા બળનો આવિર્ભાવ થયો નહોતો, તેમ જ તેના હસ્તપાદાદિમાં પણ અસહ્ય વ્યથા થયેલી હતી અને તે પણ ન ઊઠી શકવાનું એક અન્ય કારણ હતું. એ વેળાયે સંન્યાસીએ તે કક્ષમાંથી બહાર નીકળી આવીને રમાકાન્તને અંદર જવામાટેની આજ્ઞા આપી દીધી. રમાકાન્તના આશ્ચર્યનો અવધિ એ કારણથી થયો હતો કે નૌકામાંના સર્વ નાવિકોએ કાષાય વસ્ત્રો પરિધાન કર્યાં હતાં તેમ જ તે કક્ષમાં ઔષધ આદિ ઉપચારનાં સર્વ સાધનો એક

ઔષધાલય પ્રમાણે તૈયાર રાખવામાં આવ્યાં હતાં.

રમાકાન્તે કન્દર્પકુંડલા સમક્ષ જવા પૂર્વે એક વાર સંન્યાસી પ્રતિ દષ્ટિપાત કર્યો અને તે દષ્ટિપાતથી તેના હૃદયસ્થ ભાવને જાણીને સંન્યાસી કહેવા લાગ્યો કે: " હવે આપણે સર્વથા નિર્ભય છીએ: કારણ કે અહીં નિકટમાં જ અમારો આશ્રમ હોવાથી આશ્રમ પાસે આપણે થોભીશું. તમારી કન્દર્પકુંડલા હવે આરોગ્યને પ્રાપ્ત કરી રહી છે એટલે જ્યારે તે સંપૂર્ણ આરોગ્યમંડિતા થઇ જાય એટલે પછી તેને તમારે જ્યાં લઇ જવી હોય ત્યાં તમો લઇ જજો. પણ આ શું ? તમો આવા પ્રકારે મારા મુખને કેમ જોઇ રહ્યા છો ? મારા અત્યારના આ વ્યવહારથી આશ્ચર્યચકિત થવાનું કાંઇ પણ કારણ નથી; કારણ કે, આવી રીતે સ્વાર્થત્યાગી થઇને અન્ય જીવોનાં કષ્ટોને દૂર કરવાં એ જ અમો સંન્યાસીઓનું જીવનવ્રત છે અને અમારો જો કોઈ ધર્મ હોય તો પણ તે એ જ ધર્મ છે. " રમાકાન્ત સંન્યાસીના એ કથનને યથાર્થ સ્વરૂપમાં સમજી ન શક્યો અને તેથી યંત્રયુક્ત પૂતળા પ્રમાણે અંદર કન્દર્પકુંડલા પાસે ચાલ્યો ગયો. કન્દર્પકુંડલા રમાકાન્તને જોતાં જ કંપીને બેઠી થઇ ગઈ અને આશ્ચર્યને દર્શાવતી બોલી કે: " કોણ આપ છો ? આપ અહીં જ છો ? શું, આપ જ મને અહીં લઇ આવ્યા છો ? આ સર્વ મનુષ્યો કોણ છે ? આપણે અત્યારે ક્યાં છીએ ? "

" તમારા આ સર્વ પ્રશ્નોનાં વિસ્તૃત ઉત્તરો યોગ્ય સમયે અપાશે; કારણ કે, અત્યારે તમને શાંતિ તથા વિશ્રાંતિની આવશ્યકતા છે. જે પરમદયાઘન પરમાત્માએ તમારી સાથે મારો મેળાપ કરાવ્યો છે તે જ પરમાત્માએ આ પરોપકારના અવતાર સંન્યાસીને પણ મેળવી દીધા છે અને તમારો ઉદ્ધાર એ મહાપુરુષના હસ્તથી જ

થયો છે; મારા હસ્તથી નથી થયો." રમાકાન્તે કહ્યું.

આટલું બોલીને રમાકાન્ત કન્દર્પકુંડલાના મસ્તકને પોતાના ખોળામાં રાખીને આદર તથા અનુરાગ પૂર્વક તેના મુક્ત કુન્તલકલાપ સાથે ખેલ કરવા લાગ્યો. કન્દર્પકુંડલા અત્યંત સુખ પૂર્વક નેત્રોને મીચીને અર્ધશાયિત અવસ્થામાં મૌનનું અવલંબન કરીને પડી રહી. ઘટનાનો આ કેવો પ્રવાહ! કેવી અજ્ઞેય તથા કેટલી અપરિમેય લીલા! આવા સમાવેશોથી જ સંસાર સંચાલિત રહ્યા કરે છે. કેટલાક સમય પછી કન્દર્પકુંડલા પુનઃ કહેવા લાગી કેઃ—

"આજની આ રાત્રિમાં, આ સાગરનારાયણના વક્ષસ્થલ પર, આપના અંકમાં મારા આ મસ્તકને સ્થાપીને તથા એ મહાત્મા સંન્યાસીની ચરણધૂલિને મસ્તકપર ધારીને જો મારાથી મારા પ્રાણોનું વિસર્જન કરી શકાય, તો મારી ભાગ્યશાલિતાનો અવધિ થયેલો કહેવાય કે નહિ વારૂ? મારૂં આ કથન સત્ય નથી કે શું?"

"કન્દર્પકુંડલા, કૃપા કરીને આવા અભદ્ર શબ્દોને મુખથી ન ઉચ્ચારો; કારણ કે, તમારામાટે તો મેં સર્વસ્વનો ત્યાગ કરી દીધો છે અને અઘટિત ઘટના ઘટી છે ત્યારે મને તમારી પ્રાપ્તિ થઈ છે. તમો અત્યારે મૃત્યુને શામાટે ઈચ્છો છો? કારણ કે, તમારી આ મરવાની અવસ્થા નથી; છતાં તમો મરવાનો પ્રયત્ન કરશો, તો પણ હું તમોને મરવા દઈશ નહિ અને કદાચિત્ તમારો તે પ્રયત્ન સફળ થશે, તો હું પણ આત્મહત્યા કરીને તમારી સાથે જ સ્વર્ગારોહણ કરીશ, એ નિશ્ચય પૂર્વક માનજો." રમાકાન્તે આ ઉદ્ગારો એવા તો દૃઢતાદર્શક ભાવથી કાઢ્યા કે એથી કન્દર્પકુંડલાને પોતાના હૃદયમાં સુધાવર્ષણનો અનુભવ થવા લાગ્યો.

રમાકાન્તના આ ઉદ્ગારોને સાંભળીને કન્દર્પકુંડલા આનન્દથી

અચાનક હસી પડી અને ત્યાર પછી કહેવા લાગી કે: " પ્રાણેશ, જો આપનો મારામાં આટલી સીમા પર્યન્ત અનુરાગ હોય અને આપ મને પોતાની પત્ની જ માનતા હો, તો **આર્ય** ગૃહસ્થની રીતિને અનુસરીને આજથી મને ' તમો ' કહીને બોલાવવાનું બંધ કરો અને મને બોલાવતાં ' તું ' શબ્દને ઉચ્ચારવાનો આરંભ કરો; કારણ કે, અમો **આર્ય** અબળાઓના હૃદયમાં પતિના શ્રીમુખથી નીકળેલા ' તું ' શબ્દના શ્રવણથી જે એક અનન્ય તથા અપૂર્વ આનન્દનો આવિર્ભાવ થાય છે તે આનન્દને અમો જ જાણીએ છીએ; અર્થાત્ 'તમો' શબ્દ અધિક સન્માનદર્શક હોવા છતાં તેમાં એ આનન્દનો અંશ માત્ર પણ નથી. મારી આ પ્રાર્થનાને આપ સ્વીકારશો કે ?"

" જો એથી તારૂં હૃદય પ્રસન્ન રહેતું હોય, તો તારી એ ઇચ્છાને મારે માન આપવું જ જોઇએ. બસ, હવે તો તું પ્રસન્ન થઇ ?" **ર**માકાન્તે કન્દર્પકુંડલાની ઇચ્છાનુસાર એ ક્ષણથી જ તેને ' તું ' શબ્દના પ્રયોગથી બોલાવવાનો આરંભ કરીને તેની ઇચ્છાને વ્યવહારમાં યોજી બતાવી.

માર્ગમાં **સં**ન્યાસીના આશ્રમ પાસેના એક નિર્જન ઘાટપર નૌકાએ લંગર નાખ્યું અને ત્યાં પ્રભાત પર્યન્ત રોકાઇને **સં**ન્યાસીએ આશ્રમમાંનાં કેટલાંક આવશ્યક કાર્યો આટોપી લીધાં. પ્રભાતમાં કેટલીક આવશ્યકીય વસ્તુઓને નૌકામાં ભરી લઇને **સં**ન્યાસીએ નૌકાને **મું**બઈની દિશામાં ચલાવવાની **સા**ગરદાસને આજ્ઞા આપી દીધી. **અ**રુણોદયના સમયમાં ચાલેલી નૌકા રાતે દશ વાગ્યાના શુમારે **મું**બઈના **ક**ર્નાક બંદર પાસેના **નવા લાકડી બં**દર નામક સમુદ્રઘાટ પર આવી લાગી. એ બંદર મછવા તથા પડાઉમાં માલ ભરવા-માટેનું હોવાથી રાત્રિના સમયમાં તેના કમ્પાઉન્ડનાં દ્વારો બંધ

રખાતાં હતાં. સંન્યાસીએ નૌકામાંથી ઊતરીને તે દારોને બોલાવ્યાં અને સાગરદાસદ્વારા ભાડાની એક વિકટોરિયા મંગાવીને તેમાં કન્દર્પકુંડલા તથા રમાકાન્તને બેસાડી તે પોતે પણ બેસી ગયો. સાગરદાસને નૌકાને પછી આશ્રમપ્રતિ લઈ જવાની આજ્ઞા સંભળાવ્યા પછી સંન્યાસીએ વિકટોરિયાના ડ્રાઇવરને કહ્યું કે: “ આપણે માટુંગા હનુમાનના મંદિર પાસે જવાનું છે એટલે ગાડીને વાડીબંદરના રસ્તે જ ચાલવા દે; ભાઇખાલા બ્રિજપાસે નીકળીને આપણે મોટી સડકપર ચાલીશું.” મધ્યરાત્રિના સમયે સંન્યાસીએ ઇષ્ટ સ્થાનમાં પહોંચીને એક સુસજ્જિત બંગલામાં કન્દર્પકુંડલા તથા રમાકાન્તના નિવાસ તથા ખાનપાનાદિની સર્વ ઉચિત વ્યવસ્થા કરી આપી.

---

## પ્રકરણ ૧૦ મું

## જનનીનો શાશ્વત વિયોગ

ચતુરા નર્મદાએ ત્રણ દિવસ પર્યન્ત રમાકાન્તની વૃદ્ધા માતાની શેવાશુશ્રૂષા કરીને તેને સર્વથા પોતાના વશમાં કરી લીધી અને એવી રીતે તેના હૃદયમાં પોતાના અધિકારને સ્થાપ્યા પછી રમાકાન્ત તથા કન્દર્પકુંડલાના પરસ્પર પ્રેમસંબંધ કિંવા હૃદયાકર્ષણની સર્વ વાર્તા સાંભળીને સ્પષ્ટ શબ્દોમાં જણાવી દીધું કે: “ રમાકાન્ત કેવળ મારી કન્દૂના સન્ધાનમાં જ આમ તેમ ભટકયા કરે છે. ” અંતે ચોથે દિવસે સંધ્યાકાળથી કાંઈક પૂર્વે રમાકાન્તની વૃદ્ધા માતાએ નર્મદાને પોતા પાસે બોલાવીને કહ્યું કે:—

“ કન્દર્પકુંડલા એક વિધવાની પુત્રી હોવાથી કાંઇ વેશ્યાની

પુત્રો સિદ્ધ નથી થતી અને એટલામાટે હું કન્દર્પકુંડલાને અવશ્ય મારી પુત્રવધૂ તરીકે મારા ગૃહમાં રાખીશ; કારણ કે, મારા પુત્રને જેથી સુખ થવાનો સંભવ હોય તે જ કાર્ય મારે કરવું જોઇએ. મારી આ અવસ્થામાં, મારા આ અંત સમયમાં મારાથી પુત્રને કેમ કરીને ત્યાગી શકાય વારૂ ! તેનો ધર્મ તેની સાથે અને મારો ધર્મ મારી સાથે; અર્થાત્ હું તો રમાકાન્તને મારા ગૃહમાં રાખીને જ સુખિની થવાની છું. ”

“ માતા, જ્યારે તમારો આવો જ વિચાર હતો તો આ વાર્તા તમોએ મને પ્રથમ કેમ ન જણાવી વારૂ ? જો આ વાર્તા અહીં આવ્યા પછી તત્કાળ મારા જાણવામાં આવી હોત, તો અત્યાર સુધીમાં તો રમાકાન્ત તથા કન્દર્પકુંડલાને ગમે ત્યાંથી શોધીને મેં અહીં હાજર કરી દીધાં હોત. વારૂ, જે થવાનું હતું તે થયું એટલે આવતી કાલે પ્રભાતમાં જ તે બન્નેને શોધીને હું તમારા સમક્ષ લઇ આવીશ. ” નર્મદાએ રમાકાન્તની માતાને આશ્વાસન આપ્યું.

“ બહેન, અત્યારે આ વાર્તા તમને દર્શાવતાં મારા હૃદયમાં કેવું અને કેટલું દુઃખ થયું છે એની તમારાથી કલ્પના કરી શકાય તેમ નથી. રમાકાન્ત મારી આંધળીની આધારયષ્ટિકા સમાન છે એટલે જો તે ભણી ગણીને પાંચ માણસમાં પૂછાય તેવો થયો હોત; કોઇ સારા ઘરની કન્યા સાથે લગ્ન કરીને સુખ પૂર્વક પોતાના સંસારને ચલાવત અને તેનાં પુત્રપુત્રીને રમાડવાનો આનન્દ મને મળી શકત; તો મારા ભાગ્યનો અવધિ જ થઇ જાત ! બહેન, મારા મનમાં તો આવી જ આશાઓ હતી. અર્થાત્ હું તો એમ જ માની બેઠી હતી કે મારા રમૂનો હાથ શુદ્ધ રહેશે અને મૃત્યુ સમયે મારા મુખમાં તે ગંગાજળ સમર્પશે એટલે મારો ઉદ્ધાર થઇ જશે: પરંતુ મારાં ભાગ્ય

ફૂટી ગયેલાં હોવાથી અને હું સર્વથી અધિક અભાગિની હોવાથી નિષ્ઠુર વિધાતાએ મારી એ આશાને પૂરી થવા ન દીધી. છતાં જો અત્યારે હું મારા રમાકાન્તને ત્યાગી દઉં, તો પછી મારે નિરાશ થઇને મરવું પડે અથવા આત્મઘાત કરવો પડે એ નક્કી છે. હવે રમાકાન્ત વિધવાની પુત્રી સાથે લગ્ન કરવાનોજ છે અને ક્રિસ્તાન થવાનોજ છે, તો પછી તેને ત્યાગી દેવાથી મને શો લાભ થવાનો છે વારૂ ? " રમાકાન્તની માતાએ નિરાશા તથા વાત્સલ્યના મિશ્ર ભાવને દર્શાવતાં આ ઉદ્ગારો કાઢ્યા.

આ ઉદ્ગારો કાઢતાં તે આદર્શ વૃદ્ધા વિધવા રોવા લાગી. નર્મદા તેના હૃદયસ્થ ભાવોને યથાર્થ સ્વરૂપમાં સમજી ગઇ અને તે ભાવોને સમજવાથી તેના હૃદયમાં "જો હું સરસ્વતી સાથે મુંબઈમાં ન આવી હોત, તો અત્યારે મારો ગૃહસંસાર ચાલતો હોત અને મારી ગણના પણ સુખિની સ્ત્રીઓમાં થતી હોત !" એ પ્રમાણેનો પશ્ચાત્તાપ થવા લાગ્યો.

એ જ વેળાયે ગૃહના બાહ્ય ભાગમાંથી " મા " એવો શબ્દ તે વૃદ્ધા વિધવાનાં શ્રવણોમાં આવીને અથડાયો અને તે સાંભળતાં જ વૃદ્ધા બોલી ઊઠી કે: " કોણ રમૂ આવ્યો ? આવ, દીકરા, આવ; મને આટલા દિવસ એકલી મૂકીને ચાલ્યો ગયો એ સારૂં કહેવાય કે ? આવ, બેટા, આવ; હું તારા મસ્તકપર મારો હાથ ફેરવીને સુખિની થાઉં ! " આ શબ્દો ઉચ્ચારતી વળી પાછી વૃદ્ધા માતા રડવા લાગી; કારણ કે, તેનો પુત્ર રમાકાન્ત ત્રણ દિવસ પછી અચાનક આવી લાગ્યો હતો અને તેથી માતાના હૃદયમાં હર્ષનો અતિરેક થતાં તે પોતાનાં હર્ષાશ્રુનો અવરોધ ન કરી શકી અને માતા અને પુત્ર કેટલાક સમય પર્યન્ત એક બીજાના મુખને જોતાં મૌનનું

અવલંબન કરીને બેસી રહ્યાં. અન્તે વૃદ્ધા માતા પોતાના પુત્રને સંબોધીને કહેવા લાગી કે: " દીકરા, કોઇ પણ કાર્ય તું મારાથી છુપાવીને છાનું છપનું શામાટે કરે છે વારૂ ? દીકરા, જેને તું પોતાની રાજી ખુશીથી ઘરમાં લાવીશ તે જ મારા ગૃહની લક્ષ્મી થશે ! મારે હવે કેટલાક દિવસ જીવવાનું છે ? અર્થાત્ હું તમો બન્નેને જોઇને પરમસુખિની થઇશ. તારો સર્વ સ્નેહવૃત્તાન્ત મારા સાંભળવામાં આવ્યો છે એટલે તારો ભેદ હવે મારાથી અજ્ઞાત નથી. તું કન્દર્પકુંડલાને તેની સાથે ધર્મવિધિથી લગ્ન કરીને લઈ આવ એટલે હું તેને મારી પુત્રવધૂ તરીકે માન પૂર્વક ગૃહમાં રાખીશ; કારણ કે, આ લોક અને પરલોકમાં મારી સદ્ગતિ કરનાર તું જ છે; મારી જાતિ તથા મારા કુળનો તારામાંજ અંતર્ભાવ થયેલો છે એટલે હવે મારાથી અકારણ લજ્જિત થવાની કશી પણ આવશ્યકતા નથી ! "

રમાકાન્ત પાગલ તથા નિર્લજ્જ થયેલો હોવાથી તેણે માતાના આ શબ્દો સાંભળતાંજ તત્કાળ કહ્યું કે: " માતા, જો તારી આવી અનુમતિ છે, તો હું આવતી કાલેજ કન્દર્પકુંડલા સાથે લગ્ન કરીને તેને આપણી આ પર્ણકુટીમાં લઇ આવીશ. "

" શું લગ્ન થશે ? નહિ—નહિ—હા, તો આવતી કાલે જ તેને અહીં લાવજે. કિન્તુ, મારા નયનવિશ્રામ, તેને આવતી કાલે તું લાવવાનો હોવાથી આજે તો તું અહીં ઘરમાં જ રહી જા; કારણ કે, તને મેં છેલ્લો જોયો હતો તે ઘટનાને કેટલાક દિવસો થઇ ગયેલા હોવાથી તારા ચન્દ્ર જેવા મુખને જોવાની મારા મનમાં વારંવાર ઇચ્છા થયા કરે છે. મારા ગોપાલ, મારા ચન્દ્ર, મારા પુત્ર. તું મારી પાસે બેસ અને પોતાની માતાની એ ઇચ્છાને પૂરી કર. " આ શબ્દો ઉચ્ચારીને વૃદ્ધા માતાએ પોતાના પુત્રને પોતા પાસે બેસાડીને તેના

મસ્તકપર હાથ ફેરવવા માંડયો.

રમાકાન્ત મૌનનું અવલંબન કરીને માતા પાસે બેસી રહ્યો. એ વેળાયે જાણે તેનાં શ્રવણોમાં કોઇ એવા શબ્દો પ્રવેશાવતું હોય કે: "રમાકાન્ત, સાવધાન! આજે તારી જનનીથી એક નિમેષમાત્રને માટે પણ દૂર થઈશ નહિ!!" એવો તેને ભાસ થવા લાગ્યો.

રમાકાન્ત પોતાની માતાની દૃષ્ટિ સમક્ષ ગૃહમાં જ રહ્યો. ભોજન-કાર્યથી નિવૃત્ત થઇને તેણે ત્યાં જ શયનની વ્યવસ્થા કરી લીધી. ભોજન કરી લીધા પછી નર્મદાના મુખથી તે તેના પોતાના ગૃહમાં કેમ અને શા કારણથી આવી હતી એ વૃત્તાન્ત સાંભળવામાટે તે બેઠો અને નર્મદાએ અનુતપ્ત થઇને તેના ગૃહમાં પોતાના થયેલા આગમનનાં જે કારણો હતાં તે સર્વ કારણો કોઈ પણ પ્રકારના સંકોચ વિના તેને જણાવી દીધાં. રમાકાન્તે પણ વસઇમાં સંન્યાસીની સહાયતાથી થયેલા કન્દર્પકુંડલાના ઉદ્ધાર અને ત્યાંથી નૌકામાં બેસીને મુંબઈમાં આવવાનો સર્વ વૃત્તાન્ત તેને સંભળાવ્યો અને ત્યાર પછી જણાવ્યું કે: "કન્દર્પકુંડલા અત્યારે મારુંગા હનુમાનના મંદિરથી નિકટમાં આવેલા એક બંગલામાં સુરક્ષિત છે અને તેની સેવાશુશ્રૂષામાટે એક ગૃહસ્થની અભિજાતા કન્યાને નિયુક્ત કરવામાં આવી છે." આ વાર્તાલાપમાં રાત્રિનો બહુ સમય વીતી ગયો એટલે મોડી રાતે સર્વ નિદ્રાધીન થઇ ગયાં.

પરંતુ રમાકાન્તનાં નેત્રો મીચાયાને હજી તો બે કલાક જેટલો સમય પણ ભાગ્યે જ થયો હતો એટલામાં અત્યંત પ્રાતઃકાળમાં નર્મદાએ તેને જગાડયો અને અત્યન્ત વ્યસ્ત ભાવથી કહેવા માંડયું કે: "ઊઠો, ઊઠો; તમારાં માતુશ્રીની દશા નિરાશાજનક થઇ ગઈ છે અને તેમની આ દશાને જોતાં સ્પષ્ટ જણાય છે કે તેઓ આ

સંસારમાં ઘડી બે ઘડીનાં જ મેહમાન છે એટલે જે સગાં વહાલાં કે આડોશી પાડોશીને બોલાવવાં હોય તેમને સત્વર બોલાવો.”

“આ તમો શું બોલો છો ? મારાં માતુશ્રી ક્યાં છે અને તેમને શું થઇ ગયું છે ?” રમાકાન્તે આંખો ચોળતાં આ પ્રશ્નો પૂછ્યા.

“જે થવાનું હતું તે થયું છે. રાતથી જ તેમના પેટમાં દુઃખાવો થયા કરતો હતો અને અત્યારે અચાનક તેમના હાથ પગ ટાઢા બોર થઇ ગયા છે, નાડીનો પત્તો નથી, શ્વાસ બળપૂર્વક ચાલવા માંડ્યો છે અને આંખોનો રંગ પણ ફરી ગયો છે. જાઓ, જાઓ; લોકોને જલ્દી બોલાવો.” નર્મદાએ સ્નાનના સમાચાર સંભળાવ્યા.

રમાકાન્ત દોડતો ગયો અને જેમને બોલાવવાનાં હતાં તેમને બોલાવી લાવ્યો. લોકો આવ્યા ત્યાર પહેલાં રમાકાન્તની માતાએ પોતાના પ્રાણોને ત્યાગી દીધા હતા એટલે તત્કાળ તેની સ્મશાન-યાત્રાની તૈયારી કરવામાં આવી અને ત્યાર પછી બ્રાહ્મમુહૂર્તમાં રમા-કાન્તની પુણ્યવતી માતાએ સુવર્ણપુર નામક સ્મશાનભૂમિમાં ચિતારૂપ વિમાનમાં સ્થિત થઈને શાંતિપૂર્વક સ્વર્ગારોહણ કર્યું. રમા-કાન્તની પત્ની સાથે રહેવાનો પ્રસંગ તેના ભાગ્યમાંથી ટળી ગયો. રમાકાન્ત સદાને માટે પોતાની જન્મદાત્રી માતાનું સ્મશાનભૂમિમાં વિસર્જન કરી આવ્યો. રમાકાન્ત, આજે તું જે અત્યન્ત અલભ્ય વસ્તુને ભસ્મીભૂત કરી આવ્યો છે તે વસ્તુ હવે આ જન્મમાં તને કદાપિ પ્રાપ્ત થઇ શકે તેમ નથી !



# પ્રકરણ ૧૧ મું

## સ્થાનાન્તરની યોજના

હવે રમાકાન્ત જેને આત્મીય અથવા સ્વજન કહી શકે તેવી કોઈ પણ વ્યક્તિ આ સંસારમાં અસ્તિત્વ ધરાવતી નહોતી; હા કેવળ સ્વર્ણસૂત્રમાં બંધાયલી કન્દર્પકુંડલા અવશિષ્ટ હતી; પરંતુ તેની સાથે લગ્નસંબંધ થવા પૂર્વે તેને સ્વજન કહી શકાય કે કેમ, એ એક પ્રશ્ન હતો. સંન્યાસીએ રમાકાન્તને માતૃશ્રાદ્ધમાટેની સર્વ વ્યવસ્થા કરી આપી. એક માસ પછી મૃતા માતાનું માસિક શ્રાદ્ધ કર્યા પછી રમાકાન્ત સંન્યાસીની દૃષ્ટિથી શુદ્ધ થયો. હવે રમાકાન્તના હૃદયમાં બે ચિન્તાઓ આવીને ઊભી રહી. એમાંની એક ચિન્તા કન્દર્પ-કુંડલા વિષયક હતી અને તે એ કે: " કન્દર્પકુંડલાને ક્યાં રાખવી ? અને જો તેને સાથે રાખવામાં આવે તો તેની સાથે મારે કેવા પ્રકારનો સંબંધ અથવા વ્યવહાર રાખવો ? " અને અન્ય ચિન્તા સંન્યાસી વિષયક હતી. અર્થાત્ સંન્યાસીના સંબંધમાં તેના મનમાં નિરંતર એવા પ્રશ્નો ઉત્પન્ન થતા હતા કે: " આ સંન્યાસી કેવા પ્રકારની વ્યક્તિ છે વારૂ ? મારી સાથે તેમનો કોઇ પણ પ્રકારનો પરિ-ચય કિંવા સંબંધ ન હોવા છતાં તેઓ મારા કલ્યાણમાટે આટલો પરિશ્રમ કેમ કરી રહ્યા હશે અને તેમના હૃદયમાં મારા કલ્યાણની ચિન્તા આટલી સીમા પર્યન્ત શા કારણથી રહેતી હશે, એ રહસ્ય અદ્યાપિ મારાથી સમજી શકાતું નથી ? " કિન્તુ સંન્યાસી વિષયક ચિન્તાથી પ્રથમ કન્દર્પકુંડલા વિષયક ચિન્તા તેના હૃદયને બળ પૂર્વક આકર્ષતી હતી. તે મનોગત એવા વિચારમાં તલ્લીન રહેતો હતો

કે: " અત્યારે હું ક્યાંય નોકરીએ વળગ્યો નથી એટલે જો કન્દર્પ-કુંડલાને મારી સાથે રાખીશ, તો તેના નિર્વાહનો ભાર મારાથી કેમ કરીને ઉપાડી શકાશે વારૂ ? જીવનરક્ષામાટે અન્ન, શરીરને આચ્છાદવામાટે વસ્ત્ર તથા નિવાસમાટે સાધારણ ગૃહ આદિ તો અવશ્ય જોઇશે જ અને મારી પાસે તો એક કપર્દિકા પણ નથી, તો પછી અત્યારે મારે શું કરવું ? " તેની આ ચિન્તા નર્મદાના જાણવામાં આવી ગઇ અને તેથી તે એક દિવસ રમાકાન્તને સંબોધીને ગંભીર તથા શાન્ત ભાવથી કહેવા લાગી કે: " મહાશય રમાકાન્ત, આપનાં ધર્મશીલા સ્વર્ગીય માતુશ્રીના સહવાસથી મારાં જ્ઞાનચક્ષુ ઉઘડી ગયાં છે. આપનાં જનની દેવી હતાં અને તેમણે પોતાની ઇચ્છાથી જ પોતાના નશ્વર દેહને ત્યાગી બળાત્કારે સ્વર્ગને પ્રાપ્ત કરી લીધું છે. હવે મને મારો વ્યવહાર યોગ્ય નથી જણાતો અને તેથી મારી જે કાંઇ પણ ધનસંપત્તિ છે તે ધનસંપત્તિ કન્દર્પકુંડલાને આપીને વૃન્દાવનવાસિની થઇ અવશિષ્ટ જીવનને પ્રભુભજનમાં વીતાડવાનો મેં મારા મનમાં દૃઢ નિશ્ચય કરી લીધો છે. મને વૃન્દાવન પહોંચવામાટે રેલ્વેના ત્રીજા વર્ગની એક ટિકિટ અને તે ઉપરાંત રોકડા પાંચ રૂપિયાની જ આવશ્યકતા છે. મારી પાસે અત્યારે પંદરથી સોળ હજારની મિલ્કત છે અને તે આજથી આપની તથા મારી કન્દર્પ-કુંડલાની જ છે. મારા મૃત્યુની વેળાએ જો આપને મારૂં પત્ર મળે તો આપ મારી કન્દૂને લઇને અવશ્ય વૃન્દાવન આવશો અને મને અંતિમ દર્શનનો લાભ આપશો. એવી હું આશા રાખું છું. હવે મુંબઇમાં રહેવાની મારી ઇચ્છા નથી અને પાપના પોટલા હવે મારે નથી બાંધવા ! "

નર્મદાના આ ઉદ્‌ગારોને સાંભળીને રમાકાન્ત અવાક્ થઇ

ગયો અને તેના મનમાં પણ એક પ્રકારનો ખટકો થવા લાગ્યો. સંન્યાસીના વ્યવહારથી, પોતાની જનનીના અકાળ તથા અચાનક મૃત્યુથી અને નર્મદાના સ્વભાવપરિવર્તનથી રમાકાન્તની માનસિક અવસ્થા પણ સર્વથા વિચિત્ર પ્રકારની થઇ ગઈ; તથાપિ કન્દર્પ-કુંડલાના રૂપ તથા કન્દર્પકુંડલાના તીવ્ર પ્રેમે તેને તત્કાળ મુગ્ધતાના બંધનથી મુક્ત થવા ન દીધો. રમાકાન્તે પોતાના મનની વિલક્ષણ અવસ્થાના કારણથી નર્મદાને કાંઇ પણ ઉત્તર ન આપ્યું એટલે કન્દર્પકુંડલા પોતાની તે પાલિકા માતાને ઉદ્દેશીને કહેવા લાગી કે:—

"મા, જ્યારે તું વૃન્દાવન ચાલી જઇશ તે વેળાએ હું અહીં કોના આધારે અને કોની સંભાળમાં રહીશ વારુ ? આ સંસારમાં તારા વિના મારું બીજું કોણ છે ? હું આપણી સર્વ વસ્તુઓને ક્યાં રાખીશ અને કોને આપીશ ? એ સર્વ વસ્તુઓને કોણ ભોગવશે ?"

"જેના ભાગ્યમાં એ વસ્તુઓનો ભોગ લખાયલો હશે તે જ એ વસ્તુઓને ભોગવશે એટલે એની ચિન્તા હવે મારે કરવાની નથી. પરંતુ તું અત્યારે નવીન યૌવનમાં વિહરતી હોવાથી તારામાટે આ સંસારની સર્વ વસ્તુઓ નવીન જ છે અને તને પોતાની ઈચ્છાનુસાર વરની પ્રાપ્તિ થયેલી છે એટલામાટે જે કાંઇ છે તેનો ભોગવટો તારે જ કરવાનો છે. પુત્રી, મારું જે કાંઇ છે તે આજથી તારું જ છે એટલે તારી જેવી ઈચ્છા હોય તદનુસાર તેની વ્યવસ્થા કરી લેવાનો તને સંપૂર્ણ અધિકાર છે." નર્મદાએ અનાસક્તિ દર્શાવીને આવા શાન્તિદર્શક ઉદ્દગારો કાઢ્યા.

"મારી મનોવ્યથાનો મારા આ જન્મમાં વિલય થાય એમ મને તો નથી જ દેખાતું; કારણ કે, મારા કારણથી મહાશય રમા-કાન્ત માતૃહીન થયા અને મારા કારણથી જ તું સંસારત્યાગિની

થઇ ગઈ એટલે એનો અર્થ એ જ થયો કે સર્વ કાંઈ મેળવ્યા છતાં ભાગ્યના પ્રબળ દોષથી તે મારૂં સર્વસ્વ મેં ખોઇ નાખ્યું! અવશ્ય વિધાતાનો મારી સાથે કોઇ પ્રબળ વૈરભાવ હોવો જોઇએ અને તેથી સ્પષ્ટ દેખાય છે કે મારો અપૂર્ણ મનોરથ સદા સર્વદા અપૂર્ણ જ રહેવાનો છે! સંન્યાસીએ એક દિવસ કહ્યું હતું કે; 'જેનું જે કર્ત્તવ્ય છે તેની શોભા તે કર્ત્તવ્યના પાલનથી જ વધે છે અને જે પોતાનું કર્તવ્ય ન હોય તેથી મનુષ્યની શોભા નથી વધતી.' અર્થાત્ હું એક પ્રકારની ગૃહસ્થા વેશ્યાની કન્યા હોવાથી વેશ્યાવૃત્તિ જ મને શોભાવનારી થાય તેમ છે એટલે કુલકન્યાના કુલવ્યવહારોનું મારાથી યથાર્થ પાલન કરી શકાશે કે કેમ એની અત્યારથી જ મારા મનમાં શંકા થયા કરે છે. સારાંશ કે, મારા ભાગ્યમાં કેવળ દુઃખના ભોગનો યોગ જ લખાયલો છે. સમાજમાં મારામાટે સ્થાન નથી, છતાં એની મારા મનમાં ચિન્તા નથી; મારા મનમાં જે કષ્ટ થાય છે તે એ કારણથી જ થાય છે કે મારા કારણથી અન્ય જીવો અકારણ દુઃખ ભોગવી રહ્યા છે. આવી પરિસ્થિતિ હોવાથી મારા મનમાં એવી ઇચ્છાનો ઉદય થાય છે કે મારી સર્વ ધનસંપત્તિ મહાશય રમાકાન્તને આપી દેવી અને તેઓ કોઇ અભિજાતા યુવતી સાથે લગ્નસંબંધ કરીને સુખી થાય એટલે તેમને સુખી જોઇને સુખિની થવાનો પ્રયત્ન કરવો; કારણ કે, પોતાના પુત્રને કુલીન કન્યા સાથે લગ્નના ગ્રંથિથી જોડાયલો જોઇને રમાકાન્તનાં પૂજ્ય જનનીનો આત્મા સ્વર્ગમાં આલ્હાદિત થશે અને મારા શિરપર પણ આશીર્વાદની વૃષ્ટિ વર્ષાવતો રહેશે. વેશ્યાના ઉદરથી જન્મવાના ભીષણ પાપનું જો કોઈ પ્રાયશ્ચિત્ત હોય તો એ જ પ્રાયશ્ચિત્ત છે, એવી મારી દૃઢ માન્યતા થયેલી છે!" કન્દર્પકુંડલાએ નર્મદાના મસ્તિષ્કમાં જેમની

અંધુક કલ્પના પણ નહોતી તેવા વિલક્ષણ વિરક્તિદર્શક ઉદ્‌ગારો કાઢ્યા અને એ ઉદ્‌ગારોના શ્રવણથી નર્મદા થોડી વાર તો નિષ્પન્દ, અવાક્ તથા સ્તંભિતા થઇ ગઇ.

રમાકાન્ત કન્દર્પકુંડલાના આ ઉદ્‌ગારો સાંભળીને ગોવા લાગ્યો; અર્થાત્ 'હવે કન્દર્પકુંડલાને શું ઉત્તર આપવું?' એ પ્રશ્નનો નિશ્ચય ન કરી શકવાથી તેનું હૃદય ભરાઈ આવ્યું અને તેથી તે નેત્રોમાંથી નીકળતાં અશ્રુના રૂપે હૃદયના શોકને ઘટાડવા લાગ્યો. કન્દર્પકુંડલા પોતાના પ્રિયતમ રમાકાન્તને રડતો જોઇને વિચલિત ભાવથી તેની પાસે આવીને બેસી ગઈ અને તેના પૃષ્ઠભાગપર હાથ ફેરવતી કહેવા લાગી કે: "આમ અકારણ અશ્રુપાત શામાટે કરો છો વારુ! કારણ કે, આપને અશ્રુપાત કરતા જોઇને હું પાગલ થઇ જઇશ. કૃપા કરીને આ અશ્રુપાતને અટકાવો; આપની જે ઇચ્છા હશે તદનુસાર જ હું વર્તીશ. મારો આ કાળ પણ આપ જ છો અને જો મારામાટે કોઇ પરકાલ અસ્તિત્વ ધરાવતો હોય, તો તે પરકાલ પણ આપ જ છો! અર્થાત્ છાના રહો અને અકારણ શોકને આધીન ન થાઓ." આ શબ્દો ઉચ્ચારતાં કન્દર્પકુંડલાની આંખો પણ આંસૂભરી થઇ ગઇ. નર્મદા આવા પ્રસંગે ત્યાં બેસવાનું અનુચિત ધારીને અન્યત્ર ચાલી ગઈ; કારણ કે, તેનાં નેત્રો પણ આ દૃશ્યના નિરીક્ષણથી અશ્રુ વર્ષાવવાની તૈયારી કરી રહ્યાં હતાં.

કેટલોક સમય અશ્રુપાતમાં વીતાડ્યા પછી કન્દર્પકુંડલા તથા રમાકાન્ત ઉભય એવા નિશ્ચયપર આવ્યાં કે: "હાલ તરત કેટલાક સમયને માટે મુંબઇનો ત્યાગ કરવો અને કોઇ અન્ય શાંતિમય સ્થાનમાં જઇને અમુક સમય વીતાડવો; કારણ કે, કોઇ દૂર દેશમાં જઇને આપણે લગ્નસંબંધ કરી પતિપત્ની તરીકે

આનન્દ પૂર્વક રહી શકીશું અને અંગ્રેજી કાયદો આપણો સહાયક હોવાથી આપણા શરીરસંબંધમાં કોઇ પણ પ્રકારની બાધા થવાનો સંભવ નથી." આ નિશ્ચયના અનુસંધાનમાં રમાકાન્તે જણાવ્યું કે: "જે સ્થાનમાં વસવાનો આપણો નિશ્ચય થશે તે સ્થાનમાં હું કોઈ સારી નોકરી મેળવી લઇશ અથવા કોઇ એવો વ્યવસાય કરીશ કે જેના યોગે આપણો નિર્વાહ સુખપૂર્વક ચાલતો રહે અને તારી સંપત્તિનો ઉપયોગ મારે ન કરવો પડે. કલકત્તામાં મારા એક પ્રતિષ્ઠિત આત્મીય વસે છે, તેઓ ધનાઢ્ય છે અને બ્રહ્મસમાજિષ્ટ છે એટલે જો આપણે ત્યાં જઈશું, તો તેઓ મને અવશ્ય જોઈતી સહાયતા આપશે; અર્થાત્ જો નોકરી નહિ મળે, તો હું એમ. એ. ની પરીક્ષામાં ઉત્તીર્ણ થયેલો હોવાથી એલ્. એલ્. બી. ની પરીક્ષા પાસ કરીને કલકત્તામાં વકીલાત કરીશ, તો પણ કોઈ પ્રકારનો વાંધો આવશે નહિ અને આપણે આપણા દિવસો સુખમાં વીતાડી શકીશું." અન્તે રમાકાન્તના આ વિચાર અનુસાર વર્ત્તવાનું નિશ્ચિત થયું અને તદનુસાર વ્યવહાર વિષયક ઉદ્યોગ પણ થવા લાગ્યો. નર્મદાએ રમાકાન્ત તથા કન્દર્પકુંડલાના આ નિશ્ચયને જાણી લીધા પછી જણાવ્યું કે: "હું પણ હાલ તરત તમારી સાથે કલકત્તા આવીશ, થોડા દિવસ તમારી સાથે રહીશ અને જ્યારે તમારો સંસારવ્યવહાર સરળતાથી ચાલતો થઇ જશે એટલે પછી ત્યાંથી વૃન્દાવનની પવિત્ર ભૂમિમાં વસવામાટે ચાલી જઇશ."

બીજે દિવસે પ્રાતઃકાળમાં સંન્યાસી આવી લાગ્યો અને રમાકાન્તના કલકત્તાપ્રવાસના પ્રસ્તાવને સાંભળીને તે કહેવા લાગ્યો કે: "જુઓ, અત્યારેજ મુંબઇને ત્યાગીને કલકત્તા ન જાઓ; કારણ કે, અહીં કન્દર્પકુંડલાનું એક ગૃહ છે અને તેમાં પંદરથી સોળ હજાર

રૂપિયા જેટલી સંપત્તિ પણ છે એટલે એ સર્વ વસ્તુઓને ત્યાગીને અચાનક નવીન સ્થાનમાં જઇને સ્થાયી નિવાસ કરવો એ કોઇ પણ પ્રકારે યુક્તિસંગત નથી. કલકત્તા જેવા નગરમાં જતાંની સાથે જ તમારે ગૃહસ્થાશ્રમના જે સર્વ નવીન પ્રબધો કરવા પડશે તેમાં હજાર બે હજારની હોળી તો જોતજોતાંમાં થઈ જશે અને ત્યારપછી જો ત્યાંનાં હવાપાણી અનુકૂળ નહિ આવે અથવા તો અન્ય પ્રતિકૂળતાઓ આવી પડશે, તો વળી પાછાં મુંબઇ આવવું પડશે; એટલામાટે અત્યારે તો મારી એવી જ ઇચ્છા છે કે આપણે સર્વ કાશીક્ષેત્રમાં જઇએ કે જેથી તમારાં ચંચળ મનો સ્થિર થઇ જાય અને તમારા આત્માઓને શાંતિનો સાક્ષાત્કાર થાય. અમુક સમય કાશીમાં વીતાડયા પછી તમારો જે નિશ્ચય થાય તે પ્રમાણે વર્તજો અને જ્યાં સ્થાયી નિવાસ કરવાનો હોય ત્યાં કરજો. આપણો નિવાસ કાશીમાં હોય ત્યાં સૂધી અહીં તમારા ગૃહની દેખરેખ તથા સંભાળમાટે હું મારા બે મનુષ્યોને રાખીશ કે જેથી ગૃહની ચિન્તા તમારા મનમાં ન રહેવા પામે. કહો, મારા આ પ્રસ્તાવના સંબંધમાં તમો સર્વનો શો અભિપ્રાય છે ?"

સંન્યાસીના વાદનો પ્રતિવાદ કરવાનું સાહસ કિંવા સામર્થ્ય કોઇમાં પણ ન હોવાથી રમાકાન્ત, કન્દર્પકુંડલા તથા નર્મદાએ સંન્યાસીના એ પ્રસ્તાવને તત્કાળ સ્વીકારી લીધો. કેટલાક ઊહાપોહ પછી એવો નિશ્ચય કરવામાં આવ્યો કે પ્રથમ નર્મદાને વૃન્દાવનમાં નિવાસ આદિની યોગ્ય વ્યવસ્થા કરી આપવી અને ત્યારપછી સંન્યાસી, રમાકાન્ત તથા કન્દર્પકુંડલાએ વારાણસીની દિશામાં આગળ વધવું. અસ્તુઃ હવે આપણે વૈકુંઠનાથની અવસ્થાનું અવલોકન કરીશું

# પ્રકરણ ૧૨ મું

## વૈકુંઠનાથ પાગલ

વૈકુંઠનાથ પોતાના વસઈના બંગલામાં એકલો જ પડી રહ્યો, આખી રાત વીતી ગઇ અને બીજે દિવસે દશ વાગ્યા પછી તેના શરીરમાં સંજ્ઞાનો આવિર્ભાવ થયો. નિદ્રાનો ભંગ થતાં જ વૈકુંઠનાથના જાણવામાં આવ્યું કે કન્દર્પકુંડલા બંગલામાં નહોતી. તેણે વસઇના ખૂણેખૂણામાં કન્દર્પકુંડલાનો શોધ કર્યો અને કરાવ્યો; પરંતુ કન્દર્પકુંડલાનો તેને ક્યાંય પણ કશો પત્તો મળી શક્યો નહિ; કોઇએ તેને કન્દર્પકુંડલાના કશા સમાચાર પણ ન સંભળાવ્યા. અંતે દીર્ઘ વિચાર કર્યા પછી વૈકુંઠનાથ પોતાના મનમાં સમજી ગયો કે: 'અવશ્ય રમાકાન્ત રાત્રિના સમયમાં અહીં આવેલો હોવો જોઇએ અને તેણે જ કન્દર્પકુંડલાને અહીંથી નસાડેલી હોવી જોઇએ.' આ સંશય દૃઢ થતાંની સાથે જ રોષ, ક્ષોભ તથા ઇર્ષાના અગ્નિથી વૈકુંઠનાથનો સમસ્ત દેહ દગ્ધ થવા લાગ્યો; કારણ કે, વૈકુંઠનાથ મોટા ગૃહનો પુત્ર હોવાથી બાલ્યકાળથી જ પોતાની જે ઇચ્છા હોય તે કાર્ય કરી નાખવાની તેને ટેવ પડી ગઈ હતી એટલે અત્યારે પોતાની ઇચ્છાપૂર્તિના માર્ગમાં અન્ય મનુષ્યના હસ્તથી થયેલી બાધાને તે સહી ન શક્યો. એમાં વળી તેના રોષનું વિશેષ કારણ એ હતું કે વિલાસપ્રિય અને કામોન્મત્ત વૈકુંઠનાથ કન્દર્પકુંડલાના અલૌકિક સૌન્દર્ય કિંવા સ્વરૂપમાં અતિશય મુગ્ધ થયેલો હતો અને તે કન્દર્પકુંડલા રાતે તેને સૂતો મૂકીને પલાયન કરી ગઇ હતી. અર્થાત્ વૈકુંઠનાથે મનોગત એવી દૃઢ પ્રતિજ્ઞા કરી લીધી કે: "કોઇ પણ ઉપાયથી હું કન્દર્પકુંડલાને પાછી

મારા આ બંગલામાં લાવીશ અને તેના અનાઘ્રાત રૂપકુસુમનો ભોક્તા થઇશ; માત્ર એટલું જ નહિ, પણ જે રમાકાન્તે તેને અહીંથી નસાડી જવાનું સાહસ કર્યું છે તે રમાકાન્તને પણ તેના અપરાધની યોગ્ય શિક્ષા હું અવશ્ય આપીશ." આવા પ્રકારની અભદ્ર પ્રતિજ્ઞા કરીને વૈકુંઠનાથ વસઇથી પાછો મુંબઇમાં આવી પહોંચ્યો.

મુંબઈમાં આવીને લગભગ એક માસ પર્યન્ત વૈકુંઠનાથ કન્દર્પકુંડલા, નર્મદા તથા રમાકાન્તને શોધી કાઢવાના કાર્યમાં અષ્ટોપ્રહર પ્રવૃત્ત રહેવા લાગ્યો; અંતે તેનો પરિશ્રમ સફળ થયો અને કન્દર્પકુંડલા તથા રમાકાન્તનો સમસ્ત વૃત્તાન્ત તેના જાણવામાં આવી ગયો. એ વૃત્તાન્તને જાણ્યા પછી વૈકુંઠનાથે પોતાના મનમાં વિચાર કર્યો કે: "અત્યારે હવે રમાકાન્ત બલિષ્ઠ સહાયક તથા સંપત્તિસાધનવડે યુક્ત હોવાથી તેને તેના અપરાધની શિક્ષા આપવાનું કાર્ય સહજ નથી." એ સાથે પોતાના એક ગુપ્તચરદ્વારા એ વાર્ત્તા પણ વૈકુંઠનાથના જાણવામાં આવી ગઈ કે: "સંન્યાસી રમાકાન્ત, કન્દર્પકુંડલા તથા નર્મદા આદિને લઇને સત્વર જ વૃન્દાવન તથા વારાણસીની યાત્રા કરવાનો છે;" અને એ વાર્ત્તાને જાણીને વૈકુંઠનાથે તેઓ જે દિવસે મુંબઇની રવાના થાય તે જ દિવસે પોતે પણ મુંબઇથી રવાના થવાનો નિશ્ચય કરીને પ્રવાસનાં સર્વ સાધનો તૈયાર કરાવી રાખ્યાં.

કન્દર્પકુંડલા, રમાકાન્ત, નર્મદા અને સંન્યાસીની તીર્થયાત્રાનો દિવસ અન્તે આવી લાગ્યો. તેઓ જે દિવસે મુંબઈના બોરીબંદર અથવા વિક્ટોરિયા ટર્મિનસ્ નામક જી. આઇ. પી. રેલ્વેના સ્ટેશનપર આવીને ટ્રેનમાં બેઠાં તે દિવસે અને તે જ ટ્રેનના એક બીજા ડબ્બામાં વૈકુંઠનાથ પણ પોતાના સહાયકોની લઘુ સેના સહિત બેસી ગયો.

વૈકુંઠનાથને ટ્રેનમાં બેસતાં બીજા કોઇએ તો ન જોયો, પરંતુ નર્મદાની તેનાપર અચાનક દૃષ્ટિ પડી ગઈ અને તેથી તે સચિન્ત થઇને મનમાં વિચાર કરવા લાગી કે: " વૈકુંઠનાથ પાસેથી મેં રૂપિયા બાર હજાર લઇ લીધા છે છતા વૈકુંઠનાથ કન્દર્પકુંડલાને મેળવવામાટેની પોતાની આશાને સફળ કરી શકયો નથી; માત્ર એટલું જ નહિ, પણ પોતે આવી રીતે ઠગાવા છતાં એ વિષયની ચર્ચા પણ તે નથી કરતો અને કોઇની સાથે હળતો મળતો પણ નથી, એ વળી વિશેષ આશ્ચર્યનો વિષય છે. જો પાંચ હજાર બીજા અગાડી નાખતાં કન્દર્પ-કુંડલાનો પ્રેમ મળી શકે તેમ હોય તો તે કન્દર્પ કુંડલાના પ્રેમની પ્રાપ્તિ-માટે પાંચ હજાર રૂપિયાનો વિચાર કરે એ કદાપિ ન સંભવે; કારણ કે, કન્દર્પકુંડલામાં તેનું મન અતિશય આસક્ત થયેલું છે. આટલા દિવસ તો કન્દર્પકુંડલાને મેળવવાની તેના મનમાં કાંઇક પણ આશા હતી; પરંતુ આજે તેની સર્વ આશાઓનો લોપ થયો છે અને તેથી હવે તે કદાચિત્ કન્દર્પકુંડલાને મેળવવામાટેના પોતાથી યોજી શકાય તેટલા વક્ર ઉપાયોને પણ યોજી બતાવશે એટલે તેની ભયંકરતાનો અમારે અવશ્ય સાક્ષાત્કાર કરવો પડશે એવો રંગ અત્યારે સ્પષ્ટ દેખાય છે." આવા પ્રકારના અનેક તર્ક વિતર્ક કર્યા પછી નર્મદા એવા નિશ્ચયપર આવી લાગી કે: ' વૈકુંઠનાથ અવશ્ય કાંઈ પણ ઉત્પાત મચાવવાના ઉદ્દેશથી જ અત્યારે અમારી સાથે વિદેશયાત્રા કરવાને તત્પર થયેલો હોવો જોઇએ: " અને એ નિશ્ચય થતાં જ નર્મદા ભય તથા આતંકથી અતિશય ગભરાવા લાગી.

જી. આઈ. પી. રેલ્વેની મેલટ્રેન પોતાનો ભયંકર નાદ તથા પોતાની ભયંકર ગતિથી આકાશ તથા અવનીને કંપાયમાન કરતી ચાલવા લાગી. ટ્રેનના [illegible] બેઠક્લાં બધાં અસ્થિર

થઇ ગયાં કે પરસ્પર વાર્ત્તાલાપ કરવાનું તેમના માટે સર્વથા અશક્ય થઇ પડયું અને તેથી સર્વ જનો મૌનનું અવલંબન કરીને બેસી રહ્યાં. નર્મદા સંન્યાસીની જોડમાં આવીને બેઠી અને તેણે વૈકુંઠનાથ ટ્રેનમાં હોવાની વાર્ત્તા સંન્યાસીને જણાવી દીધી. સંન્યાસીથી જો કે એ ઘટના અજ્ઞાત નહોતી તો પણ નર્મદાના મુખથી એ વાર્ત્તાને તેણે શાંતિપૂર્વક સાંભળી લીધી. સંન્યાસીએ વૈકુંઠનાથને સેકન્ડ ક્લાસના કમ્પાર્ટમેન્ટમાં પ્રવેશતો જોયો હતો તેમ જ તેની સાથે બીજા જે જે મનુષ્યો આવ્યા હતા તેમને પણ જોયા હતા એટલે નર્મદાના કથનની સમાપ્તિ થતાં તેણે નર્મદાને ગંભીરતાથી કહ્યું કેઃ " તમારે કશી પણ ભીતિ રાખવાનો નથી; તમો શાંતિથી બેસી રહો; કારણ કે, એ ભયના નિવારણનો ભાર મારા મસ્તકપર હોવાથી એની ચિન્તા મારે જ રાખવાની છે. "

માર્ગમાં નર્મદાનો કાશીની યાત્રા કરવાનો વિચાર થતાં તેઓ વૃન્દાવન ન જતાં કાશીની દિશામાં જ આગળ વધ્યાં અને ત્રીજે દિવસે કાશીક્ષેત્રમાં આવી લાગ્યાં. સંન્યાસીના આદેશ અનુસાર માનમન્દિરની પાસે જ એક ગૃહ રાખવામાં આવ્યું અને તેમાં તેમણે નિવાસ કર્યો. વૈકુંઠનાથ પણ કાશીમાં ઊતરીને પોતાના સૈન્ય સહિત નિવાસ કરવા લાગ્યો.

* * * * *

વારાણસીમાં આવ્યાને પાંચેક દિવસ થયા પછી રમાકાન્ત તથા કન્દર્પકુંડલા સંન્યાસી સાથે પ્રાતઃસ્મરણીય સત્યવાદી રાજા હરિશ્ચન્દ્રે જે સ્મશાનમાં એક ચાંડાલના દાસ તરીકે નિવાસ કર્યો હતો તે સ્મશાનને જોવામાટે ગયાં હતાં અને ત્યાંથી વળતી વેળાએ કેદારનાથના દર્શનથી નેત્રોને પવિત્ર કરવાનો તેમનો વિચાર

હતો. રમાકાન્ત તથા કન્દર્પકુંડલા સંન્યાસી સાથે અનેક પ્રકારનો વાર્ત્તાલાપ કરતાં સ્મશાનના એક પાર્શ્વમાં આવીને બેઠાં અને ત્યાં કેટલાક સમય પર્યન્ત સંન્યાસીના મુખથી વૈરાગ્યજનિત અમૃતોપમ વાણીને તેઓ સાંભળતાં રહ્યાં; માત્ર એટલું જ નહિ, પણ તેઓ અનુક્રમે યથાબુદ્ધિ શાસ્ત્રની આલોચના પણ કરવા લાગ્યાં; કારણ કે, પોતાની સ્વર્ગાદપિ ગરીયસી જનનીના શાશ્વત વિયોગની ઘટના પછી રમાકાન્ત નિરન્તર ઉદાસીન રહ્યા કરતો હતો અને તે એટલી સીમા પર્યન્ત કે કન્દર્પકુંડલાના વદનવિધુને જોવા છતાં પણ તેની તે ઉદાસીનતાનો લોપ થઈ શકતો નહોતો. આવા પ્રસંગે જો વૈરાગ્યચર્ચા તથા શાસ્ત્રાલોચના થાય તો તે સર્વથા સ્વાભાવિક જ હતું.

વારાણસીક્ષેત્રના વિશ્વવિખ્યાત મહાસ્મશાનની ચતુર્દિશામાં ચિતાધૂમ્રનો પ્રસાર થયેલો હતો, સર્વત્ર ચિતાભસ્મની પરિવ્યાપ્તિ જોવામાં આવતી હતી અને સર્વત્ર ક્રન્દનધ્વનિ જ સંભળાતો હતો. એવાં સ્થાનોમાં હૃદયની ઉદાસીનતા જ વૃદ્ધિંગત થતી હોવાથી રમાકાન્ત શૂન્ય મન તથા શૂન્ય દૃષ્ટિથી અનન્ત શૂન્યની સમીક્ષા કરી રહ્યો હતો. તેના હૃદયના ભાવને જાણીને કન્દર્પકુંડલા એક વાર ઊઠીને ઊભી થઈ ગઇ અને રમાકાન્તના હસ્તને પોતાના હસ્તમાં ગ્રહીને ત્યાં જ એક પ્રસ્તરખંડપર બેસી ગઇ. સંન્યાસીએ તે ઉભયને અનુલક્ષીને ગંભીર ભાવથી કહ્યું કે: "ઉષ્મા અતિશય હોવાથી તમો બન્ને થોડી વાર અહીં બેસીને ગંગાપ્રવાહના સ્પર્શથી શીતલ થયેલા સમીરનું સેવન કરો અને વિશ્રાંતિ લ્યો એટલામાં હું મારા એક મિત્રને મળી આવું છું. હું પંદરથી વીસ મિનિટમાં જ પાછો આવી લાગીશ." આટલું કહીને સંન્યાસી ત્યાંથી તત્કાળ ચાલતો થઇ ગયો.

કન્દર્પકુંડલાની રૂપકાન્તિથી પાગલ થયેલો વૈકુંઠનાથ કાશીમાં આવ્યા પછી છાયા પ્રમાણે એ લોકોની પાછળનો પાછળ ભમ્યા કરતો હતો એટલે પોતાના છુપાઈ રહેવાના સ્થાનમાંથી સંન્યાસીને અન્યત્ર જતો જોઇને તે મંદ ગતિથી ચાલતો અચાનક કન્દર્પકુંડલા સમક્ષ આવીને ઊભો રહ્યો. વૈકુંઠનાથનો અવતાર અત્યારે મહા-વિલક્ષણ થઈ ગયો હતો. તે એક એવો તો સુન્દર યુવક હતો કે તેના શરીરની રચના સમાન શરીરરચના તથા તેના શરીરના રંગ જેવા સુન્દર રંગ ગુજરાતના લોકોમાં ભાગ્યેજ જોવામાં આવી શકે છે. પ્રથમ એક વિલાસી યુવકના પરિચ્છદમાં તેની રૂપજ્યોતિ ભસ્મા-ચ્છાદિત વન્હિ સમાન જણાતી હતી અને આજે અગાધ તથા પ્રગાઢ પ્રણયના ફુત્કારથી તે વિલાસભસ્મ ઊડી જતાં તેના રૂપ તથા યૌવનની અનલશિખા નિર્વાત-નિષ્કમ્પ પ્રદીપ પ્રમાણે સ્થિર ભાવથી પ્રજ્વલિત દેખાતી હતી. વૈકુંઠનાથનાં ચરણોમાં બૂટ નહોતા, મસ્તક ફ્રૅન્ચ ફૅશનથી ઓળેલા કેશવડે સુશોભિત નહોતું, શરીરમાં નવીન ફૅશનનું કોઇ વસ્ત્ર દેખાતું નહોતું, તેના મુખમાં ચિરૂટનો અભાવ હતો અને તેનો લંબ કેશકલાપ કપાલ, ભ્રૂગંડ તથા કંઠ પર્યન્ત વિસ્તરેલો હતો. અયત્ન વિન્યસ્ત કેશરાશિના આંતર ભાગ-માંથી તેનાં આકર્ણવિસ્તૃત બે લોચનો દિવારાત્રિ પ્રજ્વલિત રહ્યાં કરતાં હતાં અને તેની એ સ્થિરતમ દૃષ્ટિથી તેના મનોભાવની કોઇ પણ પ્રકારની સ્પષ્ટ કલ્પના કરી શકાતી નહોતી. વૈકુંઠનાથનાં નેત્રો સદૈવ સ્થિર રહેતાં હતાં અને અત્યારે તો તેનાં નેત્રોની એ સ્થિરતા સીમાને ઉલ્લંઘી ગઇ હતી. અત્યારે તેના સ્કંધપર એક ચાદર જોવામાં આવતી હતી કે જે તેના કટિભાગ પર્યન્ત લંબાયલી હતી; કટિ-ભાગમાં કેવળ લજ્જાની રક્ષામાટે તેણે એક જેવું તેવું ધોતિયું

વીંટાળી લીધું હતું અને તેના શરીરનો ગુલાબી રંગ જાણે ફૂટીને બહાર નીકળવાની તૈયારી કરી રહ્યો હોયની ! એવો તેના વસ્ત્રહીન શરીરને જોતાં પ્રત્યક્ષ ભાસ થતો હતો.

ઉપર જણાવ્યા પ્રમાણે વૈકુંઠનાથ કન્દર્પકુંડલા સમક્ષ આવીને ઊભો રહી ગયો: કન્દર્પકુંડલા વૈકુંઠનાથને જોતાં જ કંપવા લાગી અને રમાકાન્તે પણ વૈકુંઠનાથને જોયો: તથાપિ તેને જોવા છતાં કન્દર્પકુંડલા તથા રમાકાન્ત કાંઇ પણ બોલ્યાં નહિ. કેટલાક સમય પછી વૈકુંઠનાથ રમાકાન્તને સંબોધીને કહેવા લાગ્યો કે:—

" શ્રીમાન્ રમાકાન્તજી, આમાં આપનો કાંઇ પણ દોષ નથી કારણ કે, કન્દર્પકુંડલાની પ્રાપ્તિમાટે કોઇ પણ યુવક ગમે તેવું અશક્ય સાહસ કરવાને તૈયાર થાય એ સર્વથા સ્વાભાવિક છે. જે પુરુષને પરમાત્માએ હૃદય આપ્યું છે તે પુરુષ કન્દર્પકુંડલાના અલૌકિક લાવણ્યને જોઇને અવશ્ય ધર્મ તથા અધર્મના જ્ઞાનથી રહિત અને આત્મવિસ્મૃત થવો જ જોઇએ, એવો નિયમ હોવાથી અત્યારે મારી પણ એ જ અવસ્થા થયેલી છે. પ્રથમ આપપર હું ક્રોધાયમાન થયો હતો અને આપને મારી નાખવાની હું મારા મનમાં દૃઢ પ્રતિજ્ઞા કરી ચૂક્યો હતો: પરંતુ કાર્યક્ષેત્રમાં આવ્યા પછી મારી તે ભાવનાનું સર્વથા પરિવર્તન થઇ ગયું છે; કારણ કે, હું મારા પોતાના હૃદયની દશાથી આપના હૃદયની દશાને સારી રીતે જાણી શક્યો છું. એ પછી તેણે કન્દર્પકુંડલાને સંબોધીને કહેવા માંડયું કે: " કન્દર્પકુંડલા, એક વાર મારાં નેત્રો સમક્ષ પોતાના વદનચન્દ્રને સ્થિર કરીને ઊભી રહે એટલે હું તારા વદનદર્શનથી મારાં નેત્રોની સાર્થકતા કરી લઉં; કારણ કે, હું કેવળ તારા દર્શનની અભિલાષાથી જ અત્યારે આ સ્થાનમાં આવ્યો છું અને તેટલામાટે મને પાગ

ધારીને મારો ઉપહાસ કિંવા તિરસ્કાર ન કરીશ ! ”

કન્દર્પકુંડલાએ મરાલ પ્રમાણે પોતાની ગ્રીવાને વક્ર કરીને વૈકુંઠનાથના મુખમંડળમાં પોતાની દૃષ્ટિને સ્થિર કરી દીધી અને એ ક્ષણે જ કેટલાક અંતરપર એક નવીન ચિતા પ્રજ્વલિત થયેલી દેખાઈ. તે ચિતાની ગગનગામિની અગ્નિશિખાની જ્યોતિથી કન્દર્પ-કુંડલાનું મુખમંડળ ચણોઠી પ્રમાણે ચમકવા લાગ્યું અને ચિતાની નીલિમામિશ્રિત રક્ત જિવ્હાથી કન્દર્પકુંડલાના આરક્તિમ કપોલ-યુગ્મપર સૌન્દર્યદેવતા અનેક પ્રકારના ખેલો ખેલવા લાગી. વૈકુંઠ-નાથ નિર્નિમેષ નયનોવડે સૌન્દર્યદેવતાના તે ખેલોને જોવા લાગ્યો અને ત્યારપછી અચાનક તેના મુખમાંથી આ પ્રમાણેના વિલક્ષણ ઉદ્‌ગારો નીકળવા લાગ્યા:—

“ આહ ! હું મુઓ, હું મરી ગયો: આવું અલૌકિક રૂપ આ નેત્રોએ કદાપિ જોયું નથી અને ભવિષ્યમાં જોવાનાં પણ નથી ! કન્દર્પકુંડલા, મારા હૃદયમાં હવે જો કોઈ પણ ઇચ્છા અથવા વાસના હોય, તો તે એટલી જ વાસના છે કે તારા સૌન્દર્યની સમીક્ષા કરતો કરતો મારો આત્મા આ દેહરૂપ પિંજરને ત્યાગી જાય, મારી ચિતાના અગ્નિના પ્રતાપે તારૂં મુખમંડળ આવી જ રીતે ચમકી ઊઠે અને સમસ્ત સંસાર તેની સમીક્ષા કરતો રહે ! કન્દર્પકુંડલા, એક વાર મારા પ્રતિ દૃષ્ટિપાત કર અને જોઇ લે કે હું કેવો હતો અને અત્યારે કેવો થઇ ગયો છું ! કન્દર્પકુંડલા, તને નિહાળ્યા પછી મારા હૃદયમાં અન્ય કોઇ પણ વસ્તુને નિહાળવાની ઇચ્છાનો ઉદય નથી થતો અને તેથી હૃદયભંડારમાં કેવળ તારી સૌન્દર્યમૂર્તિને છુપાવી રાખીને એટલે કે હૃદયમાં તારા સ્વર્ગીય સૌન્દર્યની સ્મૃતિને અવિ-ચલ રાખીને મરી જવાની જ વારંવાર ઇચ્છા થયા કરે છે ! કન્દર્પ-

કુંડલા, મને તેં આવા અવતારમાં કેમ અને શામાટે ફેરવી નાખ્યો વારૂ ?..." એ જ વેળાએ અચાનક સંન્યાસીનું આગમન થતાં વૈકુંઠનાથ બોલતો અટકી ગયો અને ત્યાંથી પલાયન કરી જવાની ચેષ્ટા કરવા લાગ્યો; પરંતુ વૈકુંઠનાથને તેના હાથ ઝાલીને સંન્યાસીએ ત્યાં બેસાડ્યો એટલે બેઠા પછી વૈકુંઠનાથ કહેવા લાગ્યો કે: "અત્યારે મારૂં અહીં બેસવું સારૂં નથી; કારણ કે, આટલી વાર સુધી મેં કન્દર્પકુંડલાને આવા ભાવથી જોઇ નથી. હું જાઉં છું: મને ક્ષમા કરો !" આ શબ્દો ઉચ્ચારીને વૈકુંઠનાથ જ્યાં બેઠો હતો ત્યાંથી વળી પાછો ઊઠીને ઊભો થઇ ગયો; પરંતુ સંન્યાસીએ તેને બીજી વાર બેસાડીને કહ્યું કે: "જો કન્દર્પકુંડલાને જોવાની જ તમારી ઇચ્છા હોય તો એને સારી રીતે જોઇ લ્યો અને તમારી ઇચ્છાને કોઇ પણ પ્રકારના સંકોચ વિના પૂર્ણ કરો." એના ઉત્તરમાં વૈકુંઠનાથે હસીને કહેવા માંડયું કે: "સંન્યાસી મહારાજ, કન્દર્પકુંડલાને જોતાં રહેવાથી એને જોવાની વાસના પ્રતિક્ષણ ઘટવાનો નહિ, કિન્તુ અધિકાધિક વધવાનો જ સંભવ હોવાથી, આપ એ નિશ્ચયપૂર્વક માની લેજો કે, કન્દર્પકુંડલાને સારી રીતે જોઇ લેવાનું કાર્ય આ જન્મમાં તો કદાપિ સિદ્ધ કિંવા સમાપ્ત થઇ શકે તેમ નથી." આ ઉદ્‌ગારો કાઢીને વૈકુંઠનાથ ત્યાંથી ચાલતો થઇ ગયો.

વૈકુંઠનાથની આવી દશાના દર્શનથી કન્દર્પકુંડલાના હૃદયમાં એક પ્રકારનો તીવ્ર પશ્ચાત્તાપ થવા લાગ્યો અને તેના એ પશ્ચાત્તાપની ઘટના રમાકાન્તના જાણવામાં આવી એટલે તે કન્દર્પકુંડલાને કિંચિત્ ઘૃણાયુક્ત ભાવથી નિહાળવા લાગ્યો.



# પ્રકરણ ૧૩ મું

## હૃદયભંગનો આરંભ

પ્રણય પારસમણિ ગનાય છે અને તેથી જે વસ્તુને તેનો સ્પર્શ થાય છે તે સુવર્ણના સ્વરૂપમાં પરિણત થઇ જાય છે. પ્રણયમાં પાત્રાપાત્ર, ધર્માધર્મ તથા પાપપુણ્ય આદિનો વિચાર હોતો જ નથી. પ્રકૃત પ્રણય અપાત્રના વિચારને હૃદયમાં સ્થાન નથી આપતો, અધર્મને નથી ઓળખતો અને પાપને નથી માનતો. વૈકુંઠનાથ જેવો વિલાસી પુરુષ પણ પ્રણયના વેગથી ત્યાગી ભાવિક થઇ ગયો હતો; કન્દર્પકુંડલા જેવી વેશ્યાપુત્રી પણ પ્રણયના પ્રભાવથી કુલનારી સમાન સંયતા થઇ ગઇ હતી અને ચરિત્રાભિમાની રમાકાન્ત પણ પ્રેમના પંથમાં અગ્રેસર થઇને વૈરાગ્યના સંદેશને સાંભળવા યોગ્ય થઇ ગયો હતો. ક્ષુદ્ર માનવહૃદયનો ભાવપ્રવાહ એક વાર બંધને તોડીને બહિર્ગત થઇ જાય છે એટલે પછી પતિતપાવની સુરસરિતા ગંગા પ્રમાણે પોતાનાં શત મુખોને પ્રસારીને ભાવમય ભગવાનના અનન્ત ભવસાગરમાં મળી જવામાટે ઉત્સુક થયેલો દેખાય છે. તે સમયે અનન્તના સ્પર્શથી સર્વ અનન્તમાં પરિણત થાય છે. ત્યારે શું રમાકાન્તનું ભાગ્ય એવા પ્રકારનું હતું ?

પ્રણય ગંગાસ્રોત હોવાથી સમુદ્રસંમેલનના સ્થાનમાં તે શતમુખવડે વિસ્તીર્ણ થવો જ જોઇએ. રમાકાન્તના પ્રણયવેગમાં ત્રિવેણીની ત્રિધારા છુપાયલી હતીઃ—ગંગારૂપ માતૃભકિત, સરસ્વતી સ્વરૂપ શૈશવસ્મૃતિની સૂક્ષ્મ ધારાયુકત પિતૃભક્તિ અને ધીર, સ્થિર તથા અતિ ગંભીર યમુનાસ્વરૂપ નાયિકાપ્રેમ મહાસાગરની

દિશામાં ધાવમાન થયેલાં દેખાતાં હતાં. વૈકુંઠનાથ સમાન મનંમાતંગ એ પ્રવાહના મુખમાં ડૂબી ગયો હતો; નર્મદા જેવી માયાવિની એ સ્નેહસ્રોતમાં પડીને ગળી ગઇ હતી અને અનુરાગપ્રફુલ્લા કંદર્પ-કુંડલા સદ્યઃસ્નાતા જલદેવી સમાન દિવ્ય જ્યોતિનું દર્શન કરાવતી ઊર્મિમાલાની સપાટીપર હીલતી, ડોલતી અને તરતી દેખાતી હતી.

રમાકાન્ત પ્રેમધારામાં પડેલો હોવાથી પ્રેમની વેદનાને અનુભવી શકતો હતો અને એ કારણથી જ વૈકુંઠનાથના ઉન્માદભાવને જોઇને તથા તેના હૃદયમાંના કષ્ટના વિચાર કરીને તે અતિશય વ્યાકુલ થયો હતો. તે કેટલાક સમય પર્યન્ત મનમાં જ રોયો હતો અને કન્દર્પકુંડલાને તેણે વૈકુંઠનાથને કરુણાપૂર્ણ દૃષ્ટિથી નિહાળવાની સૂચના આપી હતી. પ્રગાઢ પ્રેમના યોગે રમાકાન્ત સમજી શક્યો હતો કે પ્રેમનું જો કોઈ મૂલ્ય હોય તો તે પ્રેમ જ છે; અર્થાત્ વ્યક્તિવિશેષ કિંવા રૂપવિશેષ પ્રેમનું મૂલ્ય નથી. યદ્યપિ અમર્ત્ય અને અશરીરી પ્રેમ પ્રથમ મર્ત્યમાંજ કાંઇક આશ્રય પામીને વિકસિત થાય છે; તથાપિ જે વેળાયે સૂર્યનાં કિરણો પ્રમાણે તે સર્વત્ર પોતાના અધિકારને વિસ્તારી દે છે તે વેળાયે પાત્રનો વિચાર પણ નથી રહેતો અને રૂપનો વિચાર પણ નથી રહેતો એટલે કે મર્ત્ય અમર્ત્ય થઈ જાય છે. પ્રથમ આકાશમાં સૂર્યનો પ્રકાશ રંગીન મેઘના રૂપમાં જ દૃષ્ટિગોચર થાય છે; પરંતુ અલ્પ સમય પશ્ચાત્ જ્યારે સ્વયં ભગવાન્ સૂર્યનારાયણનો આકાશમંડળમાં ઉદય થાય છે ત્યારે તે રંગીન મેઘ સર્વથા અદૃશ્ય થઇ જાય છે. રમાકાન્તની રંગીન મેઘમાલા કન્દર્પકુંડલા હતી, કિન્તુ અત્યારે રમાકાન્તનો અનન્ત પ્રણયસૂર્ય આકાશમાં ઉદિત થયો હતો અને તે કારણથી કન્દર્પકુંડલારૂપ રંગીન મેઘમાલા હવે દૃષ્ટિગોચર થતી નહોતી. કન્દર્પકુંડલામાં રમાકાન્તના મર્મને

સમજવાનું અને રમાકાન્તના સંભાષણગત ભાવોને હૃદયમાં ધારી લેવાનું સામર્થ્ય નહોતું એટલે તે પોતાના મનમાં વિચાર કરવા લાગી કેઃ—

“ મારા પ્રતિ રમાકાન્તનો પ્રણય જેટલા વેગથી અત્યાર સુધી વહન કરી રહ્યો હતો તે વેગમાં કાંઇક ન્યૂનતા થઈ હોય એમ પ્રત્યક્ષ દેખાઈ આવે છે. એ પ્રણયવેગમાં ન્યૂનતા થવાનું કારણ એ છે કે રમાકાન્તને કોઇ પણ પ્રકારના પરિશ્રમ વિના જ મારી પ્રાપ્તિ થયેલી છે અને તેમણે પોતાની રૂપભોગ વિષયક સર્વ આકાંક્ષાઓને પૂરી કરી લીધી છે! અર્થાત્ મારી અપૂર્વતા તથા નૂતનતાના રહસ્યને તેઓ સમજી શકયા નથી અને ભવિષ્યમાં સમજી શકશે કે નહિ એ પણ શંકાસ્પદ છે ! ”

આવા પ્રકારના વિચારપ્રવાહમાં તણાતાં અભિમાનિની કન્દર્પ-કુંડલાનું મુખ અભિમાનના યોગે રક્તવર્ણ થઇ ગયું; તથાપિ તેણે પોતાના મુખથી પોતાના હૃદયનો એ ભાવ કોઇને પણ ન જણાવ્યો તેમ જ રોવાથી તેના કલ્યાણનો સંભવ હોવા છતાં તે રોઈ પણ નહિ. સારાંશ કે, કન્દર્પકુંડલાએ પોતાના હૃદયની જ્વાળાને અતિશય પ્રયત્ન પૂર્વક પોતાના હૃદયમાં જ શમાવી દીધી.

વૈકુંઠનાથ ચીલની પેઠે કન્દર્પકુંડલાની આસપાસ ભ્રમણ કર્યા કરતો હતો અને તેનાથી કદાપિ દૂર થતો જ નહોતો. જ્યારે કન્દર્પ-કુંડલા એકલી તેની દૃષ્ટિએ પડતી હતી તે વેળાયે તે તેને સારી રીતે જોઇ લેતો હતો અને પોતાના હૃદયની એકાદ વાર્તા જણાવી દેતો હતો. વૈકુંઠનાથના ઉન્માદભાવને જોઇને સર્વ તેના પ્રતિ ધ્યાન રાખતાં હતાં, પરંતુ તેની ગતિને કોઈ પણ રોકી શકતું નહોતું. અર્થાત્ જ્યારે પણ પોતાની ઇચ્છા થાય ત્યારે વૈકુંઠનાથ આવીને

કન્દર્પકુંડલાના દર્શનથી પોતાનાં નેત્રોની સાર્થકતા કરી લેતો હતો. હવે કન્દર્પકુંડલા વૈકુંઠનાથના સાક્ષાત્કારથી ઉપવાત થતી નહોતી; કિન્તુ તેની આવી અવસ્થાને જોઇને કોઈ કોઇ વાર તેનાં નેત્રોમાંથી સ્વાભાવિક જ અશ્રુના પાંચ દશ બિન્દુઓ ખરી પડતા હતા. એક બાજૂ કન્દર્પકુંડલાના હૃદયમાં આ સમવેદનાની સૂચના થયા કરતી હતી અને બીજી બાજૂ રમાકાન્ત વિષયક અભિમાનનો અધિકાર વ્યાપતો જતો હતો; અર્થાત્ એ હૃદય તથા મસ્તિષ્કના આઘાતપ્રત્યાઘાતનું શું પરિણામ આવશે એની તેનાથી કશી પણ કલ્પના કરી શકાતી નહોતી.

આજકાલ રમાકાન્ત સ્વામીજી પાસે બેસીને અષ્ટપ્રહર શાસ્ત્રચર્ચા કર્યા કરતો હતો: બાલ્યકાળથી રમાકાન્ત વિદ્યાવ્યાસંગી હોવાથી તેને જો એક પ્રકારે ગ્રંથકીટના નામથી ઓળખવામાં આવે, તો તેથી અતિશયોક્તિ થવાનો લેશ માત્ર પણ સંભવ નથી. વચ્ચે કન્દર્પકુંડલાના પ્રેમે તેને આત્મજ્ઞાનહીન કરી નાખ્યો હતો; પરંતુ અત્યારે તેનો એ ઉદ્દામ ભાવ સંયત થયેલો હોવાથી તેણે પુનઃ પોતાના ધ્યાનને વિદ્યા તથા જ્ઞાનના ઉપાર્જનમાં પરોવી દીધું હતું. સંગના ગુણથી રમાકાન્તની એ અધ્યયનરતિ દર્શનશાસ્ત્ર આદિના પરિશીલનમાં પ્રવૃત્ત થઇ હતી. રમાકાન્ત સમસ્ત દિવસ સંન્યાસી સમક્ષ બેસીને તેને બ્રહ્મજ્ઞાન વિષયક પ્રશ્નો પૂછ્યા કરતો હતો અને સંધ્યા સમયે અવસર મળતાં કોઇ વાર કન્દર્પકુંડલાની હડપચીને અંગુલીમાં ગ્રહીને તેનો આદર કરતો હતો, તો કોઈ વાર તેના વેણીબદ્ધ કેશકલાપને મુક્ત કરીને મધુર કલહની સૃષ્ટિને નિર્માણ કરતો દેખાતો હતો; કિન્તુ અભિમાનિની કન્દર્પકુંડલા તો પોતાના મનમાં એમ જ માનતી હતી કેઃ " આ મારૂં સૌભાગ્ય નથી અને રમાકાન્ત મારા સૌભાગ્યના

આદરનો જે ભાવ દર્શાવે છે તે કેવળ લોચનલજ્જાથી જ દર્શાવે છે: અર્થાત્ મારામાં હવે રમાકાન્તનો પૂર્વવત્ પ્રેમ નથી અને તેમના કેવળ ઔપચારિક અનુરાગથી મારા પ્રેમપિપાસુ હૃદયની પિપાસાનું નિવારણ સર્વથા અશક્ય છે!"

સંન્યાસી આ સર્વ ઘટનાઓના પારસ્પર્યનું સૂક્ષ્મ દૃષ્ટિથી નિરીક્ષણ કર્યા કરતો હતો. તે કોઇની સાથે કોઇ પણ પ્રકારનો વાર્તાલાપ કરતો નહોતો. કેવળ રમાકાન્તને પાઠ આપતો હતો, તેના પાઠને સાંભળતો હતો અને જ્યારે પણ અવસર મળે ત્યારે પંચક્રોશી કાશીની પ્રદક્ષિણા કરી આવતો હતો.

આજે અમાવાસ્યાની રાત્રિ હતી. સંન્યાસી નર્મદાને સાથે લઇને દુર્ગા માતાનાં દર્શન કરવા ગયો હતો, રમાકાન્ત માનમન્દિરમાં ઉપર એક પંડિત સાથે જ્યોતિઃશાસ્ત્રની આલોચનામાં નિમગ્ન થયો હતો અને કન્દર્પકુંડલા ગૃહમાં એકલી જ હતી. આવા પ્રસંગે વૈકુંઠનાથ અચાનક આવીને ઉપસ્થિત થયો અને કન્દર્પકુંડલાને ગૃહમાં એકલી એકાટ જોઇને હસતો હસતો કહેવા લાગ્યો કે:—

"કન્દર્પકુંડલા, આજે મારા મહાભાગ્યથી તું ગૃહમાં એકલી મને મળી આવી છે. માનમન્દિરમાં આ છતની ઉપર રમાકાન્ત એક પંડિત સાથે કોણ જાણે કાંઇક કેવોય બકવાદ કરી રહ્યા છે અને તેથી મને અત્યારે તારા દર્શનનો તથા તને બે ચાર વાતો કહેવાનો આ અલભ્ય અવસર મળી ગયો છે. કૃપા કરીને તું મારી બે ચાર વાતો સાંભળીશ ખરી કે? આટલી ઉદારતા દર્શાવીશ ખરી કે?"

"અત્યારે આવા પ્રસંગે આપ મારી પાસે આવ્યા એ આપે સારૂં ન કર્યું; કારણ કે, હવે હું સ્વતંત્ર નથી; કિન્તુ

અન્ય પુરુષની પત્ની હોવાથી પરતંત્ર છું, પરાધીન છું. આપ મારા રૂપમાં મુગ્ધ છો અને મારામાં આસક્ત છો એ ઘટનાને મારા પતિ સારી રીતે જાણે છે અને તેથી આપનું આગમન મારામાટે કેટલી સીમા પર્યન્ત ભયંકર થવાનો સંભવ છે એનો આપ પોતે જ વિચાર કરી લેશો એવી આપનાં ચરણોમાં મારી પ્રાર્થના છે. મારા માર્ગમાંથી કૃપા કરીને હટી જાઓ અને મને ગૃહમાંથી બહાર નીકળી જવા દો." કન્દર્પકુંડલાએ વિનય તથા નિરાશાના મિશ્રભાવથી આ શબ્દો ઉચ્ચાર્યા.

વૈકુંઠનાથ ઓરડાના દરવાજાના બે બાજૂના ચોકડાપર પોતાના હસ્તોને પ્રસારીને ઊભો હતો. કન્દર્પકુંડલાના ઉપર્યુક્ત શબ્દો પ્રતિ લક્ષ ન આપીને તે કહેવા લાગ્યો કે: "કન્દર્પકુંડલા, મને તેં પાગલ બનાવી દીધો છે અને હવે આ પાગલતાથી જ હું સુખી છું. પરંતુ જો મને તું મારા મૃત્યુનો સરળ માર્ગ બતાવી દઇશ, તો હું અત્યારે છું તેથી પણ અધિક સુખી થઇશ એવો મારો દૃઢ નિશ્ચય છે. તું ભયભીત થઇશ નહિ; હું તારા પવિત્ર દેહને કદાપિ હસ્તસ્પર્શ કરવાનો નથી; કારણ કે, તારો દેહ પ્રકાશમય તથા તેજોમય દેહ હોવાથી તારા દેહને હસ્તસ્પર્શ કરતાં મારો હસ્ત બળીને ભસ્મીભૂત થઇ જશે. હું પોતે પણ બળી જઈશ અને જો તેમ થશે, તો તારા મુખચન્દ્રને જોવાનો આનન્દ મને કદાપિ નહિ જ મળી શકે! એક વાર મેં એવો નિશ્ચય કર્યો હતો કે રમાકાન્તની હત્યા કરીને હું તને મારી પ્રાણેશ્વરી કરી લઇશ; પરંતુ તે તારા પ્રેમનું પાત્ર હોવાથી એટલે કે મારા પ્રેમપાત્રનો પ્રેમી હોવાથી હવે મારાથી તેનાપર હાથ ચલાવી શકાય તેમ નથી. કન્દર્પકુંડલા, એક વાર પાછી બોલ એટલે તારી સુધાસિંચિતા વાણીના શ્રવણથી મારાં શ્રવણો પવિત્ર થાય

અને તારી મુખભંગીના દર્શનથી મારાં નેત્રોની સાર્થકતા થઇ જાય ! ! "

" ત્યારે શું આપ ખરેખર જ પાગલ થઇ ગયા છો ? " કન્દર્પકુંડલાએ સંશયદર્શક ભાવથી પૂછ્યું.

" પાગલ ! શું મારી અત્યારે જેવી દશા છે તેવી જેની દશા થયેલી હોય તેને જ પાગલ કહેવામાં આવે છે ? મારાં માતુશ્રી આવ્યાં છે, મારાં માસી આવ્યાં છે અને મારી ગૃહલક્ષ્મી પણ આવેલી છે; તેઓ મારી આ પાગલતાને નિવારવામાટે અને મને યથાર્થ મનુષ્ય બનાવવામાટે જ આવ્યાં છે ! પાગલ ! હા, હું ખરેખરો પાગલ થઈ ગયો છું, એ સત્ય છે; પરંતુ મને એ પાગલતામાં જ પરમસુખનો સાક્ષાત્કાર થાય છે. અત્યારે મારા મનમાં એમ જ થયા કરે છે કે જો મારૂં સમસ્ત શરીર નેત્રરૂપ હોત, તે નેત્રમાં પલક ન હોત અને તેમાં જળ ન ભરાઈ આવત, તો હું તે નેત્રને તારા રૂપમાં ઊંડાં ઊતારીને તારા રૂપનું નિરીક્ષણ કર્યા કરત અને નેત્રદ્વારા તારા રૂપામૃતનું પાન કરીને હું પોતે પણ અમૃત થઈ જાત ! કન્દર્પકુંડલા, એકવાર મારા પ્રતિ દૃષ્ટિપાત કર અને મને મારી રૂપનિરીક્ષણ વિષયક લાલસાને તૃપ્ત કરી લેવા દે ! " વૈકુંઠનાથે પોતાની પ્રેમપાગલતાનો આ ઉદ્‌ગારોથી પૂર્ણ પરિચય કરાવી દીધો.

" આપ આ પાગલતાને ત્યાગી દ્યો; કારણકે, આ પાગલતાને વશ થવાથી આપનાં ધન તથા જીવન આદિ સર્વથા નષ્ટ થઇ જશે. " કન્દર્પકુંડલાએ ઉપદેશ આપ્યો.

" કન્દર્પકુંડલા, કેવળ તારા પ્રણયની ભાવના વિના હવે મારી પાસે બીજું રહ્યું જ શું છે વારૂ ? તારા અસ્તિત્વ વિના મારા અધમ પ્રાણોને આ શરીરમાં મારાથી જેમ સુરક્ષિત રાખી શકાય તેમ નથી

તેમ જ મારા અસ્તિત્વના લોપ સાથે તારા અસ્તિત્વનો પણ અવશ્ય લોપ થઈ જવાનો છે, એમ મારી મનોદેવતા મને વારંવાર કહ્યા કરે છે. વારુ, કન્દર્પકુંડલા, હું તો જાણે કફનને માથાપર લપેટીને મરી જવામાટે તૈયાર થઇ રહ્યો છું, તો તું પણ મારી સાથે જ મરીશ ખરી કે ? તને મરી જતાં આવડે છે ખરું કે ? જો તને મરી જતાં આવડતું હોય અને જો તું મરી જવાની કળાને જાણતી હોય, તો આવ મારી સાથે એટલે આપણે બન્ને આ પતિતોદ્ધારિણી ગંગાના પ્રવાહમાં પડીને ડૂબી મરીએ ! મારી પેઠે કોઇ મરી શકે તેમ પણ નથી અને મરી જવાની કળાનો મારા જેવો કોઇ અન્ય જ્ઞાતા પણ આ વિશાળ સંસારમાં મળી શકે તેમ નથી. ચાલ ત્યારે આપણે સત્વર મરી જઇએ અને આ સંસારને સદાને માટે ત્યાગી દઇએ ! રમાકાન્ત પંડિત થશે કે સંન્યાસી થશે અને હું તને મારી સાથે લઈને આનન્દથી મરી જઈશ ! હવે તો હું અને તું બન્ને મરી જઇએ એ જ આપણામાટે શ્રેયસ્કર છે. તે દિવસે સ્મશાનમાં જે ઘટના ઘટી હતી તેનું તો સ્મરણ છે ખરું કે ? હવે સંસારને તારી પણ આવશ્યક્તા નથી અને મારી પણ અગત્ય નથી; અર્થાત્ સંસાર આપણને સાદર દૃષ્ટિથી નથી જોતો અને તેટલામાટે આપણે ગંગામાં ડૂબીને મરી જઇએ એમાં જ આપણું શાશ્વત કલ્યાણ છે ! ! ”

આ દીર્ઘ ભાષણ કરીને વૈકુંઠનાથ અત્યન્ત તીવ્ર વેગપૂર્વક ત્યાંથી પલાયન કરી ગયો અને કન્દર્પકુંડલા જ્યાં બેઠી હતી ત્યાં જ મૌનનું અવલંબન કરીને ચિન્તામગ્ન અવસ્થામાં બેસી રહી. તેના હૃદયમાં હવે એવો દૃઢ નિશ્ચય થઇ ગયો કે: “ મારા પ્રિયતમ રમાકાન્તનો હવે મારામાં પૂર્વવત્ પ્રેમ તો નથી જ રહ્યો !” કિન્તુ કન્દર્પકુંડલાનો રમાકાન્તમાં જે પ્રેમ હતો તે તો અવિચલ અને અખંડ જ રહ્યો

હતો. તમાલતરુને જેવી રીતે કંચની લતા દિવારાત્રિ લપટાયલી જ રહે છે તેવી રીતે કન્દર્પકુંડલા રમાકાન્ત સાથે સંલગ્ન રહેવા ઇચ્છતી હતી; પરંતુ હવે તેને રમાકાન્ત સાથે લપટાયલી રહેવાનો અવસર મળી શકતો નહોતો. કન્દર્પકુંડલા પોતાના પ્રેમના તથા પોતાના હૃદયના દાનથી રમાકાન્તને કેવળ પોતાનો જ કરી લેવા ઇચ્છતી હતી; પરંતુ હવે રમાકાન્ત તેનો જ ઉપાસક થઇ રહે એવું એક પણ ચિન્હ દૃષ્ટિગોચર થતું નહોતું આ કારણથી જ કન્દર્પકુંડલાનો એવો નિશ્ચય થયો હતો કે: "હવે રમાકાન્તનો મારામાં પૂર્વવત્ પ્રેમ કિંવા અનુરાગ રહ્યો નથી." કન્દર્પકુંડલા કુલીન કન્યા થવા ઇચ્છતી હતી અને કુલાંગનાના પવિત્ર આસનપર પ્રતિષ્ઠિતા થવા ઇચ્છતી હતી; કિન્તુ કુલકન્યાઓના શાન્ત તથા સંયત ભાવનો તેમ જ કુલીન કન્યાઓની નિઃસીમ સહનશીલતા કિંવા સહિષ્ણુતાનો તેનામાં સર્વથા અભાવ હતો. કન્દર્પકુંડલાએ પુસ્તકોમાં વાંચ્યું હતું અને સમાજમાં જોયું હતું કે કુલાંગનાઓનો અતિશય આદર હોય છે અર્થાત્ સમાજમાં આદરપાત્ર થવામાટે જ તે રમાકાન્તની ધર્મપત્ની થવા ઇચ્છતી હતી અને અત્યારે વારાણસી ક્ષેત્રમાં રમાકાન્ત સાથે તેની પત્ની તરીકે જ રહેતી હતી; પરંતુ અત્યારે કન્દર્પકુંડલાનું યૌવન વર્ષાઋતુના શ્રાવણ તથા ભાદ્રપદ માસની કૂલંકષા ગંગા સમાન વેગવતી સરિતા હતી, તરંગિણી હતી અને રમાકાન્ત શાંત સંયત તથા સુશિક્ષિત યુવક હતો. અર્થાત્ કન્દર્પકુંડલાની યૌવનકૂલકંષાના પ્રખર વેગમાં તે પોતાને સ્થિર રાખી શકશે કે કેમ એ જો કે સંશયાસ્પદ દેખાતું હતું; તથાપિ એટલું તો સત્ય કે શુભ શિક્ષાના પ્રભાવથી રમાકાન્તની અભદ્ર પ્રવૃત્તિઓ બહુ અંશે લુપ્તપ્રાય થઇ ગઇ હતી. રમાકાન્ત કેવળ આભ્યન્તર પ્રેમની પ્રાપ્તિથી જ પોતાને કૃતાર્થ માનતો હતો, એટલે કે,

"કન્દર્પકુંડલાનો મારામાં આભ્યન્તર પ્રેમ છે અને તે પ્રેમમાં કદાપિ ન્યૂનતા થવાની નથી;" એવી માન્યતાથી સર્વથા નિશ્ચિન્ત થઈને સંન્યાસી સમક્ષ રહીને શાસ્ત્રાલોચનામાં પોતાનો વિશેષ સમય વીતાડતો હતો. કન્દર્પકુંડલા 'સાપે ગળી છછુંદરી, ખાય તો મરે અને મૂકે તો અંધ થાય!' એ કિંવદન્તીના સાક્ષાત્ ઉદાહરણરૂપ થઈ ગઈ હતી.

અસ્તુઃ વૈકુંઠનાથના ભીષણ ચરણધ્વનિને સાંભળીને રમાકાન્ત ઉપરથી ઊતરીને પોતાના ઓરડામાં આવ્યો અને જોયું તો ત્યાં કન્દર્પકુંડલા એકલી જ બેઠી હતી. તેણે ગભરાઈને તત્કાળ પૂછ્યું કેઃ "કન્દર્પકુંડલા, જે પદધ્વનિ મારા સાંભળવામાં આવ્યો તે કોનો હતો વારૂ? અહીં હમણાં કોણ આવ્યું હતું?"

"વૈકુંઠનાથ આવ્યો હતો અને તે પોતાની પાગલતાનો પરિચય કરાવતો કેટલીક વાર સુધી અહીં ઊભો રહ્યો હતો. તે અહીંથી એકદમ જીવ લઈને નાઠો એટલે તેનો પદધ્વનિ આપના સાંભળવામાં આવ્યો હશે." કન્દર્પકુંડલાએ અક્ષરશઃ સત્ય કથા સંભળાવી.

"ત્યારે એ સમાચાર મને વેળાસર તેં કેમ ન પહોંચાડ્યા? પાગલ મનુષ્ય સમક્ષ એકલાં બેસી રહેવું, એ શું સારૂં કહેવાય?" રમાકાન્તે કિંચિત્ સાશંક ભાવથી આ પ્રશ્નો પૂછ્યા.

"પરંતુ વૈકુંઠનાથ શું કહી ગયો છે તે આપ જાણો છો ખરા કે? તે કહી ગયો છે કેઃ 'સંસાર તને અને મને ઉભયને આદરની દૃષ્ટિથી નથી જોતો એટલામાટે ચાલો આપણે ગંગામાં ડૂબીને મરી જઈએ!' વળી તેણે એમ પણ કહ્યું કેઃ 'રમાકાન્ત સંન્યાસી થવાના છે એટલામાટે તેઓ અષ્ટપ્રહર શાસ્ત્રાવલોકન કર્યા કરે છેઃ અર્થાત્ તેઓ સંન્યાસી થશે અને તને ત્યાગી જશે

એટલે મૃત્યુ જ આપણા કલ્યાણનો માર્ગ છે ! ' તેના આ ઉદ્દગારોને સાંભળ્યા પછી મારી પણ એજ ઇચ્છા થયા કરે છે કે હું મરી જાઉં એ જ મારામાટે શ્રેયસ્કર છે ! આપનો શો અભિપ્રાય છે ? હું મરી જાઉં કે નહિ ? " કન્દર્પકુંડલાએ વિલક્ષણ ભાવભંગીથી આ વચનો ઉચ્ચાર્યાં.

" તું મરીશ ? ગાંડી, આવી વાતો તે કરાતી હશે ! " આ શબ્દો ઉચ્ચારીને રમાકાન્તે કન્દર્પકુંડલાના કપોલોને ચુંબન-વડે આર્દ્ર કરી દીધા. કન્દર્પકુંડલા કેટલાક સમયનેમાટે મૃત્યુવશ થવાની ભાવનાને ભૂલી ગઇ.

## પ્રકરણ ૧૪ મું

### શબ્દબાણ

આવતી કાલે ગંગાપૂજાનો દિવસ એટલે કે ગંગા દશમી હોવાથી અને કાશીમાં ગંગા દશમીને દિવસે મોટી ધામધૂમથી ગંગાપૂજાનો વિધિ થતો હોવાથી રમાકાન્ત, કન્દર્પકુંડલા, નર્મદા તથા સંન્યાસી મહારાજ એ ચારે વ્યક્તિઓએ ગંગાજીની પૂજા કર્યા પછી બજરા અથવા નૌકામાં આરોહણ કરીને કાશી ક્ષેત્રમાંનાં સર્વ તીર્થોનાં દર્શન કરી આવવાનો નિશ્ચય કર્યો હતો. કન્દર્પકુંડલા બાલ્યકાળથી જ મેળા, ઉત્સવો, પૂજાવિધિઓ તથા સમારોહોને જોવાથી અત્યંત પ્રસન્ન થતી હતી એટલામાટે એ ગંગાપૂજાના ઉત્સવમાં જવાની પણ તેની તીવ્ર ઇચ્છા હોવાથી રમાકાન્તે તેની એ ઇચ્છાને પૂર્ણ કરવાની પ્રતિજ્ઞા કરી લીધી હતી. આવતી કાલે ગંગા-પૂજાના ઉત્સવમાં જવાનો નિશ્ચય થતાં કન્દર્પકુંડલાની પ્રસન્નતાનો અવધિ થયો હતો. રમાકાન્ત કન્દર્પકુંડલામાં જો કે અગાધ અનુરાગ રાખતો

હતો; તથાપિ તેનો પ્રેમ કન્દર્પકુંડલા તેની પાસેથી જેવા પ્રકારના પ્રેમને મેળવવાની આશા રાખતી હતી તેવા પ્રકારનો નહોતો; કારણ કે, સંન્યાસીની સંગતિ તથા શાસ્ત્રચર્ચાથી રમાકાન્તના તે પ્રેમે કાંઈક વધારે પડતા સૂક્ષ્મ ભાવને ધારણ કરી લીધો હતો. કન્દર્પકુંડલાના દેહમાં જેવું સુન્દરીસૌન્દર્ય પૂર્ણ રૂપથી પ્રસ્ફુરિત થયું હતું તેવા જ તેના ચિત્તમાં રમણીપ્રેમનો પણ પૂર્ણ વિકાસ થયો હતો. તે રૂપ તથા તે પ્રેમનો સંપૂર્ણ ઉપભોગ કરવામાટે રમાકાન્તે જેવો વ્યવહાર કરવો જોઈતો તો તેવો વ્યવહાર તે શાસ્ત્રાધ્યયનના તીવ્ર પ્રભાવના યોગે કરી શકતો નહોતો અને એ કારણથી જ એક દિવસ એ સ્નેહશૃંખલા તૂટી જવાની અણીપર આવી લાગી હતી. રમાકાન્તે એક ચુંબનનો ટાંકો મારીને તે સ્નેહશૃંખલાની તૂટેલી કડીને પાછી જોડી દીધી હતી અને તે દિવસથી રમાકાન્ત કન્દર્પકુંડલા સાથેના પ્રેમવ્યવહારમાં કાંઈક સાવધાન રહેવા લાગ્યો હતો. અર્થાત્ તે જેના યોગે કોઈ ભેદનો પ્રકાશ ન થઈ જાય તેવા પ્રકારનો જ વ્યવહાર કરતો હતો. આથી નિદાન એટલું તો તત્કાળ જણાઈ આવતું હતું કે રમાકાન્ત તથા કન્દર્પકુંડલા ઉભયના હૃદયની સરળતામાં ત્રુટિ તો અવશ્ય થઈ હતી. રમાકાન્ત ભયના કારણથી હૃદયને મુક્ત કરીને કોઈ પણ વાર્ત્તા જણાવતો નહોતો અને કન્દર્પકુંડલા અભિમાનના યોગે મનના ક્ષોભને મનમાં જ દબાવી દેતી હતી. રમાકાન્ત તથા કન્દર્પકુંડલાની આવી અવસ્થા હતી અને વૈકુંઠનાથ વચ્ચે વચ્ચે કોણ જાણે અચાનક ક્યાંથી આવી લાગીને જેવી રીતે જ્વાલામુખી પર્વત પોતાના ઉદરમાંથી અનેક પ્રકારના પ્રજ્વલિત ધાતુઓ, લાવા તથા પાષાણોને ધારારૂપે બહિર્ગત કરતો રહે છે તેવી જ રીતે કન્દર્પકુંડલાનાં કર્ણોમાં અપૂર્વ પ્રેમ તથા અદ્ભુત

આકાંક્ષાપૂર્ણ વચનોની અત્યન્ત ઉષ્ણ તથા તપ્ત ધારાને વહાવી જતો હતો. કન્દર્પકુંડલાના અવતારમાં કાંઇક એવું વિલક્ષણ પરિવર્તન થઇ ગયું હતું કે તેના યોગે તે વિહ્વલતા તથા વિમૂઢ ભાવ સહિત પોતાનાં અશ્રુસિકત નયનોવડે કોઇ વસ્તુને જોયા કરતી હતી; પરંતુ તેનાં મુખમંડળ તથા નયનોને જોઇને એ કળી શકાતું નહોતું કે તે શું જોતી હતી અને શું નહિ.

અસ્તુઃ રમાકાન્ત ભોજનકાર્યથી નિવૃત્ત થઇને પોતાના શયનાગારમાં બેસી તાંબૂલભક્ષણ કરતો હતો અને એક જીર્ણ ગ્રંથનાં પૃષ્ઠોને ફેરવી રહ્યો હતો. રાત્રિનો સમય હોવાથી કન્દર્પકુંડલા જ્યારે દીપકની વાટ મંદ પડી જતી હતી ત્યારે મોગરાને ખેરવી નાખીને પ્રકાશને તીવ્ર કરી દેતી હતી. ઉભયમાંથી કોઇ કાંઇ પણ બોલતું નહોતું. એવી રીતે કેટલોક સમય વીતી જવા પછી કન્દર્પકુંડલા મોગરાને ખેરવી પોતાની આંગળીઓને દીવાલથી લૂછી નાખીને રમાકાન્તના પુસ્તકના વેષ્ટનને ખેંચતી કહેવા લાગી કે:—

"શું, ગ્રંથાવલોકન જ આપનું સર્વથી મુખ્ય કાર્ય છે? અષ્ટ પ્રહરમાં મારા પ્રતિ આપ એક વાર પણ દૃષ્ટિપાત નથી જ કરવાના કે શું? સમસ્ત દિવસ તો આપ ગ્રંથાવલોકનમાં જ વીતાડો છો અને મારી સાથે બે ઘડી વાર્તાલાપ કરવાનો અવકાશ આપને મળી શકતો નથી; પરંતુ રાત્રિના સમયમાં પણ ગ્રંથનું જ અવલોકન કર્યા કરશો કે શું? શું, મારાથી પણ આપની આ પુસ્તિકા વિશેષ સુન્દરી છે?"

એના ઉત્તરમાં રમાકાન્ત શાન્ત તથા ગંભીર ભાવથી કહેવા લાગ્યો કે: "એક પ્રકારે મારી આ પુસ્તિકા તારાથી અધિક સુન્દરી છે પણ ખરી અને અન્ય પ્રકારે તારા કરતાં અધિક સુન્દરી નથી

પણ ખરી. હું જ્યાં સુધી જીવતો રહીશ ત્યાં સુધી મારી પુસ્તિકા પણ મારી સાથે રહેવાની છે. હું જે વેળાયે જે ભાવથી પુસ્તિકાની સુન્દરતાને ભોગવવાની ઇચ્છા કરીશ તે વેળાયે તે જ ભાવથી હું એની સુન્દરતાને ભોગવી શકીશ અને હું જ્યાં સુધી જીવીશ ત્યાં સુધી આ પુસ્તિકા પણ મને મારા ઇચ્છિત ભાવથી પોતાની સુન્દ- રતાનો ઉપભોગ આપતી રહેશે; આ દૃષ્ટિથી આ પુસ્તિકા તારાથી અધિક સુન્દરી છે,એમાં કોઇપણ પ્રકારનો સંશય નથી. મારા પ્રેમ ઉપરાંત તારામાં જે અહંતા છે તે અહંતાને તું પોતાના મન અનુ- સાર જાળવી રાખ. તું કદાચિત્ મને ત્યાગીને સ્વર્ગવાસિની પણ થઇ જાય એ સંભવનીય હોવાથી તારા કરતાં આ પુસ્તિકા ઉત્તમ છે અને આ પુસ્તિકાની અપેક્ષા તું હીનતર છે; કારણ કે, પુસ્તિકા મારા જીવનની અંતિમ ઘટિકા પર્યન્ત મને ત્યાગી જાય તેમ નથી. અને અન્ય દૃષ્ટિથી, કન્દર્પકુંડલા, તું મારી કન્દર્પકુંડલા છે; મારી સજીવા, સચેતન અને પ્રણયસ્વરૂપિણી કન્દર્પકુંડલા છે. આ કારણથી તું સર્વથી પ્રથમ, અગ્રભાગમાં રહેનારી કિંવા પ્રધાન છે. આ ગ્રંથના વાંચનથી હું જાણી શક્યો છું કે જો મને ત્યાગવાની તારી ઇચ્છા થાય તો તું મને ત્યાગી દેવાને સમર્થ છે અને તેથી જ હું આ જૂની ફાટેલી પુસ્તિકાની આટલી સીમા પર્યન્ત આરાધના કરી રહ્યો છું. હવે મારો આશય તારા જાણવામાં આવ્યો ?"

"જી હા; જેવી આપ શ્રીમાનની આજ્ઞા. બહુ થયું; હવે આપની આ ઉસ્તાદીને લપેટીને એક બાજૂ રાખી મૂકો. હવે આપનો દાવ ફાવી શકે તેમ નથી અને મને આવી રીતે સતાવવામાટે આપને વિશેષ પરિશ્રમ વેઠવો પડે તેમ નથી. વારુ, આવતી કાલે આપણે

ક્યારે પ્રયાણ કરીશું, ક્યા ક્યા ઘાટપર જઇશું અને ત્યાંથી આપણે પાછાં ક્યારે ફરીશું ? આપણી સાથે આપણા ચાર જણ ઉપરાંત અન્ય કોઈ આવશે કે કેમ ? તેમ જ આપણે ઘેર પાછાં આવીશું તે વેળાએ ખાનપાનાદિનો શો પ્રબંધ થશે ?" કન્દર્પકુંડલાએ વિવાદના વિષયને ત્યાગીને આવતી કાલના પ્રશ્નો પૂછવા માંડ્યા.

"હું આટલા પ્રશ્નોનાં ઉત્તરો એક સાથે આપી શકું તેમ નથી એટલામાટે જરા ધીરી થા અને એક એક પ્રશ્નના ઉત્તરને અનુક્રમે સાંભળી લે." આમ કહીને રમાકાન્તે તેના પ્રશ્નોનાં આ પ્રમાણે ઉત્તરો આપવા માંડ્યાં: "પ્રથમ તો જ્યારે નૌકાનો સ્વામી આવશે ત્યારે આપણે અહીંથી પ્રયાણ કરીશું; બીજું, મુખ્ય નાવિક જ્યાં જ્યાં નૌકાને લઈ જશે તે તે ઘાટપર આપણે જઇશું; ત્રીજું, જ્યારે નૌકા નિર્વિઘ્ન પાછી આવીને માનમન્દિર ઘાટપર લાંગરશે ત્યારે આપણે પાછાં ઘેર આવીશું અને ચતુર્થ, આપણા પોતાના ચાર જણ ઉપરાત બીજું છે જ કોણ કે જે આપણી સાથે ચાલવાનું હોય ? છતાં જે કોઇની પણ આપણી સાથે ચાલવાની ઇચ્છા હશે તે આપણી સાથે ચાલી શકશે. તારા અંતિમ પ્રશ્નનું ઉત્તર એ જ છે કે અન્નપૂર્ણાના આનન્દકાનનમાં વસવા છતાં અત્યારથી જ આવતી કાલના ખાનપાનાદિની ચિન્તા રાખવી એ કોઇ પણ પ્રકારે યોગ્ય નથી. અર્થાત્ જ્યારે આપણે પાછાં આવીશું ત્યારે જે કાંઇ પણ મળશે તે ખાઇને ઇશ્વરનો ઉપકાર માનીશું. પણ હા, એક વાત કહેવાનું હું ભૂલ્યો અને તે એ કે કદાચિત્ વૈકુંઠનાથ આપણી સાથે આવે, તો તે સર્વથા સંભવનીય છે."

"બસ; હવે વધારે બોલશો નહિ. જ્યારે ને ત્યારે આપ આવી તાનાબાજી કરો છો તે મને સારી નથી લાગતી. ગમે તે વિષયની

ચર્ચા ચાલતી હોય તેમાં આપ વૈકુંઠનાથની વાર્ત્તાને વચ્ચે લાવી મૂકો છો એટલે એમાં આપનો ઉદ્દેશ શો છે તે હું સમજી શકતી નથી.” કન્દર્પકુંડલાએ કિંચિદ્ રોષદર્શક ભાવથી આ શબ્દો ઉચ્ચાર્યા.

“મારા આ વિનોદથી તું રીસાઈ ગઈ કે શું? વારૂ, હવે હું વૈકુંઠનાથના નામને નહિ ઉચ્ચારૂં. એ તો હું પણ દિવસ અને રાત્રિ વૈકુંઠનાથની ચિન્તા કર્યા કરૂં છું અને તું પણ તેની જ ચિન્તામાં રહ્યા કરે છે એટલે સર્વ વિષયોની ચર્ચામાં જો વૈકુંઠનાથની વાર્ત્તા આવી જાય, તો તે સર્વથા સ્વાભાવિક હોવાથી આટલી સીમાપર્યન્ત કોપાયમાન થવાનું, મારી માન્યતા પ્રમાણે તો, કાંઇ પણ કારણ નથી.” રમાકાન્તે પોતાનો અભિપ્રાય દર્શાવ્યો.

“આપના આ ઉદ્ગારોથી સ્પષ્ટ જણાઇ આવે છે કે આપનો હવે મારામાં પૂર્વવત્ પ્રેમ રહ્યો નથી અને તેથી આપ મારા ભારને કોઇ બીજાના સ્કંધપર ચઢાવીને પોતે મારા ભારથી છૂટી જવા માગો છો. કેમ, મારૂં કથન સત્ય છે કે નહિ? પણ યાદ રાખજો, આ ગર્દભનો ભાર અન્ય કોઇથી કદાપિ ઉપાડી શકાય તેમ નથી.” કન્દર્પકુંડલાએ હૃદયની જ્વાળાને વદનદ્વારા બહિર્ગત કરવાનો આરંભ કરી દીધો અને મંગળાચરણ તરીકે આ ઉદ્ગારો કાઢયા.

રમાકાન્ત તેના અંતિમ વાકયના ઉત્તરમાં કહેવા લાગ્યો કે: “કન્દર્પકુંડલા, એ ભારને ગર્દભનો ભાર નહિ, કિન્તુ ઊંટનો ભાર કહેવો એ જ વિશેષ ઉચિત છે; કારણ કે, આજે સહસ્રથી પણ અધિક વર્ષોથી મનોમોહિની તથા રૂપસુન્દરી બેગમો ઊંટની પીઠપર આરૂઢ થતી આવી છે. ઊંટનો દેખાવ જો કે સુન્દર નથી હોતો, પરંતુ તેની પીઠપરનો ભાર તો અતિશય સુન્દર હોય છે, એ સત્યનો કોઇથી પણ અસ્વીકાર કરી શકાય તેમ નથી. અર્થાત્ આ વિશ્વમાં

મારા જેવો કોઇ કદર્ય અથવા નિરુપયોગી ઊંટ મળવો જેમ અશકય છે તેમ તારા જેવો કોઇ સુન્દર ભાર પણ આ જગત્‌માં મળી શકે તેમ નથી. તું વૈકુંઠનાથને જોતી રહે અને તેના પ્રતિ વારંવાર અનુકંપા દર્શાવતી રહે એ અવશ્ય વિચારણીય વિષય છે અને તેટલામાટે જ મારે એ વિષયનો આટલી સીમા પર્યન્ત વિચાર કરવો પડે છે."

"આપ વાર્તાલાપના તેમ જ વાદવિવાદની કળાના પૂર્ણ જ્ઞાતા છો અને ચતુર વક્તા છો એ હું સારી રીતે જાણું છું; પરંતુ પોતાની એ કળા તથા ચાતુરીનો વારંવાર મારા સંબંધમાં પ્રયોગ કરવાનું શું કારણ છે વારૂ? સંસારના સર્વ જીવો ભાગ્યને આધીન હોવાથી જેના ભાગ્યમાં જે સ્થિતિ લખાયલી હોય છે તેજ સ્થિતિ તેને પ્રાપ્ત થાય છે. વૈકુંઠનાથના સંબંધમાં આપણે કોઇ પણ પ્રકારની ચિન્તા શામાટે રાખવી જોઇએ વારૂ? જો હું આપની વિવાહિતા પત્ની હોત, તો આપ આવા વિષયની ચિન્તા રાખત ખરા કે? અર્થાત્ જો હું આપની વિવાહિતા પત્ની હોત, તો આવી ચિન્તા રાખવાને બદલે આપ વૈકુંઠનાથને મારીને તત્કાળ હાંકી કાઢત, એ નિર્વિવાદ છે." કન્દર્પકુંડલાએ દગ્ધ હૃદયથી આ વાકયો ઉચ્ચાર્યાં.

"કન્દર્પકુંડલા, તું મારી પત્ની તો અવશ્ય છે; પરંતુ તું મારી કામપત્ની હોવાથી તારાથી ધર્મપત્નીના પદપર કદાપિ આરૂઢ થઇ શકાય તેમ નથી. સાંસારિક નિયમ અનુસાર તારો લગ્નસંબંધ થઇ શકે તેમ છે અને કાયદાના બંધનથી આપણે કોઈ પણ પ્રકારના વિઘ્ન વિના આબદ્ધ થઇ શકીએ તેમ છે; છતાં પણ તારો લગ્નવિધિ અને રાજાનો કાયદો તને ધર્મપત્નીના પદપર ચઢાવવાને સમર્થ નથી એ તારે નિરંતર સ્મરણમાં રાખવાનું છે." રમાકાન્તે તેના પોતાના હૃદયનો ભાવ નિર્દોષ હોવા છતાં કન્દર્પકુંડલામાટે

સર્વથા વિઘાતક થઇ પડનારા વિચારો દર્શાવ્યા.

કન્દર્પકુંડલાએ દીર્ઘ નિઃશ્વાસ નાખીને બાષ્પગદ્‌ગદ કંઠથી પૂછ્યું કે: "એનું કાંઇ કારણ?"

"શું તું એમ માને છે કે એનું કારણ મારાથી દર્શાવી શકાય તેમ નથી? પ્રશ્ન જ્યારે આટલી સીમા પર્યન્ત આવીને ઊભો રહ્યો છે એટલે હવે મારે એ કારણને દર્શાવવું જ પડશે." આટલી પ્રસ્તાવના કરીને રમાકાન્ત ગંભીરતાપૂર્વક કહેવા લાગ્યો કે: "કન્દર્પકુંડલા, જો મારી પાપાત્મા થવાની ઇચ્છા હોય, તો હું અવશ્ય પાપાત્મા થઇ શકું છું; અર્થાત્ પાપપંકથી અલિપ્ત રહેવાનું સામર્થ્ય જ જ્યાં મારામાં નથી ત્યાં પુણ્યના માર્ગમાં મારાથી કેમ કરીને અને કેવી રીતે પ્રવેશ કરી શકાય? આભ્યન્તર વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવા છતાં પ્રકાશ્ય ભાવથી એવું કોઇ પણ કાર્ય કરવાની મારી ઇચ્છા નથી કે જેના યોગે હું '**સમાજદ્રોહી**' ઉપાધિને પાત્ર થાઉં અને સમાજમાં મારો અખંડ નિન્દાયુક્ત તિરસ્કાર થતો રહે. એક પ્રકારે તું મારી દૃષ્ટિમાં નારીમુકુટમણિ તરીકે વિરાજી શકે તેમ છે; કિંબહુના તું અવશ્ય સ્ત્રીશિરોમણિ જ છે; પરંતુ જ્યારે હું સમાજમાં સ્થિત રહીને તારૂં નિરીક્ષણ કરીશ તે વેળાયે મારી એ જ દૃષ્ટિને તારા કોઇ અન્ય સ્વરૂપનો જ સાક્ષાત્કાર થવા માંડશે. તારાં રૂપ તથા ગુણોથી હું જ મુગ્ધ થયો છું અને હું જ મુગ્ધ રહીશ; પરંતુ તને તેમ જ મને પોતાને સમાજનાં અંગીભૂત કરીને મારાથી સમાજદ્રોહિતાના પાતકથી લિપ્ત થઇ શકાય તેમ નથી. હું આશા રાખું છું કે આ તત્ત્વને આનાથી સ્પષ્ટતર સ્વરૂપમાં તારા સમક્ષ રજૂ કરવાની આવશ્યકતા પડે તેમ નથી; અર્થાત્ આટલા વિવેચનથી જ જે સમજવાનું છે તે તું સમજી શકીશ."

કન્દર્પકુંડલા હવે હૃદયસ્થ નિરાશા તથા શોકના વેગને રોકી ન શકી અને તેથી પોતાના વસ્ત્રાંચલવડે ઉભય નેત્રોને ઢાંકીને ડૂસ્કાં ભરી ભરીને રોવા લાગી; કારણ કે, તેના મનમાં દીર્ઘ કાળથી એ આશાનો નિવાસ થયો હતો કે: 'હું ભવિષ્યમાં એક દિવસ અવશ્ય કોઇ પણ આર્ય પુરુષની ગૃહિણી કિંવા ધર્મપત્ની થઇશ અને તેમ થતાં મારા સર્વ પૂર્વકલંકોનું નિવારણ થઈ જશે!' પરંતુ રમાકાન્તના આજના ઉદ્‌ગારરૂપ વજ્રના આઘાતથી તેનો એ આશાદુર્ગ ધરાશાયી તથા શતખંડ થઈ ગયો. રમાકાન્તે કન્દર્પકુંડલાના ઉભય હસ્તોને તેનાં નેત્રો પાસેથી દૂર હટાવી દીધા, તેના આંસૂભીના બન્ને ગુલાબી ગાલોને ચુંબનથી આર્દ્ર કરી દીધા અને ત્યારપછી તેને પોતાની વામ જંઘાપર બેસાડીને તેના અવ્યવસ્થિત કેશોને ભ્રૂદેશમાંથી હટાવતો હટાવતો તે કહેવા લાગ્યો કે:—

"કન્દર્પકુંડલા, આ સંસારમાં સર્વ દુઃખોથી દારુણતમ દુઃખ કયું છે એ તું જાણે છે ખરી કે? જો માતાપિતામાટે કોઇ અત્યંત ભયંકર અપમાનનો વિષય હોય, તો તે પોતાના પુત્રનું અપમાન છે. તું અદ્યાપિ સંતાનની માતા થવાના ભાગ્યને પ્રાપ્ત કરી શકી નથી એટલે સન્માન શી વસ્તુ છે એ તારા જાણવામાં આવી શકયું નથી. મારી માતાએ અચાનક સ્વર્ગવાસ કર્યો તે શા કારણથી? મારા સર્વનાશના સાક્ષાત્કારથી અને સમાજમાં થનારા મારા ભાવિ અપમાન કિંવા તિરસ્કારની આશંકાથી. પોતાના સંતાનના અપમાન કિંવા તિરસ્કારનો આઘાત તે એક એવા પ્રકારનો ગહન આઘાત છે કે એ આઘાતની મર્મવેદનાને કેવળ માતાપિતા જ જાણી શકે છે. આપણે કદાચિત્ લગ્ન કરી લઇએ અને ગમે તેવા તથા ગમે તેટલા પવિત્ર ચારિત્ર્યનો પરિચય કરાવતાં રહીએ, તો પણ આપણો હિન્દુ-

સમાજ તારાં અને મારાં સંતાનોને પોતા સાથે એક પંક્તિમાં બેસાડીને જમાડવાની ઉદારતા કદાપિ દર્શાવી શકશે ખરો ? તેમ જ આપણાં સંતાનોનો કુલીન આર્યકુટુંબોમાં શરીરસંબંધ થવાનો કદાપિ સંભવ છે ખરો ? નહિ, નહિ અને નહિ. આપણે આપણી ઇચ્છાઓને તૃપ્ત કરીને જ્યારે સમય આવશે ત્યારે મૃત્યુને આધીન થઇ આ સંસારયાત્રાને સમાપ્ત કરી ચાલ્યાં જઇશું; પરંતુ સંસારમાં પુત્ર તથા કન્યા આદિને પાછળ મૂકી જવાથી સમાજમાં ચિરકાલ આપણા અપમાનની પતાકા નિન્દાના સ્તંભપર ઉડતી રહેશે એ સત્યને આપણે કદાપિ ભૂલી જવાનું નથી. અર્થાત્ સમાજના તિરસ્કારને પાત્ર થતાં આપણાં પુત્ર, પૌત્ર, દુહિતા દૌહિત્ર આદિ નિરંતર આપણા આત્માઓને અભિશાપ અર્પતાં રહેશે એ નિર્વિવાદ હોવાથી એ પરિણામને અટકાવવાનો પ્રયત્ન કરવો એમાં જ આપણા આત્માઓનું અનંત કલ્યાણ છે. અર્થાત્ મારી જો કોઇ પણ મહતી આકાંક્ષા હોય, તો તે મહતી આકાંક્ષા એ જ છે કે આપણી ચિતાભસ્મ આપણા અસ્તિત્વની સ્મૃતિને સદાને માટે ઢાંકી દે અને આપણા અસ્તિત્વના અંત પછી આપણાં નામો સમાજની નિન્દાને પાત્ર ન થાય ! હું ધારૂં છું કે હવે તો મારા કથનનો મર્મ અવશ્ય તારા સમજવામાં આવી ગયો હશે. મારી દૃષ્ટિમાં તો તું જ મારૂં સર્વસ્વ છે, તું મારા હૃદયકાનનની વનદેવી છે અને તું જ મારા ઇહ જીવનની આરાધ્યા પ્રતિમા છે; પરંતુ સમાજની તથા પુત્રપૌત્ર આદિની દૃષ્ટિમાં તારૂં સ્વરૂપ એથી સર્વથા અન્ય પ્રકારનું છે અને તેથી આપણા અત્યારના સમસ્ત વ્યવહારનો તારા અને મારા નશ્વર શરીરના અંત સાથે જ અંત થઇ જાય, એ જ મારી પરમ ઇચ્છા છે ! ”

કન્દર્પકુંડલાનાં લોચનો હવે અશ્રુવિહીન હતાં; તેના અધરમાંથી અભિમાનપૂર્ણ શોણિત તથા વિસ્ફારિતતાનો લોપ થયો હતો; તેની નયનભંગીમાંથી લોલુપતા લય પામી હતી; તેના લલાટ, કપોલ તથા કંઠમાંથી પ્રણય તથા સાભાગ્યની લોહિતાભા અદશ્ય થયેલી દેખાતી હતી અને તેની યુવજનમોહિની કમનીયા યુવતી કાયામાં સ્વાભાવિક વિલાસવિકારનો લેશ માત્ર દૃષ્ટિગોચર થતો ન હોતો. કન્દર્પકુંડલા અત્યારે પાષાણપ્રતિમા જ બની ગઈ હોયની ! એવો જ તેની નિશ્ચેષ્ટતાને જોવાથી ભાસ થતો હતો. જે નૈસર્ગિક લજ્જાશીલા કન્દર્પકુંડલા બહુ સમય પર્યન્ત રમાકાન્તની જંઘાપર સ્થિર ભાવથી બેસી શકતી નહોતી અને તેથી જ્યારે પણ એવો પ્રસંગ ઉપસ્થિત થતો હતો ત્યારે ગમે તે એક નિમિત્ત બતાવીને તેની જંઘાપરથી નીચે ઊતરી જતી હતી; તે કન્દર્પકુંડલા આજે રમાકાન્તના આ રુક્ષ ઉદ્‌ગારો સાંભળીને કાષ્ઠપુત્તલિકા પ્રમાણે તેની જંઘાપર સ્થિર ભાવથી બેસી રહી; અર્થાત્ મસ્તકને નીચું નમાવી, નેત્રોને પૃથ્વીમાં એકાગ્ર કરી, બે અગ્ર દાંતોવડે ઓષ્ઠના અમુક અંશને દબાવી કન્દર્પકુંડલા રમાકાન્તના અંકમાં જેમ બેઠી હતી તેમની તેમ જ બેઠી રહી ગઇ. કેટલાક સમય પછી એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને તે મંદ સ્વરથી કહેવા લાગી કેઃ—

"બહુ સારું; એ સર્વ આપની ઇચ્છા પ્રમાણે જ થશે અને અને આપણાં જીવનની ઘટનાઓ આપણી ચિતાના ભસ્મથી સદાને માટે ઢંકાઇ જશે. પરંતુ શું, પ્રેમના વ્યાપારમાં પણ આટલી સીમા પર્યન્ત હિસાબ કિતાબ રાખવાની આવશ્યક્તા હોય છે ખરી કે ? આટલો ઝારીક હિસાબ રાખવાથી પ્રેમ રહી શકે છે ખરો ?"

"જો મારી માતા અચાનક સ્વર્ગવાસિની ન થઈ હોત, તો

કદાચિત્ મારે આટલો હિસાબ કિતાબ ન રાખવો પડત તેમ જ એક આર્ય ગૃહસ્થના ગૃહમાં ગૃહિણી થઇને રહેવાની તારી તીવ્ર આકાંક્ષા ન હોત, તો પણ આ હિસાબ કિતાબની ખટપટમાં પડવાની આટલી સીમા પર્યન્ત આવશ્યક્તા ઉપસ્થિત થવાનો સંભવ નહોતો. વૈકુંઠનાથના પ્રેમોન્માદને તેમ જ તેના ચરિત્રના અપૂર્વ પરિવર્ત્તનને જોઇને મારા વિચારોએ સ્વચ્છ વિશ્વાસના સ્વરૂપને ધારી લીધું છે. મેં અત્યારે મારા હૃદયના સર્વ ભાવો તને કોઈ પણ પ્રકારના સંકોચ કિંવા કપટ વિના સ્પષ્ટ સ્વરૂપમાં જણાવી દીધા છે અને મારી તને એટલી જ પ્રાર્થના છે કે તું શાંતિપૂર્વક વિચાર કરીને મારા એ ભાવોને યથાર્થ સ્વરૂપમાં સમજી લે." રમાકાન્તે શાંત ભાવથી કહ્યું.

"ત્યારે એક આર્ય ગૃહસ્થની ગૃહિણી કિંવા કુલવધૂ થવામાટેની આકાંક્ષા રાખવી એ કોઇ પણ પ્રકારે યોગ્ય નથી જ કે શું ?" કન્દર્પકુંડલાએ ભાર મૂકીને આ પ્રશ્ન પૂછ્યો.

"એ આકાંક્ષા યોગ્ય નથી એમ તો કોઇથી ન જ કહી શકાય; પરંતુ તૂટી ગયેલી શિલાને પાછી સાંધી શકાતી નથી. એક કાર્યની સમાપ્તિ એક જ મનુષ્યના હસ્તથી નથી થતી, કિન્તુ પુરુષાનુક્રમથી કાર્યની પરિણતિ તથા સમાપ્તિ થતી રહે છે; વળી જે કોઇમાં પ્રેમ રાખે છે તે પોતાનું સર્વસ્વ સમર્પીને જ પ્રેમ રાખે છે એટલે પ્રેમીના હૃદયમાં પ્રેમ વિના અન્ય કોઇ વસ્તુની આકાંક્ષા હોઇ શકે તેમ છે ખરૂં કે ? અર્થાત્ કોઇ એક અન્ય સ્વતંત્ર વાસનાની પૂર્તિમાટે કોઇમાં પ્રેમ નથી સ્થપાતો, એ અવશ્ય સ્મરણમાં રાખી લેવાનું છે." રમાકાન્તે અતિશય સભ્યતાપૂર્ણ શબ્દોમાં કન્દર્પકુંડલાની માતાના વિકારમય પ્રેમનો કન્દર્પકુંડલાને પરિચય કરાવ્યો.

આટલી સીમા પર્યન્ત અપમાનને સહન કરી લેવાની કન્દર્પ-કુંડલામાં શક્તિ ન હોવાથી તે અંતરમાં કોપાગ્નિથી બળીને ભસ્મીભૂત થવા લાગી; પરંતુ કોપાગ્નિની કટુશબ્દરૂપ જ્વાળાને બહિર્ગત ન થવા દેતાં તે અત્યારના વાદવિવાદને આટલેથી જ સમાપ્ત કરી નાખવાના આશયથી કહેવા લાગી કે: " આમ સભ્યતાપૂર્ણ શબ્દોમાં મારી મૃત માતાને ગાળો ભાંડવાની કશી પણ આવશ્યકતા નથી; કારણ કે જે કાંઇ પણ થવાનું હતું તે થઇ ગયું છે એટલે હવે તેની નિન્દા નિરર્થક છે. હું ભવિષ્યમાં આપની ઇચ્છાનુસાર વર્તવાનો યથાસાધ્ય પ્રયત્ન કરીશ. અત્યારે કૃપા કરીને નિદ્રાધીન થઇ જાઓ. "

રમાકાન્ત નિદ્રાધીન થયો; પરંતુ કન્દર્પકુંડલાએ નાનાવિધ શુભાશુભ વિચારોના ચક્રપર ચઢીને સમસ્ત રાત્રિ અખંડ જાગરણમાં જ વીતાડી દીધી.



## પ્રકરણ ૧૫ મું
## પ્રણયવેદી અને પ્રાણબલિદાન !



આજે ગંગાદશમી હોવાથી ત્રિલોકપાવની ભગવતી ભાગીરથીની પૂજાનો દિવસ હતો. એક તો કાશી અને તેમાં વળી કાશીપદતલ-વાહિની ગંગાની પૂજાનો ઉત્સવ હોવાથી સ્ત્રીપુરુષ યાત્રાળુઓની ગંગાના તીરપ્રાન્તમાં એટલી તો ભીડ થયેલી હતી કે તે ભીડના યોગે ઘાટનાં સોપાનો દષ્ટિગોચર થતાં અટકી ગયાં હતાં અને કેવળ નરમુંડશ્રેણી જ જોવામાં આવતી હતી. ગત દિવસે કરાયલી વ્યવસ્થા

અનુસાર રમાકાન્ત, કન્દર્પકુંડલા, નર્મદા અને સંન્યાસી આદિ એક વિશાળ બજરામાં ચઢી ગયાં. બજરાને લંગર ઉપાડીને ચલાવવાની નાવિકો તૈયારી કરી રહ્યા હતા એટલામાં કોણ જાણે ક્યાંથી વિક્ષિપ્ત વૈકુંઠનાથ અચાનક ત્યાં આવી લાગ્યો અને ઘાટપરથી કૂદીને બજરામાં ચઢી બેઠો. વૈકુંઠનાથને જેમ કોઇએ આદર પૂર્વક બેસાડ્યો નહિ તેમ જ બજરામાં ચઢતો અટકાવ્યો પણ નહિ. પરંતુ વૈકુંઠનાથના મનમાં અત્યારે માનપમાનનો વિચાર હતો જ નહિ; કારણ કે, તે પોતે અત્યારે કન્દર્પકુંડલા સાથે એક જ નૌકામાં આરૂઢ થવાના ભાગ્યને પ્રાપ્ત કરી શક્યો હતો એ તેનામાટે કાંઇ સાધારણ આનન્દનો વિષય નહોતો. વૈકુંઠનાથ નૌકામાં આવ્યા પછી કેટલાક સમય પર્યન્ત તો હાંફતો રહ્યો. તેનું એ હાંફવું કોઇ રોગના કારણથી હતું કે તેની પાગલતાનું પરિણામ હતું એ અમારાથી નિશ્ચયપૂર્વક કહી શકાય તેમ નથી. થોડી વાર હાંફીને તે પાછો સ્થિર થયો અને પ્રથમ ઇતસ્તતઃ દૃષ્ટિપાત કર્યા પછી તે નૌકામાં વિરાજેલી કન્દર્પકુંડલાને સંબોધીને અતિશય ધીર, શાંત તથા ગંભીર ભાવથી કહેવા લાગ્યો કે:—

"કન્દર્પકુંડલા, આજે તેં જો આ રંગીન સાડી ન પહેરતાં કાષાય વસ્ત્ર પરિધાન કર્યું હોત, તો તારા સૌન્દર્યની છટા અદ્ભુત થઇ જાત; કારણ કે, એ તો તું પણ સારી રીતે જોઇ શકે છે કે માતા ગંગાની પણ અત્યારે સંન્યાસિની મૂર્ત્તિ છે અને એ કારણથી જ અત્યારે ગંગાનું જળ ગૈરિક રંગીય થયેલું છે. અર્થાત્ માતા ગંગાના વક્ષઃસ્થળપર આવા રંગીન વસ્ત્રને પરિધાન કરીને બેસવું એ કોઇ પણ પ્રકારે ઉચિત છે ખરૂં કે? જો, હું પણ અત્યારે શરીરપર કેવળ એક જ કાષાય વસ્ત્ર લપેટીને અહીં આવ્યો છું. આજે આપણો સંન્યાસને સ્વીકારવાનો દિવસ છે એ રહસ્યને અત્યારે તું

જો કે સમજી શકતી નથી તથાપિ પછીથી અવશ્ય એ રહસ્યને સમજી શકીશ, એવો મારો દૃઢ નિશ્ચય છે."

સંન્યાસી નૌકાના મધ્યમાં તેમ જ રમાકાન્ત, કન્દર્પકુંડલા તથા નર્મદા આદિ મનુષ્યસમુદાયના મધ્યમાં બેઠો હતો તેણે સ્થિરભાવદર્શક હાસ્ય કરીને વૈકુંઠનાથને કહ્યું કે: "મહાશય વૈકુંઠનાથ, તમો અત્યારે આ શું બોલી રહ્યા છો વારૂ ? હવે કન્દર્પકુંડલાનો સંન્યાસ વળી કેવો ?"

"મહારાજ, ભગવતી ભાગીરથીના વક્ષ:સ્થળપર વિરાજીને અને કાશીક્ષેત્રને પોતાની દૃષ્ટિ સમક્ષ રાખીને આ પાખંડનો ખેલ શામાટે ખેલી રહ્યા છો વારૂ ?" આવો વિલક્ષણ પ્રશ્ન પૂછીને વૈકુંઠનાથે પ્રથમ હાહાહા કરીને વિકટ હાસ્ય કર્યું અને ત્યારપછી પુન: કહેવા માંડ્યું કે: "જ્યારે હું મારા ઘરમાંથી ભાગી નીકળવાની તૈયારીમાં હતો તે વેળાયે મારી દોઢ દોકડાની વહૂ મારો હાથ ઝાલીને કહેવા લાગી કે: 'આજે તમારાથી ક્યાંય પણ જઇ શકાય તેમ નથી; કારણ કે, આજે તમારી આંખોને જોતાં તમારા રંગઢંગ સારા નથી દેખાતા !' મેં તેના હાથને ઝટકાવી નાખીને કહ્યું કે: 'મને છોડી દે; નહિ તો તારે મારા હાથનો માર ખાવો પડશે' પરંતુ મારી એ ધમકીની પરવા ન કરીને તે બોલી કે: 'જો હજી મારવાનું બાકી રહ્યું હોય, તો આનન્દથી લાત, મુક્કી, તમાચા કે લાકડીથી મને મારો; કારણ કે, મારા વિના તમારા મારને બીજી કઇ સ્ત્રી સહન કરે તેમ છે વારૂ ?' મારી એ સ્ત્રીનો મારામાં અનન્ય અનુરાગ છે અને જ્યારે તે મારી સાથે પ્રેમસંભાષણ કરે છે ત્યારે તેનું મુખમંડળ એવું તો મનોહર જણાય છે કે તે મનોહારિતાને કેવળ મારાં નેત્રો જ અનુભવી શકે છે. પરંતુ જોઇ લ્યો **સંસારની આ સમસ્યા** ! તેનો

મારામાં જેટલો અનુરાગ છે તેટલો જ મારો તેના પ્રતિ તિરસ્કાર રહ્યા કરે છે! પણ નહિ, હું હવે પછી તે બિચારીને કદાપિ મારવાનો નથી અને મારી શકવાનો પણ નથી; કારણ કે, આજનો દિવસ તે મારા ઐહિક જીવનનો અંતિમ દિવસ હોવાથી 'ન રહેગા બાંસ ન બજેગી બાંસરી!' હાઃ હાઃ હાઃ!!"

"વૈકુંઠનાથ, આજે તમો આ શું બોલો છો? બોલો છો કે બકો છો? કારણ કે, તમારા સંભાષણનો આશય મારા સમજવામાં આવી શકતો નથી. તમારી ધર્મપત્નીનો તમારામાં આવો અનન્ય અનુરાગ તથા સ્નેહ હોવા છતાં તમો આમ પાગલ થઇને ગમે ત્યાં ભટકતા ફરો છો એ તમને શોભે છે ખરું કે?" સંન્યાસીએ ઉપદેશના રૂપમાં આ વાકયો ઉચ્ચાર્યાં.

એના ઉત્તરમાં વૈકુંઠનાથ ગંભીરતાથી કહેવા લાગ્યો કેઃ "સંન્યાસી મહારાજ, પાગલના સંભાષણના આશયને બુદ્ધિમાન્ પુરુષો કદાપિ સમજી શકતા નથી. આપ બુદ્ધિમાન્ છો અને રમાકાન્તને બુદ્ધિ આપીને આપે સર્વ ધૂળધાણી કરવા માંડયું છે! શું. હજી મારો ધર્મ અવશિષ્ટ રહ્યો છે અને હજી પણ મારી કોઈ ધર્મપત્ની છે ખરી? આપ આ રહસ્યને સમજી શકતા નથી. જે મનુષ્ય પ્રેમથી પાગલ થઈ ગયો હોય તે પાગલમાટે ધર્માધર્મનો ઝગડો તે વળી બાકી રહેતો હશે ખરો? મારો કન્દર્પકુંડલામાં અનન્ય અનુરાગ છે; પરંતુ કન્દર્પકુંડલાનો મારામાં મારા તે અનુરાગથી શતાંશ જેટલો પણ અનુરાગ કિંવા પ્રેમ છે ખરો કે? હું કન્દર્પકુંડલામાટે પાગલ થયો છું અને મારી પત્નીની ઇચ્છા હોય, તો તે ભલે મારામાટે પાગલ થઈ જાય! જો તે પાગલ થઈ જાય તો તેમાટે આપણી સંપૂર્ણ અનુમતિ છે! આપ કોઇ વાર ઇંટોને ગોઠવવાની રમત રમ્યા

છો ખરા કે ? માની લ્યો કે ઈંટોને એકની ઉપર બીજી અને બીજી પર ત્રીજી એવી રીતે ગોઠવીને પાંચ ફીટની ઉંચાઇ સૂધી લઇ જવામાં આવી છે અને છેવટે એક ઈંટને ધક્કો મારતાંની સાથે જ બીજી બધી ઇંટો ધડ.ધડ નીચે પડી જાય છે; અર્થાત્ એક ઈંટ બીજી ઇંટને ધક્કો મારે છે અને બીજી ઇંટ ત્રીજી ઈંટને આઘાત પહોંચાડે છે એટલે પરિણામે સઘળી ઇંટોને આઘાત થતાં તે સઘળી ઇંટો એક બીજીના ધક્કાથી નીચે આવી પડે છે. જ્યારે એક પણ ઈંટ ઊંચાઇપર નથી રહેતી એટલે પછી તેમનું પડવું અટકી જાય છે. અહીં પણ આપે એ જ રચનાની કલ્પના કરી લેવાની છે; કારણકે, પ્રેમનો વ્યાપાર પણ સર્વથા એ ઇંટોને ગોઠવવાના વ્યાપાર જેવો જ છે અને તેથી એમાંની એક ઇંટને ધક્કો મારતાં સઘળી ઇંટો તત્કાળ પડી જાય છે. મેં પણ એક ઈંટને ધક્કા મારી દીધો છે એટલે મારી સાથેની બીજી સઘળી ઇંટો અવશ્ય પડી જશે. કેમ, મારૂં આ કથન અસત્ય કિંવા અયથાર્થ તો નથી ને ? ઓહ, અત્યારે મારી બુદ્ધિનો કેવો અને કેટલો વિકાસ થયો છે અને હું કેવો અપૂર્વ જ્ઞાનભંડાર બની ગયો છું એ હું પોતે જ જાણી શકું છું ! અત્યારે સાક્ષાત્ સરસ્વતી કિંવા બૃહસ્પતિની બુદ્ધિ પણ મારી બુદ્ધિની સ્પર્ધા કરી શકે તેમ નથી ! હાઃ હાઃ હાઃ !!! ”

સંન્યાસી નયનોને વિસ્ફારિત કરીને વૈકુંઠનાથના મુખમંડળનું અવલોકન કરવા લાગ્યો. બેચાર ક્ષણ જેટલો સમય મૌનાવલંબનમાં વીતાડીને વૈકુંઠનાથે પુનઃ બોલવાનો આરંભ કરી દીધો:-

“ કન્દર્પકુંડલા, આ નવીન ગંગાજળમાં કેટલો અને કેવો આનન્દ રહેલો છે એ તું જાણે છે ખરી કે ? નવીન જળ, ગૈરિક રંગીય જળ અને શ્રી સુરસરિતા ગંગાનું જળ ! અર્થાત્ જો આ

પવિત્રતમ જળમાં ડૂબીને નશ્વર દેહને ત્યાગવાનો અલભ્ય અવસર મળી જાય, તો નિમેષ માત્રમાં જ આપણી સર્વ જ્વાળાઓ શાન્ત થઇ જાય, એ નિઃસંશય છે! હું તો આજે આ જળમાં અવશ્ય ડૂબીશ; મારી પોતાની ઇચ્છાથીજ ડૂબીશ અને માતા ગંગા અવશ્ય મને પોતાના ગર્ભમાં સમાવી લેશે! ત્યારે કહે, તું પણ મારી સાથે મરીશ કે કેમ? તને મરી જતાં આવડે છે ખરૂં કે? રમાકાન્ત મહાશય જીવતા રહેશે; કારણ કે, એમના હૃદયમાં જીવવાની તીવ્ર આકાંક્ષા છે; પરંતુ આપણામાટે જીવન સ્વાદહીન થયેલું હોવાથી આપણા હૃદયમાં જીવનની આશા કિંવા આકાંક્ષા ક્યાંથી હોઇ શકે વારૂ? એટલામાટે ચાલો, આપણે સત્વર જળમાં નિમજ્જન કરીએ અને શીઘ્રતમ મરી જઇએ!"

"વૈકુંઠનાથ, આવા ભયંકર અને આવા અશુભ ઉદ્ગાર કાઢવા એ આપને ઉચિત નથી. શિવ, શિવ! માતા ગંગા આપણી સર્વ વિપત્તિઓનું નિવારણ કરે!" નર્મદાએ કંપિત અંતઃકરણથી આ શબ્દો ઉચ્ચાર્યા.

નર્મદાનું હૃદય વૈકુંઠનાથના અભદ્ર ભાષણના શ્રવણથી કંપાયમાન થવા લાગ્યું હતું તેનું કારણ એ હતું કે આજે કેટલાક દિવસથી તેને નિદ્રામાં અશુભ સ્વપ્ન દેખાયા કરતાં હતાં અને કદાચિત્ કન્દર્પકુંડલાના શિરપર કોઇ ભયાનક સંકટ ન આવી પડે એટલામાટે કન્દર્પકુંડલાના મંગળની કામનાને હૃદયમાં સ્થાપીને તે વિશ્વનાથના મન્દિરમાં નિત્ય પ્રાર્થના કરી આવતી હતી.

અને કન્દર્પકુંડલા? કન્દર્પકુંડલા આજે સર્વથા સ્થિર, ધીર તથા ગંભીર જોવામાં આવતી હતી; તેના વદનમંડળમાંથી લાલિમાનો લોપ થયો હતો: તેનાં કૃષ્ણવર્ણ નેત્રોની ચંચલતા ચાલી ગઇ

હતી અને તેના સૌદામિની સમાન ચમકાટનો લય થયો હતો; માત્ર એટલું જ નહિ, પણ તેની નાસિકાએ આકુંચન તથા પ્રસારણના વ્યાપારને ત્યાગી દીધો હતો, તેના ઓષ્ઠોએ પ્રેમજન્ય હાસ્યનો પરિત્યાગ કર્યો હતો અને તેના આદરભાવે ચંચળતાને ત્યાગીને ગંભીરતાને સ્વીકારી લીધી હતી. સારાંશ કે, આજે કન્દર્પકુંડલાનું પાષાણની અપૂર્વ પ્રતિમાના રૂપમાં પરિવર્ત્તન થઈ ગયું હતું. રમાકાન્ત ગત રાત્રિના સમયમાં જ કન્દર્પકુંડલાના એ પરિવર્ત્તનને જોઇને ભયભીત થઇ ગયો હતો અને આજે ગંગાના વક્ષઃસ્થળપર આટલા ઉત્સવાનન્દના સમયમાં પણ કન્દર્પકુંડલાને આટલી સીમા પર્યન્ત સ્થિર તથા ગંભીર જોઇને તેના ભયનો અવધિ થવા લાગ્યો. રમાકાન્ત પોતાના સ્થાનપરથી ઊઠીને કન્દર્પકુંડલાની પાસે આવીને બેઠો અને એક કમળપુષ્પને કન્દર્પકુંડલાની નાસિકા સમક્ષ ધરીને તેણે આદરપૂર્વક પૂછ્યું કે: "કન્દર્પકુંડલા, કહે જોઇએ, આ કમલપુષ્પ અને આ તારા મુખનું પરસ્પર કેટલું સામ્ય છે વારૂ? અને જો આ બે વસ્તુઓ વચ્ચે ભેદ હોય, તો તે પણ કેટલો છે?"

"હું કાંઈ પણ નથી જાણતી." કન્દર્પકુંડલાએ આ શબ્દો અત્યન્ત રુક્ષ ભાવથી ઉચ્ચાર્યા.

કિન્તુ પ્રેમી પુરુષના મુખમાંથી નીકળેલી પ્રેમવાર્તા નવયુવતીઓનાં શ્રવણોમાં સુધા રેડી દે છે અને તેથી પ્રેમપ્રતિમા નવયુવતીઓના શરીરમાં એક પ્રકારના નવ જીવનનો સંચાર થઇ જાય છે એવો એક નિયમ હોવાથી રમાકાન્તના એ શબ્દો સાંભળીને કન્દર્પકુંડલા કાંઇક સચેતન તથા ચંચળ થતી દેખાવા લાગી અને તેના એ પરિવર્ત્તનને જોઇને રમાકાન્ત પુનઃ હસિત મુદ્રાથી કહેવા લાગ્યો કે: "તું જો કે પોતાના વદનની સુન્દરતાને નથી જાણતી, પરંતુ

મારી એવી માન્યતા છે કે તારૂં વદનકમળ સૌન્દર્યસલિલમાં નિરંતર પ્રફુલ્લ રહ્યા કરે છે, એ મુખકમળ રૂપનાં શતાવધિ દલોને વિસ્તારીને ખીલી રહ્યું છે અને એ વદનસરોજને લાવણ્યસરોવરમાંથી કોઈ પણ તોડીને પોતાના હસ્તમાં ધારણ કરી શકે તેમ નથી ! અને આ જળમાં ખીલેલા કમળને સરોવરમાંથી કોઇ પણ મનુષ્ય અલ્પ પરિશ્રમથી તોડી લાવી શકે છે અને તેથી જ આ નિર્જીવ કમળને સર્વ મનુષ્યો પોતાના હસ્તમાં ધારણ કરી શકે છે. આ કમળને પણ એવી જ રીતે તોડી લાવવામાં આવ્યું છે, એ નવીનતાથી કહેવાની આવશ્યક્તા છે ખરી કે ?

" મારી માન્યતા અનુસાર તો આ ઉભય કમળો સમાન જ છે; કારણ કે, આપ જેવી રીતે આ સરોવરોદ્ભૂત કમળને ગંગાજળમાં ડુબાવી દેવાના છો તેવી જ રીતે આપ સમક્ષ જે આ સજીવન સરોજ વિદ્યમાન છે તેને પણ ગંગાના પ્રવાહમાં નિમજ્જન કરાવીને જ આપ રિક્ત હસ્તથી ગૃહપ્રતિ પાછા જવાના છો. પણ હા, આ બે કમળો વચ્ચે એટલો ભેદ અવશ્ય છે કે આ જળમાં ઉત્પન્ન થએલું કમળ ગંગાની પૂજાના કાર્યમાં ઉપયુક્ત થઇ શકશે અને મારૂં વદનકમળ ગંગાના પવિત્ર જળને તત્કાળ અપવિત્ર કરી નાખશે. " કન્દર્પકુંડલાએ હૃદયના ગહન વિભાગમાં ગુપ્ત રહેલી નિરાશાનો રમાકાન્તને અત્યંત માર્મિક શબ્દોવડે પરિચય કરાવ્યો અને ત્યારપછી એક દીર્ઘ નિઃશ્વાસ નાખીને તેણે મૌનનું અવલંબન કરી લીધું.

રમાકાન્ત કન્દર્પકુંડલાની ભીષણ નિરાશાના યથાર્થ સ્વરૂપને હવે જોઇ શક્યો અને તેથી કન્દર્પકુંડલાના હૃદયમાં આશાજ્યોતિને પ્રકટાવી તે નિરાશાજન્ય અંધકારને નિવૃત્ત કરવાના ઉદ્દેશથી કહેવા

લાગ્યો કે: “ ક્ષમા કર, કન્દર્પકુંડલા, મારા પ્રમાદની મને ક્ષમા આપી દે. મેં પ્રેમના પ્રવાહમાં યુક્તિની વાલુકાનો બંધ બાંધવાની જે ચેષ્ટા કરી હતી તે મારો અક્ષમ્ય અપરાધ હતો અને અત્યારે હું મારા તે અપરાધની પ્રાંજલતાથી ક્ષમા યાચું છું. તું મારી છે; આ ગંગાના વક્ષઃસ્થલપર બેસીને હું શપથપૂર્વક કહું છું કે તું જ મારું સર્વસ્વ છે ! ! ”

“ ગઇ કાલે રાત્રે આપે આવા શબ્દો મને કેમ ન સંભળાવ્યા વારૂ ? આવી સુધોપમ વાણીથી મારા દગ્ધ હૃદયને શાન્તિનો સાક્ષાત્કાર શામાટે ન કરાવ્યો ? આવી જ રીતે મારા પાર્શ્વમાં બેસાને આવાં જલપૂર્ણ નેત્રોવડે આપે મારા મુખમંડળને નિહાળ્યું હોત, અને રંજિત કપોલો સહિત મને પોતાના અંકમાં બેસાડીને આપે પોતાના મુખમાંથી કંપિત ઓષ્ઠોવડે જે ઉદ્ગારો મને અનુલક્ષીને કાઢયા હતા તેને બદલે મને પોતાના ચરણતળે ચગદીને અત્યારે આપના શ્રીમુખમાંથી જે ઉદ્ગારો નીકળે છે તે ઉદ્ગારો કાઢ્યા હોત; તો અત્યારે મારા હૃદયની અને મારા આત્માની આવી દયાજનક અવસ્થા થાત ખરી કે ? અસ્તુઃ હવે એ ઘટનાને વિસારી દેવામાં જ સાર છે; કારણ કે, જે થવાનું હતું તે થઇ ચૂક્યું છે; ભાગ્યનો પ્રવાહ પ્રબળ વેગથી આપણા સમસ્ત વહન કરી રહ્યો છે અને તે પ્રવાહને અન્ય દિશામાં વાળવાનું સામર્થ્ય કોઇ પણ નથી ધરાવતું ! ” કન્દર્પકુંડલાએ ભગ્ન હૃદય તથા જળપૂર્ણ નયનોથી આ ઉદ્ગારો કાઢ્યા.

“ અરે ઉન્માદિની, તું આ શા લવારો કરી રહી છે ? આવ, મારા નિકટમાં આવ ! વાહ રે નારીસુલભ ચાતુર્ય ! ચાતુર્યયુક્ત કલહ કરીને જો ને તેં પ્રેમવૃક્ષને કેવું હરિત તથા પલ્લવિત કરી

દીધું ! " આ શબ્દો ઉચ્ચારીને રમાકાન્ત કન્દર્પકુંડલાને બળાત્કારે પોતાના કંઠમાં લપટાવીને તેનાં ઓષ્ઠ, કપોલ, લોચન તથા ભ્રૂ આદિને ઉદ્‌ભ્રાન્ત પ્રેમવડે વારંવાર ચુંબનસુધાથી આર્દ્ર કરવા લાગ્યો.

રમાકાન્તનો એ પ્રેમવ્યાપાર ચાલી રહ્યો હતો એટલામાં " ખબરદાર, સાવધાન " એવા પ્રકારના શબ્દો રમાકાન્તનાં શ્રવણોમાં આવીને અથડાયા અને એ શબ્દો સાંભળીને રમાકાન્ત નૌકાના કક્ષમાંથી, કન્દર્પકુંડલાને ત્યાં જ બેઠી મૂકીને, તત્કાળ બહાર નીકળી આવ્યો અને ત્યારપછી કન્દર્પકુંડલા પણ બહાર નીકળી આવી. બહાર આવતાં જ પશ્ચિમ આકાશમાં મેઘોની ભીષણ ઘટા છવાયલી હતી, પ્રબળ વેગથી વહન કરતા વાયુએ ઝંઝાવાતનું સ્વરૂપ ધારવા માંડયું હતું અને તેમની નૌકા હરિશ્ચન્દ્ર ઘાટની સમાન રેષામાં ગંગાના પ્રવાહના મધ્યભાગમાં આવી પહોંચી હતી, એવું દૃશ્ય તેમના જોવામાં આવ્યું. એ સ્થાનની જળધારા અત્યંત પ્રખર વેગવતી હોવાથી ગંગાના પ્રવાહમાં મહાભયાનક ઉત્તુંગ લહરીઓ ઊઠયા કરતી હતી અને નાવિકો જીવસટોસટના પ્રયત્નો કરવા છતાં પણ નૌકાને ઘાટપર લઈ આવવાના કાર્યમાં વિજય મેળવી શકતા નહોતા. અલ્પ સમયમાં જ પશ્ચિમ વાયુના વેગ તથા પ્રવાહની પ્રખરતાના કારણથી નૌકા ઘાટપર આવવાને બદલે રામનગરની દિશામાં ચાલવા કિંબહુના તણાવા લાગી અને અધૂરામાં પૂરૂં એ ક્ષણે જ આકાશમાંથી મૂષળધાર જળવૃષ્ટિ પણ થવા લાગી. વારાણસીના નાવિકો જળને ઓળખીને ગંગાના પ્રવાહમાં નૌકાને અતિશય દક્ષતાથી ચલાવી શકે છે; પરંતુ ઝંઝાવાત તથા જળવૃષ્ટિના સમયમાં તેઓ નૌકાને સંભાળી શકતા નથી. અસ્તુઃ એક ભીષણ લહરીએ અચાનક ઉત્પન્ન થઈને

નૌકાને એટલા વેગથી આઘાત કર્યો કે તેના યોગે નૌકાના એક પાર્શ્વમાં એક વિશાળ છિદ્ર પડી ગયું અને નૌકામાં ભયંકર વેગથી જળ ભરાવા લાગ્યું. આવી પરિસ્થિતિને જોઇને નાવિકોએ પ્રવાસીઓને સ્પષ્ટ સૂચના આપી દીધી કે: "હવે એક નિમેષ માત્રનો પણ વિલંબ ન કરતાં પ્રવાહમાં કૂદી પડો; કારણ કે, જો કાષ્ઠનો કોઇ ખંડ તમારા હાથમાં આવી જશે તો તેના આધારે અથવા તો તરતાં આવડતું હશે તો તરીને પણ આપ તીરપ્રાંતમાં પહોંચી શકશો; પરંતુ જો નૌકા ઊંધી વળી જશે, તો તમારામાંની એક પણ વ્યક્તિ ભાગ્યે જ જીવતી રહી શકશે." આ સૂચના આપીને સર્વ નાવિકો તત્કાળ ગંગાના પ્રવાહમાં કૂદી પડયા.

વૈકુંઠનાથ અત્યાર સુધી મૌનનું અવલંબન કરીને નૌકાના એક ખૂણામાં બેસી રહ્યો હતો તે હવે ત્યાંથી ઊઠીને ઊભો થઇ ગયો અને પોતાનાં નેત્રોને ફાડીને અને આકાશના જે વિભાગમાં મેઘોની ધાટી ઘટા દૃષ્ટિગોચર થતી હતી તે વિભાગમાં પોતાના ઉભય હસ્તોને પ્રસારી ઉન્માદજન્ય હાસ્ય કરતો બોલવા લાગ્યો કે: "હા: હા: હા: હા:, કન્દર્પકુંડલા, હવે ભીતિ શી છે? કારણ કે, સ્વર્ગમાં પ્રયાણ કરી જવાનાં નગારાં વાગી રહ્યાં છે! અહા, મરી જવામાં કેવો અને કેટલો આનન્દ સમાયલો છે!! ચાલો, ત્યારે આપણે હવે શીઘ્ર મરી જઇએ અને એ મરણજન્ય આનન્દને અનુભવીએ! મહાશય રમાકાન્ત, હવે કન્દર્પકુંડલાને પોતાના અંકમાં બેસાડીને મારાં નેત્રો સમક્ષ આપથી આમોદપ્રમોદનો આસ્વાદ લઇ શકાય તેમ નથી! કારણ કે, હું મારી કન્દર્પકુંડલાને હવે મારી સાથે મારા અનન્ત ધામમાં લઇ જાઉં છું અને તેટલામાટે જો એને બચાવવાની શક્તિ આપમાં હોય, તો અત્યારે એને બચાવી લ્યો જોઇએ!"

પોતાના એ અંતિમ વાક્યની અત્યંત શીઘ્ર સમાપ્તિ કરતાંની સાથે જ વૈકુંઠનાથે કન્દર્પકુંડલાના કટિભાગમાં પોતાના હસ્તોને વીંટાળીને પુષ્પ પ્રમાણે તેને ઉપાડી લીધી અને તત્કાળ તે કન્દર્પકુંડલા સહિત તે ગંગાના ક્ષુબ્ધ પ્રવાહમાં કૂદી પડયો. ત્યાર પછી નૌકામાં જે અન્ય મનુષ્યો હતાં તેઓ પણ ગંગાના સ્રોતમાં કૂદી પડ્યાં. એક વિરાટ જલોચ્છ્વાસ જલતરંગને ભેદીને ઉપરિભાગમાં આવ્યો અને અલ્પ સમય પશ્ચાત્ તે અનન્ત જલરાશિવડે સર્વ કાંઇ આચ્છાદિત થઇ ગયું કિંવા જળના અનન્ત ગર્ભમાં અન્તર્ધાન થયું.

જો કે સર્વ મનુષ્યો નૌકામાંથી જળમાં કૂદી પડયાં હતાં; તથાપિ એક માત્ર નર્મદા નૌકાના એક ખૂણામાં બેસીને હરિના નામનો એકનિષ્ઠાથી જાપ કરી રહી હતી. જ્યારે સર્વ જનો પ્રવાહમાં કૂદી પડયાં ત્યારે નર્મદા પરમાત્માને સંબોધીને કહેવા લાગી કે: "હે દીનનાથ! જ્યારે ભાગ્યમાં મરણાધીન થવાનું જ નિર્માયલું છે તો પછી આ સ્થાનમાં બેસીને શાંતિથી જ મૃત્યુને આધીન શામાટે ન થવું? કારણ કે, જ્યાં સુધી નૌકા જલતલશાયિની થઇ જશે ત્યાં સુધી તારા નામસ્મરણનો અવસર તો મળી શકશે. હવે તો આ દેહનો અન્ત થઇ જાય એમાં જ મારા આત્માનું કલ્યાણ છે. હે પરમાત્મન્, જેવી તારી ઇચ્છા હોય તેવી સ્થિતિમાં મને રાખજે. સંસારમાં મારા જીવનને ટકાવી રાખનારૂં જે એક બંધન હતું તે તૂટી ગયું છે; મારી કન્દર્પકુંડલા મારાં નેત્રો સમક્ષ ગંગાના વિક્ષુબ્ધ પ્રવાહમાં પડીને સ્વર્ગના માર્ગની પ્રવાસિની થઇ ચૂકી છે એટલે હવે મારે પણ સ્વર્ગના માર્ગમાં તેનું સત્વર અનુસરણ કરવું જોઇએ. ॐ तत्सत्परमात्मने नमः, ॐ तत्सत्परमात्मने नमः।" નર્મદા પરમાત્મસ્મરણમાં નિમગ્ન થતાં આત્મવિસ્મૃતા થઇ ગઈ.

* * * * *

ઝંઝાવાત તથા જળવૃષ્ટિ પોતાના કાર્યની સમાપ્તિ કરી ચૂક્યાં હતાં અને ગંગામાં જળની વૃદ્ધિ થયેલી દેખાતી હતી. રાજઘાટની વાલુકામાં સંન્યાસી શાન્ત ભાવથી બેઠો હતો અને તેની સામે રમાકાન્ત પણ મલિન મુખથી બેઠો હતો. નિકટમાં વૈકુંઠનાથ તથા કન્દર્પકુંડલાના પરસ્પર આલિંગિત મૃત દેહો પડેલા હતા અને તેમના એ આલિંગનનું બંધન એટલું અને એવું તો દઢ થઇ ગયું હતું કે ઉભયનાં મૃત શરીરોને એકબીજાથી ભિન્ન કરવાનું કાર્ય સર્વથા અશક્ય ભાસવા લાગ્યું હતું. રમાકાન્તના નેત્રોમાંથી અશ્રુની અવિરલ ધારા વહ્યા કરતી હતી અને તે શોક તથા વિહ્વલતાથી પાગલ જેવો થઈ ગયો હતો. સંન્યાસીએ રમાકાન્તને અશ્રુપાત કરતો જોઇને અત્યન્ત કોમળ સ્વરથી કહ્યું કેઃ—

"આવી રીતે રોદન તથા અશ્રુપાતમાં વીતાડવામાટે તારી પાસે જેટલો હોવો જોઇએ તેથી પણ અધિક સમય હોવાથી અત્યારે આ રોદનના વ્યવસાયને આટલેથી જ અટકાવી દે અને આ બે મૃત દેહોના અગ્નિસંસ્કારની યોગ્ય વ્યવસ્થા કરી નાખ. નર્મદા આ શબોને સ્મશાનમાં પહોંચાડનારા મનુષ્યોને બોલાવવામાટે અને કાષ્ઠ આદિ વસ્તુઓ લાવવામાટે ગયેલી છે તે હમણાં જ આવી લાગશે. સદ્‌ભાગ્યવશતઃ નર્મદા નૌકામાં બેસી રહી હતી તેથી જ જગદંબાએ કૃપા કરીને આપણ સર્વને ગંગાના અત્યન્ત ક્ષુબ્ધ પ્રવાહમાંથી ખેંચીને તીરપ્રાન્તમાં લાવી મૂક્યા; નહિ તો આપણે પણ ક્યારનાય ગંગામાં ડૂબીને મૃત્યુના ગ્રાસ થઇ ગયા હોત! પરમાત્માએ જે કાંઇ કર્યું છે તે યોગ્ય જ કર્યું છે."

એ પછી ક્ષણમાત્રમાં જ નર્મદા કાષ્ઠ તથા ઘૃત આદિ આવશ્યકીય વસ્તુઓને લઇને જે મનુષ્યોની એ પ્રસંગે આવશ્યકતા હતી

તે મનુષ્યો સહિત આવી લાગી. રમાકાન્તે ચિતાની રચના કરી અને તે ચિતામાં વૈકુંઠનાથ તથા કન્દર્પકુંડલાના મૃત દેહોને ઊપાડીને સાથે જ સુવાડવામાં આવ્યા. સર્વ મનુષ્યોએ ઇશ્વરનામનો ઘોષ કરીને ચિતાને પ્રજ્વલિત કરી દીધી. ચિતાની જ્વાળા અલ્પ સમયમાં જ ગગનસ્પર્શિની થવાની ચેષ્ટા કરવા લાગી. અને કન્દર્પકુંડલા તથા વૈકુંઠનાથની હૃદયજ્વાળા કિંવા આત્મજ્વાળા ચિતાની જ્વાળામાં મળીને સદાનેમાટે અનન્ત અન્તરિક્ષમાં અન્તર્ધાન થઇ ગઇ!

રમાકાન્તના સમસ્ત કલેશોનો અંત આવી ગયો અને નર્મદા પણ સંસારની ચિન્તાચિતાની જ્વાળાથી બળીને ભસ્મીભૂત થઇ ગઈ. સંન્યાસીએ રમાકાન્તના હસ્તને પોતાના હસ્તમાં ગ્રહીને વાત્સલ્ય-દર્શક ભાવથી કહ્યું કે: "આવ, ભાઈ, સ્મશાનઘાટપર જ પતિત-પાવની ગંગાના જલમાં સ્નાન કરીને આપણે શુદ્ધ થઇએ અને ત્યાર પછી તું પોતાના નવીન જીવનનો આરંભ કરી દે."

સંન્યાસી, રમાકાન્ત તથા નર્મદા ગંગાસ્નાનથી શુદ્ધ થઇને પાછા આનન્દમન્દિરમાં આવ્યાં. સંન્યાસી રમાકાન્ત તથા નર્મદાનાં શોકપૂર્ણ હૃદયોનું અનેક શાસ્ત્રકથિત દૃષ્ટાન્તોવડે યથાસાધ્ય સાંત્વન કરવા લાગ્યો.

---

## પ્રકરણ ૧૬ મું

## સંન્યાસીની સુધાવાણી

"હું સમજી શકતો નથી કે જે કન્દર્પકુંડલાએ માત્ર એક જ વારના દર્શન તથા સમાગમથી પોતાના સમસ્ત પ્રણય-સમસ્ત



ચિતાની જ્વાળા અલ્પ સમયમાં જ ગગનસ્પર્શિની થવાની ચેષ્ટા કરવા લાગી.

પૃષ્ઠ ૨૮૦

સ્નેહને મારાં ચરણોમાં સમર્પી દીધો હતો અને વેશ્યાવૃત્તિને સ્વીકારવાથી તે પોતાની અનેક પ્રકારે આર્થિક ઉન્નતિ કરવાને સમર્થ હોવા છતાં મારી અને મારા પ્રેમની પ્રાપ્તિમાટે પોતાની ઉન્નતિના લોભને સર્વથા ત્યાગી દીધો હતો તે કન્દર્પકુંડલાનો આત્મા આટલા અલ્પ કાલાવધિમાં જ મારાથી આટલી સીમા પર્યન્ત શા કારણથી વિરક્ત થઇ ગયો અને અન્તે એક વાર જે વૈકુંઠનાથનો તેણે ભયંકર તિરસ્કાર કર્યો હતો તે જ વૈકુંઠનાથના ઉપદેશ અનુસાર તે આત્મહત્યા કરીને આ સંસારને સદાનેમાટે ત્યાગી દેવાના નિશ્ચયપર શા કારણથી આવી લાગી; માત્ર એટલું જ નહિ, પણ પોતાના એ અભદ્ર નિશ્ચયને તેણે વ્યવહારમાં પણ યોજી બતાવ્યો એમાં શો મર્મ સમાયલો હોવો જોઇએ ? કારણ કે, કોઈ પણ વ્યક્તિનો અત્યન્ત એકનિષ્ઠ પ્રેમ અચાનક તિરસ્કાર કિંવા વિરક્તિના રૂપમાં પરિવર્તિત થઈ જાય એ તો એક મહદાશ્ચર્યકારિણી ઘટના જ કહી શકાય. સ્વામિન્, આપ મહાજ્ઞાની છો અને તેથી હું એ ઘટનાના કારણને આપના શ્રીમુખથી જાણી લેવાની આશા રાખું છું; કારણ કે, એ રહસ્યને જાણી લીધા વિના મારા સંશયગ્રસ્ત, શોકાચ્છન્ન તથા ક્ષુબ્ધ અંતઃકરણને સત્ય શાન્તિનો સ્પર્શ નથી થવાનો તે નથી જ થવાનો."

કન્દર્પકુંડલા તથા વૈકુંઠનાથના આકસ્મિક મૃત્યુની ભયંકર ઘટનાને આરેક દિવસ જેટલો સમય વીત્યા પછી સંન્યાસી, રમાકાન્ત તથા નર્મદા માનમન્દિરની અગાસીમાં પૂર્ણિમાના પૂર્ણચન્દ્રની વિશ્વપ્રકાશિકા મધુર જ્યોત્સ્નાનું નિરીક્ષણ કરતાં અને પરસ્પર વાર્તાલાપ કરતાં બેઠાં હતાં તેવામાં રમાકાન્તે ઉપર પ્રમાણે પોતાના હૃદયસ્થ સંશયનું દર્શન કરાવ્યું અને રમાકાન્તના એ સંશયની વાર્તા

સાંભળીને નર્મદા પણ ગંભીરતાથી કહેવા લાગી કેઃ—

"સ્વામિન્, મારા હૃદયમાં પણ જ્યારથી મારી કન્દર્પકુંડલા તથા વિક્ષિપ્ત વૈકુંઠનાથના એકત્ર મૃત્યુની ભીષણ ઘટના ઘટી છે ત્યારથી એ જ વિચાર થયા કરે છે કે કન્દર્પકુંડલાના આદર્શ અનુરાગનું આવું અનિષ્ટ પરિણામ કેમ અને શા કારણથી થયું ? અર્થાત્ મારા સંશયને પણ આપ નિવારશો એવી આશા છે."

દિવ્યચક્ષુ સંન્યાસી રમાકાન્તના તેમ જ નર્મદાના આ સંશયના દર્શનથી કિંચિદ્ હસ્યો અને ત્યાર પછી ગંભીર ભાવથી તેમને સંબોધીને કહેવા લાગ્યો કેઃ "બન્ધુ રમાકાન્ત અને માતા નર્મદા, કન્દર્પકુંડલાના આદર્શ અનુરાગનું જે અનિષ્ટ કિંવા વિપરીત પરિણામ થયેલું આપણા જોવામાં આવ્યું છે તે આનુવંશિકતાજન્ય સ્વભાવભિન્નતાનું જ પરિણામ છે અને તેથી એ પરિણામમાં મને તો આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી જ દેખાતું."

"ત્યારે આ પરિણામનું મૂળ ઉત્પાદક કારણ આનુવંશિકતા છે ?" રમાકાન્તે કિંચિદ્ આશ્ચર્યદર્શક ભાવથી પૂછ્યું.

"હા; કારણ કે, આનુવંશિકતાનો જેટલો શરીર સાથે સંબંધ છે તેટલો જ, કિંબહુના તેથી પણ અધિકતર સંબંધ મન તથા મનુષ્યના સ્વભાવ સાથે પણ જોડાયલો છે, એ તારે નિરંતર સ્મરણમાં રાખવાનું છે. આપણાં ધર્મશાસ્ત્રોમાં સ્ત્રી તથા પુરુષના લગ્નસંબંધ પૂર્વે ઉભયપક્ષની કુલીનતાના શોધને જે મહત્ત્વ આપવામાં આવ્યું છે તેનુ મૂળ કારણ એ જ છે કે જો ઉભય પક્ષની કુલીનતાની યોગ્ય પૃચ્છા કર્યા પછી લગ્નસંબંધ થાય તો દાંપત્યપ્રેમનાં આવાં વિપરીત તથા અનિષ્ટ પરિણામો બહુધા થવા જ ન પામે. કન્દર્પકુંડલાની માતા એક અભિજાત આર્યવંશની કન્યા હતી અને કન્દર્પકુંડલામાં

પણ તે આનુવંશિક અભિજાતત્વ ઊતરી આવેલું હોવાથી સ્વાભાવિક જ તેનો વેશ્યાવૃત્તિ પ્રતિ તિરસ્કાર થઈ ગયો હતો. પોતાના એ આનુવંશિક સદ્‌ગુણના યોગે તેણે વેશ્યાવૃત્તિથી થનારા અન્ય પ્રકારના અશાશ્વત લાભોને તિલાંજલિ આપીને એક જ યોગ્ય પુરુષની ધર્મપત્ની થવાની આકાંક્ષાથી તને પોતાના સમસ્ત સ્નેહની આરાધ્ય પ્રતિમા બનાવી તે પ્રતિમાને પોતાના હૃદયમન્દિરમાં પ્રતિષ્ઠિતા કરી હતી; પરંતુ તેની માતા સરસ્વતીએ વિધવા થવા પછી અન્ય પુરુષના પ્રેમને સ્વીકાર્યો હતો એટલે કે વ્યભિચાર કર્યો હતો કિંવા અમુક અંશે તે વેશ્યાવૃત્તિના પાતકથી લિપ્ત થઈ હતી અને તેના એ વ્યભિચારના પરિણામે કન્દર્પકુંડલાનો જન્મ થયેલો હોવાથી એક શુદ્ધ અભિજાતા કન્યામાં જેટલી વિષયલાલસા હોવી જોઇએ તેથી કન્દર્પકુંડલાની વિષયલાલસા બહુ જ વિશેષ હતી અને એક શુદ્ધ અભિજાતા આર્યકન્યામાં લજ્જા, વિનય, સંયમ તથા સહનશીલતા કિંવા સહિષ્ણુતા આદિ જે સદ્‌ગુણો અધિક પરિમાણમાં રહેલા હોય છે તે સદ્‌ગુણોનો કન્દર્પકુંડલામાં જો કે સર્વથા અભાવ હતો એમ તો ન જ કહી શકાય; તથાપિ એ સદ્‌ગુણો તેનામાં હોવા જોઇએ તેથી અત્યન્ત ન્યૂન પરિમાણમાં હતા અને તેથી તારા સમાગમથી તેને પોતાની ઇચ્છા અનુસાર ભોગવિલાસજન્ય આનન્દની પ્રાપ્તિ ન થતાં તેના વિષયાસક્ત પ્રેમનું વિરક્તિ તથા ઉદાસીનતામાં પરિવર્તન થવા માંડ્યું હતું; કારણ કે, તું જો કે કન્દર્પકુંડલાના અલૌકિક લાવણ્યમાં મુગ્ધ થઇને તે રૂપસુન્દરીનો ઉપાસક થયો હતો; પરંતુ કેવળ વિષયલાલસાની તૃપ્તિ એ જ તારા મોહ તથા પ્રેમનો એક માત્ર ઉદ્દેશ ન હોવાથી તું તારો કેટલોક સમય મારી સાથે કિંવા અન્ય પંડિતો સાથે જ્ઞાનચર્ચામાં વીતાડતો હતો

તેમ જ મનન તથા નિદિધ્યાસનમાં પણ તારો કેટલોક સમય વીતી જતો હતો એટલે તારાથી કન્દર્પકુંડલાને તેની ઇચ્છા અનુસાર આનન્દ આપી શકાય તેમ નહોતું અને કન્દર્પકુંડલાના સંબંધમાં તારી એ જ્ઞાનલાલસા અને જ્ઞાનાર્જનપ્રવૃત્તિ કાલોત્પાદક કૃપાણીનું પરિણામ નિપજાવવા લાગી હતી. આવી રીતે વિરક્તિનો વહ્નિ કન્દર્પકુંડલાના હૃદયમાં પ્રજળવા લાગ્યો હતો તેવામાં જે પોતાની નીચ આનુવંશિકતાના કારણથી વિષયકીટરૂપે જ આ સંસારમાં જન્મ્યો હતો અને કેવળ વિષયલાલસાની તૃપ્તિ એ જ જેના જીવનનો એકમાત્ર પ્રધાન ઉદ્દેશ હતો તે વૈકુંઠનાથ સર્વથા પાગલ થઇને કન્દર્પકુંડલાની પૂઠે પડ્યો હતો અને વારંવાર તેનાં શ્રવણોમાં મધુર વિષને રેડી જતો હતો એટલે એથી કન્દર્પકુંડલાના હૃદયમાંનો વિરક્તિરૂપ વહ્નિ વિશેષ પ્રજ્વલિત થયો અને અધુરામાં પૂરું તેં કન્દર્પકુંડલાના કુલની હીનતા દર્શાવીને તે વિરક્તિના વહ્નિમાં ઘૃત હોમી દીધું. હવે કન્દર્પકુંડલા પોતાના ગન્તવ્ય માર્ગનો નિશ્ચય ન કરી શકી; કારણ કે, તારા પ્રતિ તેની સંપૂર્ણ વિરક્તિ થઇ ગઇ હતી અને અન્ય પુરુષના પ્રેમને સ્વીકારીને પોતાની માતા પ્રમાણે વ્યભિચારિણી વનિતા તરીકે સમાજમાં નિન્દાપાત્ર થવાની પણ તેની ઇચ્છા નહોતી; અર્થાત્ તેની સુખશાન્તિ વિષયક આશાનો સર્વથા લોપ થવાથી જો કેવળ મૃત્યુનો માર્ગ જ તેને મોક્ષદાયક દેખાયો હોય તો તે સર્વથા સ્વાભાવિક હતું; માત્ર એટલું જ નહિ, પણ પરમાત્માની પણ એવી જ ઇચ્છા હતી કે કન્દર્પકુંડલાના જીવનનાટકની સત્વર સમાપ્તિ થઇ જાય, તો સારું; કારણ કે, નહિ તો તારા જીવનની દિશા નિશ્ચિત થઈ શકે તેમ નહોતું અને તેથી જ ગંગાદશમીને દિવસે પરમાત્માએ કન્દર્પકુંડલાના મૃત્યુની સામગ્રીને અચાનક તૈયાર કરી દીધી અને વૈકુંઠનાથના

આયુષ્યની સમાપ્તિ થયેલી હોવાથી પરમાત્માએ કન્દર્પ કુંડલાના મૃત્યુનો હેતુ વૈકુંઠનાથને બનાવી દીધો." આવી રીતે કન્દર્પ કુંડલાના મૃત્યુને આનુવંશિકતાજન્ય દોષના પરિણામ તરીકે દર્શાવીને સંન્યાસીએ પ્રેમનું વિવેચન કરવાના ઉદ્દેશથી કહેવા માંડ્યું કે: "રમાકાન્ત, અત્યારના કેટલાક સ્નેહલગ્નના પ્રતિપાદકો તથા પુરસ્કારકો લગ્નના સંબંધમાં જે 'સ્નેહ' શબ્દને વારંવાર ભાર મૂકીને ઉચ્ચારે છે તે 'સ્નેહ' શબ્દ સર્વથા નિરર્થક તથા નામમાત્રનો જ છે; કારણ કે, એક યુવતી પુરાતન રૂઢિને ત્યાગીને જે પુરુષમાં પોતાનો કહેવાતો સ્નેહ બંધાયો હોય તે પુરુષ સાથે પરણે છે કિંવા એક યુવક જેનામાં તેનો પોતાનો સ્નેહ જોડાયો હોય તે યુવતી સાથે પોતાનાં માતાપિતા કે અન્ય આપ્તજનોની અનુમતિ લીધા વિના સ્વતંત્રતાથી લગ્નના ગ્રંથિથી જોડાય છે; પરંતુ એમાં વાસ્તવિકતાથી બહુ અંશે તરુણ તથા સુંદર પુરુષ સાથે તેમ જ તરુણી તથા સુંદરી સ્ત્રી સાથે પરણવાની તેમ જ પોતાની ભ્રષ્ટ થયેલી કામવાસનાને તૃપ્ત કરવાની જ યુવતી તથા યુવકની પ્રધાન આકાંક્ષા હોય છે. અર્થાત્ એવાં યુવકો તથા યુવતીઓ સ્નેહના કારણથી પરણે છે ખરાં; પણ તેમનો તે સ્નેહ વાયુની લહરી સમાન ક્ષણિક હોવાથી દાંપત્યસુખમાટે સર્વથા નિરર્થક હોય છે અને તેથી જો તેમના એ સ્નેહને 'વિકાર' નામથી ઓળખવામાં આવે, તો તે સર્વથા યોગ્ય જ છે. સારાંશ કે, અત્યારના યુગમાં સહસ્રાવધિ કિંબહુના લક્ષાવધિ યુવકયુવતીઓ એવી કલ્પના કરીને પરણે છે કે 'અમો કેવળ સ્નેહની પ્રબળતાથી જ પરણીએ છીએ,' પરંતુ વસ્તુતઃ તેમનો એ સ્નેહ એક પ્રકારનો દંભમાત્ર જ હોય છે અથવા તો તેમના એ ઉપહાસાસ્પદ સ્નેહ નામક 'મેસ્મેરીઝ્મ'માં જે એક આકર્ષક શક્તિ

રહેલી હોય છે તે શક્તિના યોગે યુવક યુવતીને કિંવા યુવતી યુવકને જાણી જોઇને કિંવા અજાણતાં પોતાપ્રતિ આકર્ષી લે છે અને તે આકર્ષક શક્તિનો ક્ષય થતાં જ તેઓ પાછાં એક બીજાથી છૂટાં પડી જાય છે. એવાં દંપતીઓના પરસ્પર મોહનો એકબીજાના સમાગમમાં રહી પરસ્પર અનુભવ મેળવ્યા પછી અલ્પ સમયમાં પોતાની મેળે જ અન્ત આવી જાય છે અને કહેવાતા સ્નેહલગ્નની ભાવના સર્વથા અદૃશ્ય થયેલી કિંવા સર્વથા અસત્ય તથા ભ્રામક સિદ્ધ થયેલી દેખાય છે. આટલા વિવેચનથી એ તત્ત્વ તો તારા જાણવામાં આવેલું હોવું જ જોઇએ કે સ્ત્રી તથા પુરુષના પરસ્પર સત્ય તથા સંપૂર્ણ પ્રેમ, પ્રણય કિંવા સ્નેહના બંધારણમાટે ગુણો સહિત મનના સામ્યની સર્વથી પ્રથમ આવશ્યકતા હોય છે; કારણ કે, જે સ્ત્રી તથા પુરુષનો સ્વભાવ પરસ્પર મળતો ન આવતો હોય તેમની વચ્ચે કદાપિ સત્ય તથા સંપૂર્ણ સ્નેહભાવ ઉત્પન્ન થતો નથી અને થવાનો સંભવ પણ નથી. આનો ભાવાર્થ એ છે કે જો પુરુષ કુલીન તથા સદ્‌ગુણશાળી હોય, તો તેની સ્ત્રીમાં પણ કુલીનતા તથા સદ્‌ગુણો હોવાં જોઇએ; જો પુરુષ પરોપકારી હોય, તો સ્ત્રીએ પણ પતિ સાથે પરોપકારના માર્ગમાં અગ્રેસર થવું જોઇએ; જો પુરુષ સંયમશીલ તથા નીતિમાન્ હોય, તો સ્ત્રીએ પણ તેટલા જ પરિમાણમાં સંયમ તથા નીતિનું અવલંબન કરવું જોઇએ; તેમ જ જો સ્ત્રીમાં કલ્પનાશક્તિની અતિશયતા હોય, તો પુરુષમાં પણ બહુધા તેટલી જ કલ્પનાશક્તિ હોવી જોઇએ અને સ્ત્રી કદાચિત્ વિલાસપ્રિયતાપ્રતિ વધારે ઢળેલી હોય, તો પુરુષે તેની વિલાસપ્રિયતાને યથાસાધ્ય સંતોષવાની ચેષ્ટા કરવી જોઇએ; કારણ કે, નહિ તો પરસ્પર સ્નેહનો અભાવ થતાં તેમના સુખના માર્ગમાં અચાનક વિઘ્ન ઉપસ્થિત થઇ

જાય છે અને તે વિઘ્નના પરિણામે તેમનાં લગ્નબંધનો તૂટી જવાની અણીપર આવી લાગે છે. અર્થાત્ આદર્શચરિત થવામાટે જે જે સાધનોની આવશ્યકતા છે તે સર્વ સાધનોમાં સ્ત્રી તથા પુરુષની પરસ્પર સમાનતા હોવી જોઇએ કે જેના યોગે તેઓ મનસા, વાચા તથા કર્મણા એક બીજાનાં સહાયકો થઈ શકે અને તેમનો સ્નેહ પણ દિવસાનુદિવસ અધિકાધિક વૃદ્ધિંગત થતો રહે. આ નિયમનો વિચાર ન કરીને પરણવાથી સ્ત્રી તથા પુરુષ ઉભયનાં જીવન દુઃખરૂપ, નિરાશામય તથા ભારરૂપ થઈ પડે છે એ નિર્વિવાદ હોવાથી દાંપત્યસુખની પ્રાપ્તિમાટે આ નિયમ અનુસાર વર્તવાની આવશ્યકતા અનિવાર્ય છે. વસ્તુસ્થિતિ આવા પ્રકારની હોવાથી જ સ્નેહલગ્નપ્રધાન યૂરોપની પાશ્ચાત્ય જાતિઓમાં લગ્નબંધનથી આબદ્ધ થવા પૂર્વે યુવકો તથા યુવતીઓ અથવા અન્ય શબ્દોમાં કહીએ તો આશકો અને માશૂકો એક બીજામાટે પોતાના પ્રાણ સમર્પી દેવાને પણ તૈયાર થયેલાં દેખાય છે અને લગ્નસંબંધ થઈ ગયા પછી અલ્પ કાળ વીતતાં જ શાકબજારમાંની ન વેચાયલી ભાજી પ્રમાણે તેમનો સ્નેહ સડવા માંડે છે અને જોતજોતાંમાં તે સ્નેહ છૂટાછેડા એટલે કે 'ડાયવોર્સ'ના સ્વરૂપને ધારવાની અણીપર આવી લાગે છે. એકલા ગ્રેટ્બ્રિટનમાં જ 'ડાયવોર્સ'ના કેસોની સંખ્યા એટલી બધી વધી પડી છે કે તે કેસો ચલાવવામાટે ત્યાં ખાસ એક 'ડાયવોર્સ કોર્ટ્ સ્થાપવી પડી છે અને તેમાં પ્રતિવર્ષ સહસ્રાવધિ દંપતીઓ—સ્નેહલગ્નથી પરસ્પર સંલગ્ન થયેલાં દંપતીઓ—છૂટાછેડા મેળવીને એ કહેવાતા સ્નેહના બંધનથી સદાનેમાટે મુક્ત થઇ જાય છે; માત્ર એટલું જ નહિ, પણ કેટલીક વાર તો એવી ઘટનાઓ પણ ત્યાં બને છે કે અમુક દંપતીઓના લગ્નવિધિ થયાને દશ દશ, પંદર પંદર કે

વીસ વીસ વર્ષ જેટલો કાળ વીતી ગયો હોય છે અને તેઓ બન્ને, ચાર ચાર કે છ છ સંતાનોનાં માતાપિતાની પદવીપર આરૂઢ થયેલાં હોય છે છતાં 'ડાયવોર્સ્ કોર્ટ્'માં છૂટા છેડા મેળવવામાટે આવેલાં દેખાય છે અને પુરુષ સાઠ વર્ષની અવસ્થામાં પત્નીથી અને પત્ની ચાળીસ કે પચાસ વર્ષની અવસ્થામાં પતિથી સદાનેમાટે ન્યાયદેવતાની સહાયતાથી વિયુક્ત થઇ જાય છે! જો સ્નેહલગ્નનું પરિણામ આ હોય, તો એ સ્નેહલગ્નને નવગજના નમસ્કાર કરવા જોઇએ ખરા કે નહિ? આપણા ભારતવર્ષમાં પણ જે કેટલાક પાશ્ચાત્યવિદ્યાવિભૂષિત નવયુવકો પાશ્ચાત્ય સ્નેહલગ્નની પદ્ધતિનું અંધાનુકરણ કરીને એવા સ્નેહલગ્નનું સાહસ કરી બેઠા છે તે નવયુવકોને એ સ્નેહલગ્નનાં કેવાં કડવાં ફળો ચાખવાં પડયાં છે એ તેમને પોતાને જ પૂછવાથી જાણી શકાય તેમ છે એટલે એના અધિક વિવેચનની આવશ્યકતા હોય એવી મારી માન્યતા નથી."

"જ્યારે આપ આવાં અનિષ્ટ પરિણામોના કારણ તરીકે સ્નેહલગ્નને જ દર્શાવો છો, તો એથી આપનો શું એમ દર્શાવવાનો આશય છે કે આપણા સમાજમાં બાલકો તથા બાલિકાઓનાં લગ્નોનો તેમનાં માતાપિતાદ્વારા થતો નિશ્ચય અને તેના પરિણામે થતાં બાળલગ્નો જ શુભ પરિણામને નિપજાવનારાં છે? જો એમ જ હોય, તો પોતાની અજ્ઞાનપૂર્ણ બાલ્યાવસ્થામાં પોતાનાં માતાપિતા અથવા અન્ય આત્મીય જનોની ઇચ્છાનુસાર પરસ્પર લગ્નસંબંધથી જોડાયલાં દંપતીઓમાં પરસ્પર એવા સુખવિનાશક વિગ્રહો નથી જ થતા એમ નથી અને તેમના સુખમાર્ગમાં કોઇ પણ પ્રકારની બાધા નથી જ આવતી એમ પણ નથી એટલામાટે આપનું આ કથન; કાંઇક એકપક્ષીય હોય એમ જણાય છે: કારણ કે, બાળલગ્ન કરતાં

પણ સ્નેહલગ્ન હીનતર હોય એમ માની લેવું એ મારી બુદ્ધિને તો ઇષ્ટ નથી લાગતું.” રમાકાન્તે અતિશય સભ્યતાપૂર્ણ શબ્દોમાં અને સંપૂર્ણ વિનય પૂર્વક પોતાના હૃદયમાં ઉત્પન્ન થયેલા સંશયને વાણી-દ્વારા વ્યક્ત કરી બતાવ્યો.

“ રમાકાન્ત, પાશ્ચાત્ય દેશવાસીઓ તેમ જ આપણા દેશના કહેવાતા સમાજસંસ્કારકો અથવા સમાજસુધારકોના અભિપ્રાય અનુ-સાર યૌવનનો પૂર્ણ વિકાસ થવા પૂર્વે સ્ત્રી તથા પુરુષનો લગ્નસંબંધ કોઈ પણ પ્રકારે ઇષ્ટ કિંવા ઉચિત નથી. યૂરોપમાં લગ્નના સંબંધમાં એવો કાયદો કરવામાં આવ્યો છે કે સાધારણતઃ પુરુષની અવસ્થા ઓછામાં ઓછી ચૌદ વર્ષની હોય અને સ્ત્રીની અવસ્થા ઓછામાં ઓછી બાર વર્ષની હોય, તો તે વેળાએ તેમનો લગ્નસંબંધ કરી આપવો એમાં કોઇ પણ પ્રકારની હાનિ નથી. એવી જ રીતે ફ્રાન્સ-માં કાયદા અનુસાર પુરુષની અઢાર વર્ષની અવસ્થાને તથા સ્ત્રીની પંદર વર્ષની અવસ્થાને વિવાહયોગ્ય ઠરાવવામાં આવી છે; પરંતુ એ સર્વ દેશોમા એ અવસ્થાથી બહુધા અધિક અવસ્થામાં જ સ્ત્રીઓ તથા પુરુષોનો લગ્નસંબંધ થાય છે. આપણા ભારતવર્ષમાં, વિવાહ-યોગ્ય અવસ્થાના સંબંધમાં, શાસ્ત્રોમાં એટલી બધી ન્યૂન સીમા દૃષ્ટિગોચર થાય છે કે દ્વિજો એટલે કે બ્રાહ્મણ, ક્ષત્રિય, તથા વૈશ્ય જાતિના બાળકો આઠ વર્ષની અવસ્થામાં તેમનો ઉપનયન સંસ્કાર થવા પછી બીજો નવ વર્ષ જેટલો કાલાવધિ બ્રહ્મચર્ય સહિત વેદા-ધ્યયનમાં વીતાડીને જો તેમની ઇચ્છા હોય તો તરત જ વિવાહ કરી શકે છે.* અર્થાત્ એ નિયમ અનુસાર ભારતવર્ષમાં પુરુષની

* મનુસ્મૃતિ: અધ્યાય ૩ જો: શ્લોક ૧ થી ૪ અને અધ્યાય ૨ જો: શ્લોક ૩૬ મો.

વિવાહ યોગ્ય અવસ્થા ઓછામાં ઓછી સત્તર વર્ષની હોય એમ સ્પષ્ટ જણાઇ આવે છે અને સ્ત્રીમાટે કયાંક રજોદર્શનથી પૂર્વે તેના વિવાહનો વિધિ કહેલો છે અને કયાંક આઠ વર્ષની અવસ્થાથી બાર વર્ષની અવસ્થા થતાં સુધીમાં તેનો લગ્નસંબંધ કરી આપવાનું કહેવાયલું છે;+ કિન્તુ પ્રચલિત વ્યવહાર અનુસાર હિન્દુ સમાજમાં પુરુષજાતિમાટે ઓછામાં ઓછી ચૌદ વર્ષની અવસ્થા અને નારીજાતિમાટે ઓછામાં ઓછી નવ અથવા દશ વર્ષની અવસ્થા વિવાહયોગ્ય અવસ્થા મનાય છે. કન્યાનો લગ્નસંબંધ વધારેમાં વધારે બાર અથવા તેર વર્ષની અવસ્થામાં તો થઇ જ જાય છે; કારણ કે, નારીજાતિમાટે લગ્નયોગ્ય અવસ્થાની ભારતવર્ષમાં એ ઉચ્ચતમ સીમા છે. ભારતવર્ષમાં લૌકિક વિવાહયોગ્ય અવસ્થાની ન્યૂન સીમા ઇ. સ. ૧૮૭૨ ના ૩ કાયદા અનુસાર પુરુષમાટે અઢાર વર્ષની અને સ્ત્રીમાટે ચૌદ વર્ષની નિશ્ચિત કરવામાં આવી છે.

" હવે આપણે બાલ્ય વિવાહને દોષાવહ સિદ્ધ કરનારી જે કેટલીક સાધારણતઃ પ્રતિકૂલ યુક્તિઓ છે તેમનો વિચાર કરીશું. જે લોકો બાલ્ય વિવાહના એટલે કે અલ્પ વયમાં બાલકો તથા બાલિકાઓને લગ્નસંબંધથી સાંધી દેવાની પદ્ધતિના વિરોધીઓ છે, તે લોકો પોતાના મતના સમર્થનમાટે સર્વથી પ્રથમ જે ત્રણ યુક્તિઓ રજૂ કરે છે તે આ પ્રમાણે છેઃ વિવાહસંબંધ એક અત્યંત ગુરુતમ સંબંધ હોવાથી અને તેની સફળતા કિંવા અફળતા દીર્ઘકાળપર્યન્ત ટકનારી હોવાથી જ્યાં સુધી સ્ત્રી તથા પુરુષ ઉભયની બુદ્ધિ પરિ-

---

+ મનુસ્મૃતિ : અધ્યાય ૯ મો : શ્લોક ૮૯ થી ૯૪ જુઓ

પકવ ન થાય ત્યાં સુધી તેમને એ લગ્નના બંધનથી બાંધીને લાકડે માકડું વળગાડી દેવું એ કોઈ પણ પ્રકારે યોગ્ય નથી; દ્વિતીય, સંતાનોની ઉત્પત્તિ કરવી એ લગ્નનો પ્રધાન ઉદ્દેશ હોવાથી અલ્પ વયમાં એટલે કે દેહ તથા બુદ્ધિની પરિપકવતા થવા પૂર્વે જ સ્ત્રી તથા પુરુષના ગળામાં લગ્નની શૃંખલા નાખી દેવી, એ સર્વથા અયોગ્ય કાર્ય છે; કારણ કે, જો માતાપિતાનાં શરીર તથા મન પૂર્ણતાને પ્રાપ્ત થયેલાં ન હોય, તો તેમનાં સંતાનોનાં શરીર તથા મન પણ સર્વથા નિર્બળ જ રહી જાય છે અને તેઓ સમાજનું કે દેશનું કાંઈ પણ કલ્યાણ કરી શકતાં નથી; અને તૃતીય, સંસારમાં જીવનસંગ્રામ એવો તો કઠિનતર થતો જાય છે કે અલ્પ અવસ્થામાં સ્ત્રી તથા સંતાનોના પાલનના ભારને મસ્તકપર ધારી લેવાથી પુરુષો પોતાની ઉન્નતિમાટેના પ્રયત્નો કરી જ નથી શકતા અને તેમનું જીવન સર્વથા દુઃખમય તથા વ્યર્થ થઇ જાય છે. આ ત્રણ યુક્તિઓ એટલી બધી પ્રબળ તથા સુસંગત છે કે એ યુક્તિઓને સાંભળતાં પ્રથમ દૃષ્ટિએ તો એવો જ ભાસ થાય છે કે એ વાદનો કોઇ પ્રતિવાદ છે જ નહિ અને જે દેશોમાં અલ્પ વયમાં લગ્ન થવાની પ્રણાલિકા નથી તે દેશોની ઐહિક ઉન્નત અવસ્થા સાથે બાલ્યવિવાહપ્રણાલિકાના અનુગામી ભારતવર્ષની ઐહિક હીન અવસ્થાની તુલના કરવાથી તો વળી બહુધા એવો નિશ્ચય જ થઇ જાય છે કે બસ, બાલ્ય વિવાહની વિરોધિની એ યુક્તિઓને સત્ય સિદ્ધ કરી બતાવનારું આનાથી બીજું બલવત્તર પ્રમાણ કયું હોઇ શકે તેમ છે? અર્થાત્ જો કોઇ વિજ્ઞ અને પ્રવીણ પુરુષ પણ એ યુક્તિઓથી વિરુદ્ધ કાંઇ બોલવાનો પ્રયત્ન કરે, તો તેને ભ્રાન્ત તથા વિક્ષિપ્ત માનવામાં આવે છે અને તેના કથનને સાંભળવા યોગ્ય માનવામાં નથી આવતું. મારા આ

વિધાનનો સત્યાંશ માત્ર એક જ ઉદાહરણથી તારા જાણવામાં આવી શકશે. તે ઉદાહરણ એ છે કે, કેટલાંક વર્ષ પૂર્વે એક વાર કલકત્તા વિશ્વવિદ્યાલયની પ્રવેશિકા પરીક્ષામાટે બંગલા સાહિત્યનું જે એક પાઠ્ય પુસ્તક રચવામાં આવ્યું હતું તે પુસ્તકમાં સુપ્રસિદ્ધ મનનશીલ સુપંડિત અને સુલેખક સ્વર્ગીય ભૂદેવ મુખોપાધ્યાય મહાશયના 'પારિવારિક પ્રબંધ' નામક ગ્રંથમાંથી 'બાલ્ય વિવાહ' શીર્ષક પ્રબંધ અથવા તેમાંના કેટલાક અંશને લઇને જેમનો તેમ છાપવામાં આવ્યો હતો. એમાં બાલ્ય વિવાહનું કેટલેક અંશે સમર્થન કરાયલું હતું. પરંતુ એમાં એવી કોઇ પણ વાર્તા નહોતી કે જેને કોઇ પણ પ્રકારે અયોગ્ય કહી શકાય; છતાં એ પ્રબંધમાટે એટલી સીમાપર્યન્ત વિરોધ દર્શાવવામાં આવ્યો કે અન્તે તે પાઠ્ય પુસ્તકમાંના એ અંશને કાઢી જ નાખવો પડ્યો. આમ થાય એમાં કાંઇ આશ્ચર્ય જેવું નથી; કારણ કે, આપણા આ ભારતવર્ષ નામક દેશમાં એક સમયમાં બાલ્ય વિવાહની રૂઢિ જેવા રૂપમાં પ્રચલિત હતી, તે રૂપથી તેમાં અનેક દોષો સમાયલા હતા અને તેથી અનેક પ્રકારનાં અનિષ્ટ પરિણામો પણ થયેલાં છે એટલામાટે જો એ બાલ્ય વિવાહ પ્રતિ લોકોની તિરસ્કારપૂર્ણ અશ્રદ્ધા થઇ જાય, તો તે સર્વથા સ્વાભાવિક જ છે. એનું બીજું કારણ એ છે કે, આ દેશની વર્ત્તમાન હીન અવસ્થાના યોગે થનારાં કષ્ટો ન્યૂનાધિક અંશે સર્વ જનોને ભોગવવાં પડે છે એ તો સ્પષ્ટ દેખાઇ આવે છે અને એ સર્વ કષ્ટો આ દેશની પ્રાચીન નીતિરીતિના પરિણામરૂપ છે, એવો જ બહુસંખ્ય સુશિક્ષિત લોકોનો વિશ્વાસ બંધાઇ ગયો છે. હવે તેમની એ માન્યતા સત્ય છે કે પછી અસત્ય તથા ભ્રમમૂલક છે એ એક ભિન્ન અને વિચારણીય પ્રશ્ન છે અને તેથી એ પ્રશ્નનું જ હવે મારે નિરાકરણ કરવાનું છે."

સંન્યાસી બોલતાં બોલતાં તૃષાતુર થવાથી પાસે પડેલા કમંડલુમાંના જળના પાનથી પોતાની તૃષાનું નિવારણ કરીને પુનઃ પોતાના વ્યાખ્યાનના અનુસંધાનમાં આગળ વધીને શાંત ભાવથી બોલવા લાગ્યો કે:—

"આપણા દેશની કેટલીક પ્રાચીન નીતિરીતિઓનું જો કાંઇ પણ શુભ ફળ હોય, તો તે ઐહિક કિંવા વૈષયિક નથી, કિન્તુ આધ્યાત્મિક હોવાથી સર્વ જનો સહજ પ્રયત્નથી કિંવા તત્કાળ તેને અનુભવી શકતાં નથી; અને અધૂરામાં પૂરું આજકાલના કહેવાતા સુધારકો જે નીતિરીતિઓ તેમના પોતાના મતથી વિરુદ્ધ હોય તે નીતિરીતિઓના દોષોની દિવસ અને રાત્રિ એવી તો ભાપણુ ધોપણુ કર્યા કરે છે કે તેના પરિણામે અન્ય જનોના અભિપ્રાયો પણ બદલાઇ જાય છે અને તેથી તે નીતિરીતિઓમાં કેટલાક બહુ જ ઉત્કૃષ્ટ ગુણો હોવા છતાં તે ગુણોનો તેઓ વિચાર જ નથી કરતા અને તેમના પ્રતિ દૃષ્ટિપાત કરવાને પણ પાતક માની બેસે છે. સારાંશ કે, સમાજસુધારકો લોકહિતમાટે એ પ્રાચીન નીતિરીતિઓને સર્વથા તિલાંજલિ આપી દેવાના જ પ્રયત્નો કર્યા કરે છે; તે નીતિરીતિઓમાં રહેલા ગુણ તથા દોષ ઉભયને વિચાર કિંવા વિવેકની તુલામાં તોળી જોવાનો પરિશ્રમ તેઓ કરતા જ નથી; કારણ કે, એ તુલનાત્મક માર્ગમાં ચાલવાનો જો તેઓ પ્રયત્ન કરે, તો એ માર્ગમાં બહુ જ મંદ ગતિથી ચાલવું પડે છે એટલે તેઓ એકદેશદર્શી થઇને વેગપૂર્વક સંસ્કાર કિંવા સુધારાની દિશામાં જ આગળ અને આગળ વધતા રહે છે. સુધારકો પોતાનું કાર્ય કરી રહ્યા છે અને કરશે; તેમની સાથે મારો કશો પણ વિરોધ નથી; કિન્તુ મારી માન્યતા અનુસાર પ્રાચીન નીતિરીતિઓના દોષોને

તીવ્રતાથી શોધતી વેળાએ જો તેઓ તે નીતિરીતિઓમાં રહેલા
ગુણો પણ શોધવાનો પ્રયત્ન કરે, તો તેઓ જનસમાજના
અધિક શ્રદ્ધાભાજન થઇ શકે તેમ છે. સંસાર નિરંતર ગતિશીલ છે
એમાં તો કોઇ પણ પ્રકારનો સંદેહ છે જ નહિ; અર્થાત્ સંસારમાં
જેને સર્વથા સ્થિર કહી શકાય તેવું કંઇ પણ નથી. કોઇ સપક્ષ,
કોઇ પશ્ચાત, કોઇ સન્માર્ગમાં તો કોઇ કુમાર્ગમાં એવી રીતે જગ-
તના સર્વ પદાર્થો ચાલતા અને ચાલતા જ દૃષ્ટિગોચર થાય છે
અને તેથી પરિવર્ત્તનનો વિરોધ ટકી શકતો નથી. તથાપિ જો કોઈ
મનુષ્ય કોઇ વસ્તુને સન્માર્ગમાં ચલાવવાની અને તેને તેના ગન્તવ્ય
સ્થાનમાં લઈ જવાની ઇચ્છા કરે, તો કેવળ તે વસ્તુની ગતિના
વેગને વધારી દેવાથી જ કાર્યની પૂર્ણતા થઇ શકતી નથી; કિન્તુ
તેની ગતિની દિશાને પણ સ્થિર રાખવી પડે છે. જે ચતુર અશ્વા-
રોહી હોય છે તે અશ્વને કેવળ ચાબૂક મારીને જ નથી ચલાવતો;
કિન્તુ સાથે તેની લગામને પણ ખેંચતો રહે છે. અર્થાત્ સમાજ-
સુધારકો કેવળ પોતાની દૃષ્ટિને સામી રાખીને જ ચાલ્યા કરશે
તો તેમનું કોઇ પણ કાર્ય સિદ્ધ થવાનું નથી; કારણ કે, આગળ,
પાછળ અને આસપાસ ચારે તરફ દૃષ્ટિ રાખીને સાવધાનતાથી
ચાલવાની કાર્યસિદ્ધિમાટે સર્વથી પ્રથમ આવશ્યકતા છે. જો તું એ
નવીન સમાજસંસ્કારનો પુરસ્કારક હોય તો આ નિયમને તારે પણ
લક્ષમાં રાખી લેવાનો છે. આ વિષયની આટલી દીર્ઘ પ્રસ્તાવના
કરવાનું કારણ એ છે કે, મારા આ કથનને સ્મરણમાં રાખીને તું
જે વક્તવ્ય બાલ્ય વિવાહના પક્ષમાટે સમર્થક છે તેના પ્રતિ કાંઇક
લક્ષ આપે અને તેમાં રહેલા ગુણોનો પણ કાંઇક વિચાર કરે. કિન્તુ
મારે પ્રારંભમાં જ જણાવી દેવું જોઇએ કે કેટલાક સમય પૂર્વે

આપણા દેશના ભિન્ન ભિન્ન ભાગોમાં પંચ અથવા છ વર્ષની બાલિકા સાથે દશ અથવા બાર વર્ષની અવસ્થાના બાળકનો લગ્નસંબંધ થવાનાં જે ઉદાહરણો જોવામાં આવતાં હતાં અને આજે પણ કેટલાંક સ્થાનોમાં જે એવા શરીરસંબંધ અપવાદરૂપ થાય છે તેમનો જેમ હું અનુમોદન નથી આપતો તેમ જ કોઈ પણ વિચારશીલ વ્યક્તિ અનુમોદન આપી શકે તેમ નથી; માત્ર એટલું જ નહિ, પણ જે સમયમાં એવાં બાળલગ્નો કેટલેક અંશે પ્રચલિત હતાં તે સમયમાં પણ બહુધા લોકો પ્રયોજન તથા પરિસ્થિતિના અનુરોધથી જ એવા પ્રકારનાં બાળલગ્નો કરતાં હતાં. એટલે કે, તેઓ પોતે પણ એવાં બાળલગ્નોના પ્રશંસક તથા પુરસ્કર્તા તો નહોતા જ. અર્થાત્ હું જે પ્રકારના બાલ્ય વિવાહના પક્ષમાં કાંઇક બોલવા ઇચ્છું છું તે બાલ્ય વિવાહ આવા પ્રકારનો નથી અને તેથી એને જો યૌવનપૂર્વ વિવાહના નામથી ઓળખવામાં આવે, તો તે નામ યોગ્યતર થઇ પડે તેમ છે; કારણ કે, એ યૌવનપૂર્વ અવસ્થા કન્યામાટે બારથી ચૌદ વર્ષની અને વરમાટે સોળથી અઢાર વર્ષની સમજવાની છે. આને પણ જો કે બાલ્ય વિવાહ કહી શકાય તેમ છે; છતાં એને યૌવનપૂર્વ વિવાહ હું એટલામાટે કહું છું કે કન્યાની ચૌદ વર્ષની અવસ્થા અને પુરુષની અઢાર વર્ષની અવસ્થા થતાં જો તેમનો શરીરસંબંધ કરી આપવામાં આવે, તો એ વિવાહને બાલ્ય વિવાહ કહીને કોઇ દોષારોપણ કરતું નથી તેમ જ એ વિવાહમાટે ભારતવર્ષના લૌકિક વિવાહના કાયદાનું પણ સંપૂર્ણ અનુમોદન છે. જો રજોદર્શન ન થયું હોય, તોપણ બાર વર્ષની અવસ્થામાં કન્યાનો લગ્નસંબંધ હિન્દુ શાસ્ત્રના મતથી વિરુદ્ધ કહી શકાય તેમ નથી; કારણ કે, મનુસ્મૃતિમાં એવી સ્પષ્ટ આજ્ઞા છે કે: "**त्रिंशद्वर्षो वहेत्कन्यां**

**हर्षां द्वादशवार्षिकीम्** " અર્થાત્ 'ત્રીસ વર્ષના વયનો પુરુષ દ્વાદશવર્ષીયા રૂપવતી કન્યાનું પાણિગ્રહણ કરે.' હવે જો એટલી અવસ્થામાં કરાતા લગ્નમાં કાંઇ પણ ગુણ ન જ હોય, તો મનુ જેવો સ્મૃતિકાર આવી આજ્ઞા આપે એ સંભવતું જ નથી એટલે હવે આપણે એ બાલ્ય વિવાહ કિંવા યૌવનપૂર્વ વિવાહનાં શુભ ફળોનો વિચાર કરીશું."

"બાલ્યવિવાહના દોષો તો દીર્ઘ કાળથી મારા સાંભળવામાં આવ્યા કરે છે: પણ બાલ્યવિવાહ અથવા આપના કથન અનુસાર યૌવનપૂર્વ વિવાહમાં રહેલી ઉત્કૃષ્ટતાનું વિવેચન અદ્યાપિ કોઇના પણ મુખથી મારા સાંભળવામાં આવ્યું નથી અને તેથી તે સાંભળવા માટે જો મારાં શ્રવણો અધીર થયાં હોય તો તે સર્વથા સ્વાભાવિક છે." રમાકાન્તે આ શબ્દોના ઉચ્ચારણથી પોતાની અધીરતાનો સંન્યાસીને સાક્ષાત્કાર કરાવ્યો.

સંન્યાસી પુનઃ પૂર્વવત્ શાન્ત ભાવથી કહેવા લાગ્યો કેઃ "બાલ્ય વિવાહની વિરોધિની જે યુક્તિઓનું મેં તને દર્શન કરાવ્યું છે તે વિરોધિની યુક્તિઓની સાથે સાથે વિચાર કરી જોવાથી તરત જણાઈ આવે તેમ છે કે અત્યારે જે યૌવનપૂર્વ અવસ્થામાં હું વિવાહ કરવાની વાર્ત્તા કરી રહ્યો છું તે અવસ્થામાં બાલકો તથા બાલિકાઓ 'વિવાહસંબંધ શો પદાર્થ છે?' અને 'વિવાહની મહત્તા કેટલી છે?' એ વિષયને બિલકુલ સમજી જ નથી શકતાં, એમ કહી શકાય તેમ નથી. પંડિતોદ્વારા નિર્દિષ્ટ તેમનાં પાઠ્ય પુસ્તકો આદિના અવલોકનથી જાણી શકાય છે કે તેમને કોઇ પણ એટલી સીમા પર્યન્ત અજ્ઞ તથા બુદ્ધિહીન માને તેમ નથી. એટલી વાર્તા જો કે સત્ય છે કે એટલી અવસ્થામાં બાલકો તથા બાલિકાઓમાં પોતાના

જીવનની ચિરસંગિની કિંવા પોતાના જીવનના ચિરસંગીને ચૂંટી કાઢવાની ક્ષમતા નથી હોતી; તથાપિ એની સાથે જ એ પ્રશ્ન ઉદ્‌ભવે છે કે શું બે ચાર વર્ષ વધારે અપેક્ષા કરવાથી જ એ ક્ષમતા તેમનામાં આવી જવાનો સંભવ છે ખરો? અથવા સમાજસુધારકોના અભિપ્રાય અનુસાર એ ક્ષમતા આવવાનો કાલાવધિ કેટલાં વર્ષનો છે? જે લોકો બાલ્ય વિવાહના વિરોધી છે તેઓ પણ યૌવનવિવાહ પ્રતિ પોતાનો વિરોધ નથી દર્શાવતા અને જો તેઓ તેવો વિરોધ દર્શાવે તો તેથી કાંઇ પણ લાભ થવાની સંભાવના નથી. આ કારણથી જ મેં પૂર્વે જણાવ્યા પ્રમાણે અંગ્રેજ રાજકર્મચારીઓએ પણ લૌકિકવિવાહનિયમન કરીને ઇ. સ. ૧૮૭૨ માં વિવાહ યોગ્ય અવસ્થાની ન્યૂન સીમા પુરુષમાટે અઢાર વર્ષની અને સ્ત્રીમાટે ચૌદ વર્ષની નિશ્ચિત કરેલી છે. અતએવ વિવાહનો યથાસંભવસમય ગમે તે નિશ્ચિત થાય; પરંતુ વર અને કન્યાની પરસ્પર ચૂંટણીના કાર્યને કેવળ વર તથા કન્યાની ઇચ્છાને જ આધીન રહેવા દેવું, એ કદાપિ યુક્તિસિદ્ધ થઇ શકે તેમ નથી. અર્થાત્ વર તથા કન્યાની ચૂંટણીના સંબંધમાં તેમનાં માતાપિતા કિંવા નિકટના કોઇ અભિભાવકનો પરામર્શ લેવાની આવશ્યકતા તો રહેવાની અને રહેની જ. પરંતુ વિવાહનો સમય પૂર્વકથિત અલ્પ અવસ્થા અથવા યૌવનપૂર્વ અવસ્થાથી બે ચાર વર્ષ અધિક થતાં બાલકો તથા બાલિકાઓનાં મન યૌવનપૂર્વ અવસ્થામાં જેટલા પરિમાણમાં કોમળ, પરિવર્તનયોગ્ય તથા ગુરુજનોની ઇચ્છાનાં અનુગામી હોય છે તેટલા પરિમાણમાં અવસ્થાની વૃદ્ધિ પછી કોમળ, પરિવર્ત્તનશીલ તથા ગુરુ જનોની ઇચ્છાનાં અનુગામી રહી શકતાં નથી: કિન્તુ ક્રમશઃ કઠોર, અપરિવર્ત્તનીય અને સ્વેચ્છાચારી થઈ જાય છે અને એટલામાટે

જ યૌવનવિવાહમાં વરકન્યાના નિર્વાચનમાં ગુરુજનોના ઉપદેશનું યથેષ્ટ પ્રયોજન રહે છે; અર્થાત્ તે ઉપદેશ જો પોતાની ઇચ્છાથી વિરુદ્ધ હોય તો તેને સ્વીકારવામાટે અનિચ્છા અત્યંત પ્રબળ થઇ જાય છે અને અનેક સ્થાનોમાં તે અનિચ્છા તે પ્રયોજનની ઉપલબ્ધિને પણ મનમાં આવવા દેતી નથી. યૌવનવિવાહમાં એક અન્ય હાનિ પણ સમાયલી છે અને તે એ કે, યૌવનવિવાહના પ્રસંગે વર તથા કન્યા એક બીજાની પસંદગી કરી લેવાની કેટલેક અંશે ક્ષમતા ધરાવતાં હોવા છતાં પણ જો તેમના હસ્તથી એ પસંદગીના કાર્યમાં કાંઇ પ્રમાદ અથવા ભૂલ થઈ જાય; એટલે કે, વિવાહવિષયક પસંદગી થઇ ગયા પછી સ્વામી તથા સ્ત્રીના જાણવામાં આવી જાય કે તે ઉભયની પ્રકૃતિમાં પરસ્પર એટલી બધી વિષમતા રહેલી છે કે તેઓ એક બીજાને લેશ માત્ર પણ ઉપયોગી થઈ શકે તેમ નથી; તો એવી પરિસ્થિતિમાં પોતાના પ્રમાદના સંશોધનમાટે વિવાહના બન્ધનને તોડી નાખવા વિના તેમના હસ્તમાં અન્ય કોઇ પણ ઉપાય રહેતા નથી. બાલ્ય વિવાહમાં પણ આવા પ્રકારનો પ્રમાદ અથવા ભૂલ થવાની સંપૂર્ણ સંભાવના છે; તથાપિ યૌવનવિવાહમાં એવા પ્રમાદની જેટલી સંભાવના છે તેટલી બાલ્યવિવાહમાં નથી; કારણ કે, યૌવનવિવાહમાં યુવક અને યુવતી જ પોતાની પ્રેરણાથી કાર્ય કરે છે અને એવા પ્રસંગે યૌવનાવસ્થાના સમયમાં પ્રકૃતિના ભ્રમમાં પડી જવાની અત્યંત અધિક સંભાવના હોય છે, એની તો કોઇથી પણ ના પાડી શકાય તેમ નથી. કિન્તુ બાલ્ય વિવાહમાં, ઉદ્ધત પ્રકૃતિદ્વારા પ્રેરાયલાં યુવક તથા યુવતીના સ્થાનમાં સંયતપ્રકૃતિશીલ તથા સદ્વિવેચનાસંચાલિત પ્રૌઢ જનક તથા પ્રૌઢા જનની જ એ નિર્વાચનના ભારને પોતાના મસ્તકે ધારી લે છે અને તેમના હસ્તથી યુવક તથા યુવતી સમાન

પ્રમાદ થવાની બહુ જ અલ્પ સંભાવના હોય છે. તેમ જ એમાં જે એક અન્ય લાભ સમાયલો છે તે એ છે કે અલ્પ અવસ્થામાં પ્રકૃતિ કોમળ તથા ચરિત્ર પરિવર્તનશીલ હોવાથી બાલક તથા બાલિકા જેવાં વિવાહસંબંધથી બંધાય છે કે તરત જ પોતાની પ્રકૃતિ તથા પોતાના ચરિત્રને એવાં બનાવી લે છે કે જેથી તેઓ કોઈ પણ પ્રકારના વિરોધ વિના સાથે રહી શકે અને પરસ્પર ઉપયુકત થઈ શકે. એટલે એ પશ્ચાત્તાપનું કારણ તો રહેતું જ નથી કે તેમના નિર્વાચનમાં પ્રમાદ થયો હતો. મારા આ વિધાનની અકાલ્પનિકતા એટલે કે યથાર્થતાનું ઉત્કૃષ્ટ પ્રમાણ તો એ જ છે કે જે દેશોમાં યૌવનકાળમાં અથવા ત્યાર પછી લગ્ન કરવાની પ્રદ્ધતિ પ્રચલિત છે તે દેશોમાં જેટલા વિવાહવિભ્રાટ્ થાય છે અને ન્યાયાલયમાં વિવાહબંધનોને તોડી આપવામાટેનાં જેટલાં પ્રાર્થનાપત્રો રજૂ કરવામાં આવે છે; તેમનાથી શતાંશ ભાગ જેટલા વિવાહવિભ્રાટ્ અને વિવાહબંધનના ઉચ્છેદો બાલ્યવિવાહની પ્રથાના અનુગામી આપણા આ ભારતવર્ષમાં નથી થતા; માત્ર એટલું જ નહિ, પણ જો એમ પણ કહેવામાં આવે કે એવી ઘટનાઓ આપણા ભારતવર્ષમાં સર્વથા ઘટતી જ નથી, તો પણ એ કથન અતિશયોક્તિરૂપ થવાનો સંભવ નથી. આ સર્વ વિષયોને લક્ષમાં લેતાં એટલું તો સ્વીકારવું જ પડે છે કે બાલ્યવિવાહની પ્રથામાં કેટલાક દોષો જેવી રીતે રહેલા છે તેવી જ રીતે કેટલાક એવા ગુણો પણ રહેલા છે કે જે ગુણો યૌવનવિવાહ કિંવા પ્રૌઢ વિવાહમાં હોવાનો સંભવ જ નથી.'

"ત્યારે બાલ્યવિવાહના પરિણામે આદર્શ સંતતિને ઉત્પન્ન કરવાના કાર્યમાં બાધા આવી પડે છે એવો જે બાલ્યવિવાહના સંબંધમાં એક અન્ય આક્ષેપ છે તે તો મારી માન્યતા અનુસાર

અખંડનીય છે અને તેથી એ આક્ષેપનું કોઈથી ખંડન કરી શકાય તેમ નથી." રમાકાન્તે કહ્યું.

"બાલ્ય વિવાહના વિરોધીઓનો એ આક્ષેપ પણ અખંડનીય નથી અને તેથી એનું નિમેષમાત્રમાં જ ખંડન કરી શકાય તેમ છે." આ પ્રમાણે પ્રસ્તાવ કરીને સંન્યાસી એ આક્ષેપનું ખંડન કરતો ગંભીર વાણીથી બોલવા લાગ્યો કે: "બાલ્ય વિવાહના પક્ષપાતીઓ પણ એમ તો નથી જ કહેતા કે વિવાહ થતાંની સાથે જ વર તથા કન્યા બન્ને પૂર્ણ સહવાસમાટે સર્વથા યોગ્ય થઈ જાય છે. અર્થાત્ જો માતાપિતા કર્તવ્યનિષ્ઠ તથા દૃઢપ્રતિજ્ઞ હોય, તો તેઓ અલ્પ અવસ્થામાં લગ્નગ્રંથિવડે બંધાયલાં પુત્ર તથા કન્યાના આરોગ્ય કિંવા સ્વાસ્થ્ય તથા સંતાન ઉત્પન્ન કરવાના યોગ્ય સમય પ્રતિ લક્ષ રાખીને તેમના સહવાસને એવી રીતે નિયમબદ્ધ કરી દે છે કે તેનું કેવળ હિતકારક પરિણામ જ થાય છે અને અહિતકર પરિણામ થતું જ નથી; અને એમ થતાં પરસ્પર સહવાસના યોગે તેમનાં હૃદયોમાં પારસ્પરિક પ્રેમનો અધિકાધિક સંચાર થતો રહે છે અને તે સાથે તેમને ઇન્દ્રિયસેવા વિષયક સંયમનું શિક્ષણ પણ મળતું રહે છે. એથી વિરુદ્ધ વિવાહમાં અધિક વિલંબ કરવાથી તે વિલંબનું શું ફળ થાય છે અથવા થવાનો સંભવ છે એનો વિચાર પણ આપણે અવશ્ય કરવો જ જોઈએ. સ્ત્રી તથા પુરુષના હૃદયમાં પરસ્પર સંસર્ગની વાસના કિંવા કામના બહુધા ચૌદમા કિંવા પંદરમા વર્ષમાં ઉદ્દીપિત થાય છે એટલે તે પ્રવૃત્તિ કિંવા કામનાને એક નિર્દિષ્ટ પાત્રમાં ન્યસ્ત કરીને નિવૃત્તિમુખી કરવી અને ઇન્દ્રિયચરિતાર્થના વિધિસંગત તથા નિયમિત ઉપાયને યોજીને તેના અવૈધ તથા અસંયત સ્વેચ્છાચારને રોકી રાખવો એ જ વિવાહનો જો એક પ્રધાન ઉદ્દેશ હોય, કે જે

છે, તો એથી સ્પષ્ટ જણાઈ આવે છે કે અલ્પ અવસ્થા કિંવા યૌવન-પૂર્વ અવસ્થામાં જ બાલકો તથા બાલિકાઓનો લગ્નસંબંધ કરી આપવો; કારણ કે, એ ઉદ્દેશને પૂર્ણ કરવાનો એવો પ્રશસ્ત માર્ગ અન્ય કોઈ છે જ નહિ. અસાધારણ પવિત્ર અને સંયતચિત્ત મનુષ્યોના સંબંધમાં મારૂં આ કથન નથી અને તેવાં મનુષ્યોની સંખ્યા પ્રત્યેક યુગમાં તથા પ્રત્યેક દેશમાં બહુ અલ્પ જ હોય છે એટલે તેમના સંબંધમાં કાંઈ બોલવા જેવું રહેતું પણ નથી; કિન્તુ સાધારણ લોકોમાં ઉક્ત ઇન્દ્રિયસુખભોગની વૃત્તિ ઉત્પન્ન થવા પછી જો સત્વર જ તેના નિર્દિષ્ટ પાત્રાભિમુખી થવાની વ્યવસ્થા ન કરી આપવામાં આવે, તો તે મનમાન્યા કાલ્પનિક વ્યભિચારમાં અથવા તો વાસ્તવિક અપવિત્ર કિંવા અસ્વાભાવિક ચરિતાર્થતાને પ્રાપ્ત કરી લેવામાં પ્રવૃત્ત કિંવા લીન થઇ જાય છે. હવે એ નવીનતાથી કહેવાની આવશ્યકતા છે ખરી કે એ કાલ્પનિક કિંવા વાસ્તવિક વ્યભિચાર સ્ત્રી તથા પુરુષ ઉભયના શરીર તથા મનમાટે એકસરખી રીતે કેટલી સીમાપર્યન્ત હાનિકારક તથા અભદ્ર પરિણા-મોત્પાદક છે ? હવે અહીં જો કોઈ એવી શંકા દર્શાવે કે: ' જો પ્રવૃત્તિ આટલી સીમાપર્યન્ત પ્રબળ છે તેને એક નિર્દિષ્ટ પાત્રમાં સમર્પી દેવાથી જ તે સંયત રહેશે, એનો શો નિશ્ચય વારૂ ? ' તો એ શંકાનું સમાધાન એ છે કે કોઈ પણ ભોગ્ય વસ્તુનો અભાવ તદ્વિષયક આકાંક્ષાને વધારતો રહે છે: પરંતુ તે વસ્તુ મળી જવા પછી તેના ભોગની લાલસા પૂર્વ પ્રમાણે તીવ્ર રહી શકતી નથી. આ સાધારણતઃ મનુષ્યનો સ્વભાવસિદ્ધ ધર્મ છે અને એનું સજીવન પ્રમાણ એ જ છે કે જે દેશોમાં યૌવનવિવાહ તથા પ્રૌઢવિવાહની પદ્ધતિ પ્રચલિત છે અને એ કારણથી જે દેશો પોતાને સભ્યતમ માને છે તે દેશોમાં શિક્ષણનો પ્રચાર હોવા છતાં પણ અવિવાહિત યુવતીઓ કાલ્પનિક

તથા વાસ્તવિક વ્યભિચારદોષથી એટલી સીમા પર્યન્ત લેપાયલાં છે કે કુમારિકાઓના માતૃપદે વિરાજવાની ઘટના તો ત્યાં એક સાધારણ ઘટના સમાન થઈ પડી છે અને તેમના સંબંધમાં ' Unmarried Mother ' એવા શીર્ષકથી પ્રચંડ ગ્રંથોની સૃષ્ટિ નિર્માણ થવા સુધીની વેળા આવી લાગી છે; માત્ર એટલું જ નહિ, પણ એવી અવિવાહિતા માતાઓમાટે ત્યાં અનેક પ્રસૂતિગૃહોની યોજના પણ કરાયલી છે કે જે ગૃહો ' Rescue Homes ' ના નામથી ઓળખાય છે. આ સ્થિતિ આપણા ભારતવર્ષમાં કદાચિત્ સ્વલ્પાંશે હોય, તો તે એવા અલ્પસંખ્ય જનસમાજમાં જ હોવી જોઈએ કે જે સમાજના લોકોએ યૌવનપૂર્વ વિવાહનો તિલાંજલિ આપીને કાલ્પનિક આદર્શતાવાદના અનુયાયી તરીકે પોતાને સિદ્ધ કરી બતાવવામાટે પોતાની પુત્રીઓને વીસ વીસ વર્ષની અવસ્થા પર્યન્ત અવિવાહિતા રાખવાના હઠવાદને સ્વીકારી લીધો છે. જો એવા જનસમાજને વર્જ્ય કરવામાં આવે, તો ભારતવર્ષમાં એ સ્થિતિનો અન્યત્ર ક્યાંય પણ સાક્ષાત્કાર થઈ શકે તેમ નથી અને એ જ ભારતવર્ષની એક પ્રધાન મહત્તા છે."

"આપનું આ કથન અક્ષરશઃ યથાર્થ છે; કારણ કે, મારી સાથે કૉલેજમાં અભ્યાસ કરતી કેટલીક યુવતી કુમારિકાઓનાં દૂષિત ચારિત્ર્યો મારા જોવામાં આવ્યાં છે અને તેથી હવે મારો પણ એ જ અભિપ્રાય છે કે યૌવનવિવાહ તથા પ્રૌઢવિવાહ કરતાં બાલ્ય વિવાહ કિંવા યૌવનપૂર્વ વિવાહ જ પવિત્રતાની રક્ષા કરવામાટે અધિક શ્રેયસ્કર છે. અસ્તુ: પણ બાલ્ય વિવાહના પરિણામે પુરુષના શિરપર સ્ત્રી, પુત્ર તથા પુત્રી આદિના પાલનપોષણનો ભાર અચાનક આવી પડે છે અને એ ભારથી દબાતાં તેને પોતાના ઉન્નતિવિષયક પ્રયત્ન કરવાનો અવસર મળી શકતો નથી એવો જે બાલ્ય વિવાહના સંબં-

ધમાં આપના જ કથન અનુસાર દ્વિતીય આક્ષેપ છે તેનું નિવારણ આપ કેવી રીતે કરો છો વારૂ ?" રમાકાન્તે તૃતીય આક્ષેપ રજૂ કરીને તેના નિવારણને જાણવાની ઇચ્છા દર્શાવી.

"આ આક્ષેપનું નિવારણ છે જ નહિ એવી જો તારી માન્યતા હોય, તો એ વળી તારો એક નવીન પ્રમાદ છે" સંન્યાસી એ તૃતીય આક્ષેપના નિવારણનો આરંભ કરીને કહેવા લાગ્યો: "વિવાહ થતાંની સાથે જ સ્વામી જોકે પોતાની સ્ત્રીના ભરણપોષણના ભારને પોતાના શિરપર ધારી લેવાને અવશ્ય બંધાયલો છે; કિન્તુ પુત્ર તથા પુત્રીના પાલનપોષણનો ભાર તેના શિરપર તેમના ઉત્પન્ન થવાથી પૂર્વે જ આવી પડતો નથી અને સંતાનોત્પત્તિમાં વિલંબ કરવાની ક્ષમતા પિતાના પોતાના હસ્તમાં જ રહેલી હોય છે એટલામાટે જે પુરુષમાં પોતાની સ્ત્રીના પાલનની ક્ષમતા કિંવા શક્તિ ન હોય તે પુરુષે જ્યાં સુધી તેનામાં એ ક્ષમતાનો આવિર્ભાવ ન થાય ત્યાં સુધી અવશ્ય લગ્નસંબંધ ન કરવો જોઇએ; કિન્તુ અન્ય કારણોથી વિવાહ વિહિત હોવા છતાં કેવળ સંતાન ઉત્પન્ન થવાના ભયથી વિવાહ ન કરવાનું કાંઈ પણ પ્રયોજન દૃષ્ટિગોચર થઇ શકતું નથી. કેટલાક લોકો વળી એવી શંકા દર્શાવે છે કે: 'સ્ત્રીના રક્ષણ તથા અવેક્ષણની ચિન્તા તથા સ્ત્રીસંગની લાલસા વિવાહિત પુરુષના વિદ્યાલાભ તથા અર્થલાભના માર્ગમાં બાધારૂપ થઈ પડે છે અને તેથી પુરુષ એ લાભોના માર્ગમાં યથેષ્ટ વિચરણ કરી શકતો નથી.' તો એનુ સમાધાન એ છે કે જે સ્વામી હિન્દુપરિવારાન્તર્ગત છે તેને સ્ત્રીના રક્ષણ તથા અવેક્ષણમાટે અધિક ચિન્તા રાખવી પડતી નથી અને જેવી રીતે સ્ત્રીસંગલાભની લાલસા અન્યત્ર વિચરવાના કાર્યમાં બાધા નાખનારી થાય છે તેવી જ રીતે અન્ય પક્ષે સ્ત્રીના

સુખ તથા સંતોષને વધારવાની ઇચ્છાથી પુરુષને તેના પોતાના ઉન્નતિવિષયક પ્રયત્નમાં એક પ્રકારનો ઉત્સાહ પણ મળતો રહે છે. એ જો કે સત્ય છે કે જે પુરુષને સ્ત્રી, પુત્ર તથા કન્યા આદિના ભરણપોષણમાટે કોઈ પણ ઉપાયથી કાંઇ પણ કમાણી કરવાને બાધ્ય થવું પડે છે, તે પોતાની ઉન્નતિમાટેના પોતાની ઇચ્છા અનુસાર પ્રયત્નો નથી કરી શકતો; પરંતુ એ જ પ્રમાણે જો અન્ય પક્ષનો વિચાર કરવામાં આવે, તો જે મનુષ્યને અભાવપૂર્ત્તિમાટે વિશેષ ધનોપાર્જનનું પ્રયોજન નથી હોતું તે વ્યક્તિમાં પણ પોતાની ઉન્નતિમાટે અધિક પ્રયત્ન કરવાની ઉત્તેજના પૂર્ણ રૂપથી નથી જ વિકસતી, એ પણ અવશ્ય સ્મરણમાં રાખી લેવાનું છે. આ વિષયમાં પ્રસિદ્ધ વક્તા તથા વિચારક અર્સ્કિન્ સાહેબના જીવનની ઘટના અવશ્ય લક્ષમાં રાખવા યોગ્ય છે. સ્ત્રી તથા પુત્ર આદિના પાલનનો અન્ય કોઇ ઉપાય ન જોઇને અર્સ્કિન્ સાહેબ બૅરિસ્ટરી કરવા લાગ્યા અને સર્વથી પ્રથમ તેમણે જે કેસ હાથમાં લીધો તે કેસના સંબંધમાં જ્યારે તેઓ હાઇકોર્ટમાં વક્તૃત્વ આપવા લાગ્યા એટલે પ્રધાન વિચારપતિ અથવા ચીફ જસ્ટિસ્ મેન્સફીલ્ડે તેમને એમ કહીને બોલતા અટકાવ્યા કે: ' આપનો અમુક વિષય અપ્રાસંગિક હોવાથી પ્રાસંગિક વિષયપર આવો.' પરંતુ બૅરિસ્ટર અર્સ્કિને ચીફ જસ્ટિસના એ અવરોધનો વિચાર ન કરતાં પોતાના તે જ વિષયને વળગી રહીને તેને એવા પ્રબળતમ તથા આકર્ષક વાદથી સિદ્ધ કરી બતાવ્યો કે ચીફ જસ્ટિસ્ તથા અન્ય ધારાશાસ્ત્રીઓ આશ્ચર્યચકિત થઇ ગયા અને સર્વત્ર તેમની પ્રશંસા થવા લાગી. તે દિવસથી તેમણે પોતાના વ્યવસાયમાં અસાધારણ પ્રસિદ્ધિ તથા પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી લીધી અને લક્ષ્મીએ તેમના આવાસને પોતાનો આવાસ કરી દીધો.

તેમનું એ ચિરસ્મરણીય વકતૃત્વ સમાપ્ત થવા પછી તેમના એક મિત્રે તેમને પૂછ્યું કે: 'મેન્સ્ફીલ્ડ્ જેવા પ્રબળ પ્રતાપી પ્રધાન વિચારપતિની આજ્ઞાને અમાન્ય કરવાનું સાહસ આપ કેમ કરી શકયા એની અદ્યાપિ અમારાથી કશી પણ કલ્પના કરી શકાતી નથી.' એ પ્રશ્નના ઉત્તરમાં અર્સ્કિને જણાવ્યું કે: 'તે સમયે જાણે મારાં બાળકો ક્ષુધાની પીડા અસહ્ય થવાથી કરુણાર્દ્ર સ્વરથી મને સંબોધીને એમ કહી રહ્યાં હોય ની કે: 'પિતાજી, આજના આ પ્રસંગે જો આપ અમારા ખાનપાન આદિની યોગ્ય વ્યવસ્થા નહિ કરી શકો, તો પછી કાંઈ પણ થવાનું નથી!' એવો મને ભાસ થવા લાગ્યો અને તેથી ચીફ્ જસ્ટિસ્‌ની આજ્ઞાને માનવાનું ભાન ન રહેતાં મેં મારી સર્વ શક્તિઓને એકત્ર કરીને મારા કાર્યની સિદ્ધિમાં લગાડી દીધી અને તેનું જે ઇષ્ટ પરિણામ થવાનું હતું તે થયું.'§ આવી નિર્ભયતા સ્ત્રી તથા સંતાનોના પાલનની ચિન્તાથી રહિત પુરુષો ભાગ્યે જ દર્શાવી શકે છે એ નવીનતાથી કહેવાની આવશ્યકતા છે ખરી કે?"

"આપના આ વિવેચનના યોગે એટલું તો હવે નિર્વિવાદ જણાઈ આવે છે કે વર્ત્તમાન સમાજસંસ્કારકો યૌવનપૂર્વ વિવાહના સંબંધમાં જે દોષારોપ કરે છે તે દોષારોપોનું જેમનાવડે સંપૂર્ણ નહિ, તો પણ બહુ અંશે ખંડન કરી શકાય તેવાં પ્રમાણો બાલ્ય વિવાહ કિંવા યૌવનપૂર્વ વિવાહના પક્ષમાં પણ છે." રમાકાન્તે કેટલેક અંશે પોતાના દુરાગ્રહને ત્યાગીને સંન્યાસીના અભિપ્રાયને અનુમોદન આપ્યું.

§ Campbell's 'Lives of the Chancellors,' VIII P. 249.

"જેવી રીતે અલ્પવયસ્ક બાલકો તથા બાલિકાઓમાં વિવાહના ગુરુત્વને જાણી લઇને ઉપયુક્ત ચિરસંગી કિંવા ચિરસંગિનીની નિર્વાચનવિષયક ક્ષમતાનો અભાવ હોય છે તેવી જ રીતે સંપૂર્ણ યૌવનકાળમાં યુવકો તથા યુવતીઓના હસ્તથી થનારૂં એ નિર્વાચન સર્વથા ભ્રાન્તિરહિત અને યોગ્ય જ થાય છે, એમ પણ નિશ્ચયપૂર્વક કહી શકાય તેમ નથી; માત્ર એટલું જ નહિ, પણ એમાં જે એક અધિક ભયંકરતા રહેલી છે તે એ છે કે આધિક અવસ્થામાં કરાયલા નિર્વાચનમાં જો પ્રમાદ થઇ જાય, તો તે અવસ્થામાં સ્ત્રી તથા પુરુષમાટે પોતપોતાની પ્રકૃતિને પરસ્પર ઉપયોગિની બનાવી લેવામાટેનો સમય રહેતો જ નથી. અલ્પ અવસ્થામાં જેવી રીતે ભાવિ સંતતિના સબલદેહ તથા પ્રબલમના થવાના સંબંધમાં એક પ્રકારનો અખંડ સંશય રહ્યા કરે છે તેવી જ રીતે અલ્પ અવસ્થામાં બાલકો તથા બાલિકાઓને ન પરણાવવાથી તેમની શારીરિક સ્વસ્થતા તથા માનસિક પવિત્રતાની રક્ષામાં વિઘ્ન થવાની સંભાવના પ્રતિક્ષણ દેખાયા કરે છે. અલ્પ અવસ્થામાં વિવાહ થઇ જવાથી જેવી રીતે મનુષ્યો ગૃહસ્થ તરીકેના ઉત્તરદાતૃત્વ તથા પરિવારપાલનના ભારથી દબાઇને પોતપોતાની ઉન્નતિવિષયક ચેષ્ટા કરી શકતા નથી: તેવી જ રીતે અલ્પ અવસ્થામાં લગ્ન ન થવાથી મનુષ્યો સ્વાધીન રહી શકે તો તે એક ભિન્ન વાર્ત્તા છે; પરંતુ તેમનામાં વિવાહિત મનુષ્યો કરતાં આત્મોન્નતિ વિષયક ઉદ્યોગિતા અત્યંત અલ્પ હોય છે, એ તો સર્વથા નિઃસંશય છે." આવી રીતે ઉભય પક્ષના ગુણદોષનું માર્મિક વિવેચન કરીને સંન્યાસી યુક્તિ તથા દૃષ્ટાન્તની બલવત્તરતા વિષયક ન્યૂનાધિકતાનું વિવેચન કરતો કહેવા લાગ્યો કે: "એમાં તો જાણે સંદેહ છે જ નહિ કે યુક્તિ કરતાં દૃષ્ટાન્ત પ્રબલતર પ્રમાણ છે,

અને વર્તમાન વિષયના સંબંધમાં બહુધા પાશ્ચાત્ય દેશોના દૃષ્ટાન્તો જ દેખાડવામાં આવે છે; પરંતુ અહીં એ વિચારવાની આવશ્યકતા છે કે યૂરોપની ઉન્નત અવસ્થા અને ભારતવર્ષની હીન અવસ્થા કેટલા પરિમાણમાં વિવાહ વિષયક પ્રચલિત પ્રથાના ફળરૂપ અથવા પરિણામરૂપ છે. જે બાલ્ય વિવાહ બંગાળા તથા ગુજરાત આદિ પ્રદેશોમાં પ્રચલિત છે તે જ બાલ્ય વિવાહ પંજાબ તથા યુક્તપ્રદેશ એટલે કે મધ્યહિન્દુસ્તાનમાં પણ પ્રચલિત છે; છતાં પંજાબ તથા યુક્ત પ્રદેશના ઉત્તમ જળવાયુના યોગે ત્યાંના લોકોનું આરોગ્ય બંગાળા તથા ગુજરાતના લોકો કરતાં અત્યંત ઉત્તમ છે અને તે એટલી સીમા પર્યન્ત કે યૂરોપવાસીઓના આરોગ્ય સાથે તેમનું આરોગ્ય સ્પર્ધા કરી શકે તેમ છે અને તેથી જ એમ માનવાનું અનિષ્ઠ કારણ મળે છે કે બંગાળીઓ તથા ગુજરાતીઓની શારીરિક દુર્બલતાનું કારણ બાલ્ય વિવાહ નથી કિન્તુ મેલેરિયા અને ક્ષય આદિ રોગો જ તેનાં કારણો છે. વળી આપણા દેશની પારિવારિક કુશલતા તથા શાન્તિ પાશ્ચાત્ય દેશો કરતાં કોઇ પણ પ્રકારે ન્યૂન તો નથી જ, કિન્તુ ના કાંઇક અધિક જ જણાય છે. જો કે વૈષયિક ઉન્નતિના વિષયમાં આપણો દેશ અવસ્ય પાશ્ચાત્ય દેશો કરતાં બહુ જ પાછળી પડી ગયેલો છે, એની જો કે કોઇથી પણ ના પાડી શકાય તેમ નથી; તથાપિ એમ તો નિશ્ચયપૂર્વક કહી શકાય તેમ નથી જ કે એ ઐહિક ઉન્નતિ વિષયક ન્યૂનતા સર્વથા બાલ્ય વિવાહનું જ પરિણામ છે; કારણ કે, એ ઐહિક ઉન્નતિ વિષયક ન્યૂનતામાં અન્ય કારણો હોવાનો સંભવ સ્પષ્ટ દૃષ્ટિગોચર થાય છે. આપણા દેશમાં પ્રકૃતિદેવી અત્યન્ત પ્રાચીન કાળથી જ અતિશય સહૃદય ભાવથી લોકોને અલ્પ પરિશ્રમથી પ્રાપ્ત થનારાં અન્ન તથા વસ્ત્ર આદિની વ્યવસ્થા

કરી આપતી હતી અને તેણે બહુધા પોતાની ભયાનક મૂર્તિનો સાક્ષાત્કાર કરાવીને આર્ય સંતાનોને ભયભીત તથા ચિન્તાતુર કર્યા જ નથી, એમ કહેવામાં અતિશયોક્તિનો લેશ માત્ર પણ સંભવ નથી. આ કારણથી આર્ય જનો ઐહિક વ્યાપારની અપેક્ષા આધ્યાત્મિક વ્યાપારમાં અધિકતર ડૂબીને શાન્તિપ્રિય થઇ ગયા હતા. તેઓ આવા પ્રકારે શાન્તિના સાગરમાં નિમજ્જિત હતા તેવા સમયમાં મધ્યયુગના રણકુશળ વિદેશીય લોકોએ આવીને આપણા દેશમાં પોતાના રાજ્યાધિકારને સ્થાપી દીધો; તથાપિ તે વિદેશીય વિજેતાઓએ આ દેશના નિવાસીઓની સામાજિક સ્વતંત્રતામાં કોઇ પણ પ્રકારનો હસ્તક્ષેપ ન કર્યો અને તેથી ભારતવાસીઓની તે શાન્તિપ્રિયતા તથા આધ્યાત્મિક વિચારશીલતાએ સમયના જવા સાથે આલસ્યના સ્વરૂપને ધારણ કરી લીધું. સારાંશ કે, પ્રકૃતિદેવીનાં અતિશય લાડકવાયાં સંતાનો હોવાથી જ આપણે આટલી સીમાપર્યન્ત અકર્મણ્ય થઇ પડયાં છીએ. હવે અન્ય પક્ષમાં પ્રકૃતિદેવીએ જેમનું એટલા સદય ભાવથી લાલનપાલન નહોતું કર્યું અને જેમને પ્રકૃતિદેવીએ વારંવાર પોતાની ભયાનક મૂર્ત્તિનો સાક્ષાત્કાર કરાવ્યો હતો અને તેથી જેમને અન્ન તથા વસ્ત્ર આદિની પ્રાપ્તિમાટે કઠિનતમ પ્રયત્નો કરવા પડયા હતા; તથા પ્રાકૃતિક વિપ્લવોથી બચવામાટે વ્યસ્ત રહેવું પડયું હતું એટલે કે આત્મરક્ષામાટે નિકટવર્ત્તિની જાતિઓ સાથે લડવામાટે તૈયાર રહેવું પડયું હતું; તે લોકો ધીમે ધીમે અધિકતર રણનિપુણ તથા કર્મકુશલ થતા ગયા અને તેથી અત્યારે તેઓ ઐહિક ઉન્નતિના વિષયમાં બહુ જ આગળ વધી ગયા છે. સારાંશ કે, પાશ્ચાત્યદેશવાસીઓની ઐહિક ઉન્નતિનું મૂળ કારણ આ છે."

"ત્યારે વિવાહકાલના સંબંધમાં આપનો સ્થૂલ સિદ્ધાન્ત શો છે વારુ ?" રમાકાન્તે જિજ્ઞાસા દર્શાવી.

"બાલ્ય વિવાહ કિંવા વસ્તુતઃ યૌવનપૂર્વ વિવાહથી પ્રતિકૂલ જેવી રીતે અનેક યુક્તિઓ છે તેવી જ રીતે એને અનુકૂલ થનારી યુક્તિઓ પણ અનેક છે તેમ જ બાલ્ય વિવાહમાં જેટલા દોષો છે તેટલા ગુણો પણ અવશ્ય રહેલા છે. એ જ પ્રમાણે યૌવનવિવાહ તથા પ્રૌઢવિવાહમાં જેટલા ગુણો છે તેટલા જ દોષોનો પણ તેમાં સમાવેશ થયેલો છે. આવી રીતે ઉભય પક્ષમાં જ્યાં સમાન સંકટનો વિસ્તાર હોય ત્યાં કયા માર્ગને અવલમ્બનીય માનવો, એ એક વિચારણીય પ્રશ્ન થઇ પડે છે. અર્થાત્ વાસ્તવિકતાથી જોતાં આપણા કર્મક્ષેત્રનાં અન્યાન્ય સંકટસ્થાનો પ્રમાણે જ વિવાહકાલનો નિર્ણય પણ એક કઠિન સંકટસ્થાનરૂપ છે, એમાં તો કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ. મારા વિવેચનનો મથિતાર્થ એ જ છે કે, એક તરફના અધિક ઉત્તમ ફળની પ્રત્યાશા રાખતાં અન્ય પક્ષના ઉત્તમ ફળની આશાને કેટલેક અંશે ત્યાગવી પડે છે; કારણ કે, આવા પ્રકારના સ્થાનમાં જેને સર્વવાદિસંમત કહી શકાય અને જેના યોગે સર્વ પ્રકારના ઉત્તમ ફળો પ્રાપ્ત થવાનો સંભવ હોય એવો કોઇ સિદ્ધાન્ત અસ્તિત્વ ધરાવતો જ નથી: અને તેટલામાટે ઉદ્દેશ તથા અવસ્થાના ભેદ અનુસાર વિભિન્ન સિદ્ધાન્તોને જ સ્વીકારી લેવા પડે છે. જો અત્યંત સબળ તથા રણકુશળ સૈનિકો, અત્યંત દૂરની સમુદ્રયાત્રામાં સર્વથા નિર્ભય રહેનારા નાવિકો તથા સાહસ અને ઉદ્યમશીલ વ્યાપારીઓને જ ઉત્પન્ન કરવાની ભારતવાસીઓની આકાંક્ષા હોય, તો તો અવશ્ય તેમનામાટે બાલ્ય વિવાહ કિંવા યૌવનપૂર્ણ વિવાહ સર્વથા પરિત્યાજ્ય છે; કિન્તુ જો શિષ્ટ, શાન્ત, ધર્મપરાયણ અને સંયત-

પ્રવૃત્તિ ગૃહસ્થોને જ ઉત્પન્ન કરવાની તેમની ઇચ્છા હોય, તો તો તેમનામાટે બાલ્ય વિવાહ અથવા યૌવનપૂર્વ વિવાહ સર્વ પ્રકારે યોગ્ય તથા આદરણીય છે, એવી મારી દૃઢ માન્યતા છે. વસ્તુસ્થિતિ આવી હોવા છતાં પણ જો આર્થિક અવસ્થા અનુકૂલ ન હોય તો સ્ત્રી તથા પુત્રપુત્રી આદિના પાલનપોષણની યોગ્ય વ્યવસ્થા ન કરી શકાય ત્યાં સુધી વિવાહના બંધનથી બંધાવું એ કોઇ પણ પ્રકારે ઇષ્ટ નથી; તેમ જ જ્યાં બાલકનું મન વિદ્યોપાર્જન આદિ અન્ય ઉચ્ચતર ઉદ્દેશમાં એકાન્ત નિવિષ્ટ હોય અને તેનામાટે લક્ષ્યભ્રષ્ટ થઇને કુમાર્ગમાં જવાનો સંભવ ન હોય, ત્યાં પણ જો તે બાલકના લગ્નસંબંધમાં વિલમ્બનું અવલમ્બન કરવામાં આવે, તો તે અધિક શ્રેયસ્કર છે. વિવાહકાલના સંબંધમાં જો કોઇ પણ સંક્ષિપ્ત સ્થૂલ સિદ્ધાન્ત હોય તો તે એ જ છે. સારાંશ કે, આ વિષયના સંબંધમાં કોઇ પણ એક જ બદ્ધ નિયમની સ્થાપના અથવા એ વિષયપરત્વે સમાજસુધારક કિંવા નવીન સુધારાના વિરોધી પૂર્વમતવાદીઓનો પરસ્પર નિરર્થક તથા અનર્થકારક વિવાદ લેશ માત્ર પણ વાંચ્છનીય નથી." સંન્યાસીએ વિવાહકાલના સંબંધમાં બહુધા સર્વમાન્ય થઇ શકે તેવો સ્થૂલ સિદ્ધાન્ત દર્શાવ્યો.

"આપનો આ વિવાહકાલ વિષયક સ્થૂલ સિદ્ધાન્ત સર્વમાન્ય થઇ શકે તેવો છે એ નિર્વિવાદ છે; છતાં બાલ્ય વિવાહના સંબંધમાં અદ્યાપિ મારા મનમાં એક શંકા અવશિષ્ટ રહેલી છે અને તે એ કે બાલ્ય વિવાહમાં બાલવૈધવ્યની અત્યંત ભયાનક સંભાવના રહેલી છે અને તેમાં પણ જે જનસમાજમાં બાલ્ય વિવાહ પ્રચલિત હોવા સાથે વિધવાવિવાહ નિષિદ્ધ હોય છે તે જનસમાજમાં તો એ બાલવૈધવ્ય આશંકા તથા ભયનો એક અત્યંત ગુરુતર વિષય થઇ પડે છે, એ

સત્યનો તો મારી માન્યતા અનુસાર આપથી પણ અસ્વીકાર કરી શકાય તેમ નથી. તો હવે એ આપત્તિના સંબંધમાં આપનો શો નિર્ણય છે વારૂ ?" રમાકાન્તે રહી રહીને અંતે એક ગુરુતર શંકા દર્શાવી.

"બાલ્ય વિવાહ વિરુદ્ધ આ એક અત્યંત કઠિન આપત્તિ છે એમાં તો કોઇ પણ પ્રકારનો સંશય છે જ નહિ અને પ્રથમ દૃષ્ટિયે એ આપત્તિના નિવારણનો કોઇ ઉપાય પણ દૃષ્ટિગોચર થઇ શકતો નથી; છતાં પ્રશ્ન એ જ ઉપસ્થિત થાય છે કે શું પૂર્ણ યૌવનમાં વિવાહિત થવા છતાં અલ્પકાળમાં જ કેટલીક યુવતીઓના પતિઓ પરલોકવાસી નથી થતા અને તે યુવતીઓને વિવાતક વૈધવ્યને ભોગવવાનો દુઃખદ પ્રસંગ પ્રાપ્ત નથી થતો અને તે યુવતીઓ તથા પ્રૌઢા વિધવાઓ પવિત્ર વૈધવ્યવ્રતના પાલનમાં જ પોતાનાં જીવન વીતાડી દે છે ? નહિ; કારણ કે, જે જાતિઓ તથા જે દેશોમાં વિધવાવિવાહનો પૂર્ણ પ્રચાર છે તે જાતિઓમાં તથા તે દેશોમાં યૌવનવિવાહ તથા પ્રૌઢવિવાહના કારણથી બાલવિધવાઓનો બહુધા અભાવ હોવાથી જે સ્ત્રીઓ પુનર્લગ્ન કરે છે તે બહુધા ત્રીસ વર્ષથી વધારે અવસ્થાની જ હોય છે અને કેટલીક વાર તો એવી ઘટનાઓ પણ જોવામાં આવે છે કે જેઓ પોતાની માતાને પાલવાનું સંપૂર્ણ સામર્થ્ય ધરાવતા હોય તેવા સુશિક્ષિત યુવક પુત્રોની અને માતૃપદને યોગ્ય યુવતી પુત્રીઓની પચાસથી સાઠ વર્ષના વયની વૃદ્ધા માતાઓ પણ કોઇ પોતાના સમવયસ્ક વૃદ્ધ પુરુષ સાથે કિંવા પોતાના જ્યેષ્ઠ પુત્રના સમવયસ્ક તરીકે શોભે તેવા પોતાથી અલ્પવયસ્ક પુરુષ સાથે પુનર્લગ્ન કરી પુનઃ અખંડસૌભાગ્યવતી થઇ જાય છે; માત્ર એટલું જ નહિ, પણ ઘણીક વાર એવી જાતિઓ તથા એવા દેશોમાંની વિવાહિતા સ્ત્રીઓ પોતાના પતિ સાથે વિરોધ થતાં

અને કોઈ અન્ય પુરુષ સાથે પ્રેમ બંધાતાં પોતાના પતિની વિષપ્રયોગ આદિથી હત્યા કરીને પોતાની જાતિ કિંવા દેશમાં વિધવાવિવાહ પ્રચલિત હોવાથી પોતાના તે પ્રેમી સાથે વિવાહ કરી લે છે. યૂરોપમાં નિત્ય આવી ઘટનાઓ થયા કરે છે અને એ વિષયની ત્યાંના કેટલાક ગ્રંથકારોએ પણ પોતાના ગ્રંથોમાં તીવ્ર ચર્ચા કરેલી છે. મથિતાર્થ એટલો જ કે, બાલ્ય વિવાહમાં બાલવૈધવ્યની આપત્તિ છે તો યૌવનવિવાહ તથા વિધવાવિવાહ પણ એવા પ્રકારની આપત્તિથી સર્વથા અલિપ્ત તો નથી જ અને તેથી એ જ નિશ્ચયપર આવી શકાય છે કે આ સંસારમાં કોઇ પણ વિષય જેમ નિરંતર શુભકર નથી તેમ જ કોઇ પણ વિષય નિરંતર અશુભકર પણ નથી; અર્થાત્ સર્વ વિષયોમાં ન્યૂનાધિક પરિમાણમાં શુભ તથા અશુભ ઉભયનું સંમિશ્રણ રહેલું હોય છે; છતાં એટલો ભેદ અવશ્ય હોય છે કે કેટલીક વસ્તુઓમાં અશુભનો અંશ અધિક હોય છે એટલામાટે જે વસ્તુમાં શુભનો અંશ અધિક હોય અને અશુભનો અંશ ન્યૂન હોય તે વસ્તુને સ્વીકારી લેવી એ જ બુદ્ધિમાનોનું કર્તવ્ય છે, એ નવીનતાથી કહેવાની આવશ્યકતા છે જ નહિ. મારી માન્યતા અનુસાર યૌવનપૂર્વ વિવાહમાં અશુભનો અંશ ન્યૂન તથા શુભનો અંશ અધિક હોવાથી ભારતવાસીઓમાટે તો યૌવનપૂર્વ વિવાહ જ અધિક શ્રેયસ્કર છે." સંન્યાસીએ રમાકાન્તની અંતિમ શંકાનું પણ બુદ્ધિવાદથી યથેષ્ટ નિવારણ કરી નાખ્યું અને ત્યાર પછી જણાવ્યું કે: "ભાઇ રમાકાન્ત, વિવાહકાલના સંબંધમાં મારી માન્યતા આવા પ્રકારની હોવાથી મારો એવો દૃઢ નિશ્ચય છે કે જો યૌવનપૂર્વ અવસ્થામાં જ તારાં માતુશ્રીના હસ્તથી કોઈ યોગ્ય કન્યા સાથે તારો લગ્ન સંબંધ થઇ ગયો હોત, તો કન્દર્પકુંડલામાં સ્નેહ રાખવાથી અત્યારે જે પ્રચંડ પશ્ચાત્તાપનો

પ્રસંગ તને પ્રાપ્ત થયો છે તે કદાપિ થાત નહિ. પરંતુ હવે જે ઘટના ઘટી ગઈ છે તેની અનુશોચના વ્યર્થ હોવાથી હું તને એટલું જ પૂછવા માગું છું કે ભવિષ્યમાં પોતાના જીવનને કઇ દિશામાં વાળવાની તારી ઇચ્છા છે ? કારણ કે, આ સંસારમાં તારૂં કોઇ પણ આત્મીય ન હોવાથી પોતાના જીવનની દિશાને પોતે જ વિવેકબુદ્ધિની સહાયતાથી નિશ્ચિત કરી લીધા વિના અન્ય ઉપાય નથી."

"સ્વામિન્, કંન્દર્પકુંડલા સાથે મારો ધર્મવિધિયુક્ત લગ્નસંબંધ ન થયેલો હોવાથી મારા તેની સાથેના પ્રેમસંબંધને એક પ્રકારનો વ્યભિચાર કહેવામાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય નથી અને મારા હસ્તથી જાણે કે અજાણે થયેલા એ વ્યભિચારરૂપ પાતકથી મુક્ત થવામાટે મારા હવે પછીના અવશિષ્ટ આયુષ્યને ધર્મપ્રાપ્તિ, પરોપકાર તથા પરમાત્મભક્તિમાં વીતાડવાનો જ મારો મનોભાવ છે; કારણ કે, સંસારના અન્ય વ્યવહારોના સંબંધમાં મારૂં મન અત્યન્ત ઉદાસીન થઇ ગયું છે." રમાકાન્તે પોતાનો આ પ્રમાણેનો નિશ્ચય દર્શાવ્યો.

"રમાકાન્ત, તારા ભાગ્યમાં અન્તે સંન્યાસનો યોગ લખાયલો છે એ ભાવિનો ગુપ્ત ભેદ મારી જાણમાં હોવાથી જ મેં તને કલકત્તા જતો અટકાવ્યો હતો અને એ કારણથી જ હું તમારી સાથે આ પવિત્ર વારાણસી ક્ષેત્રમાં આવ્યો હતો. અસ્તુ: તારી એવી જ ઇચ્છા છે તો જે વ્રતનો મેં સ્વીકાર કર્યો છે તે વ્રતને આજથી તું પણ સ્વીકારી લે; કારણ કે, સંસારનાં જેટલાં સુખો તારા ભાગ્યમાં લખાયલાં હતાં તે સર્વ સાંસારિક સુખોને તેં ભોગવી લીધાં છે અને તેથી સંસારમાં વસવાનો હવે તારો અધિકાર નથી. અમારો મઠ છે,

અમારો સંઘ છે અને અમારા ગુરુદેવ પણ છે; પરંતુ અમારો તારા સમાન બુદ્ધિમાન્ કોઇ ભ્રાતા નથી એટલે જગદંબાએ અમને તારા જેવા એક બુદ્ધિમાન્ ભ્રાતાનો આવી પરિસ્થિતિમાં અચાનક મેળાપ કરાવી આપ્યો છે. હવે તારા હસ્તથી કેવળ જગદંબાના કાર્યની જ સિદ્ધિ થવાની છે. આ ક્ષણથી તારે નિરંતર એ જ તત્ત્વને લક્ષમાં રાખવાનું છે કે સંસારને સર્વથા વિસારી દેવામાં જ શાશ્વત સુખ તથા મનુષ્યત્વ સમાયલું છે. ભગવાન્ શ્રી કૃષ્ણ વ્રજમાં રૂપની વિવિધ લીલાઓ કરીને દ્વારિકામાં જ્યારે રાજા થયા હતા ત્યારે વ્રજલીલા તથા રૂપલીલા આદિ સર્વ લીલાઓને સર્વથા ભૂલી ગયા હતા; અર્થાત્ તેમના વ્યતીત જીવનની સર્વ ઘટનાઓ વિસ્મૃતિના અંધકૂપમાં સદાનેમાટે નિમજ્જિતા થઇ ગઇ હતી! તારે પણ સંન્યાસને સ્વીકારી સંન્યાસી થવા પછી પોતાના વ્યતીત જીવનની એટલે કે અત્યારના વર્તમાન ક્ષણ પર્યન્તની સર્વ શુભાશુભ ઘટનાઓને સર્વથા વિસારી દેવાની છે, એ કદાપિ ભૂલીશ નહિ. આવ અને મારા હસ્તને ગ્રહી એક નવીન સંસારમાં પ્રવેશ કર; કારણ કે, આપણે એ નવીન સંસારના બજારમાં દેશોદ્ધાર નામની એક નવીન દૂકાન ખોલવાની છે. વિશ્વના કલ્યાણમાટે એ દૂકાનને ખોલ્યા વિના આપણા અત્યારસુધી કરેલા શાસ્ત્રાધ્યયન તથા જ્ઞાનાર્જનની સંપૂર્ણ સાર્થકતા થવાનો સંભવ છે જ નહિ."

રમાકાન્તનાં નેત્રોમાં હવે અશ્રુનો સાક્ષાત્કાર થતો નહોતો; કારણ કે, સંન્યાસી જ્ઞાનાનન્દ સ્વામીના પદાનુસરણના પ્રતાપે પ્રાપ્ત થયેલા જ્ઞાનરવિની ઉત્તપ્તતાએ તેના હૃદયક્ષેત્રમાંની શોકાર્દ્રતા તથા નયનક્ષેત્રમાંના અશ્રુજળનું સર્વથા શોષણ કરી લીધું હતું કિંવા વૈરા-

જ્યરૂપ મહાપ્રકાશે તેના હૃદયમાંથી સંસારાસક્તિરૂપ ભીષણ તથા પ્રગાઢ અંધકારનો સર્વથા લોપ કરી નાખ્યો હતો અને તેથી એ તત્ત્વ સંપૂર્ણતયા તેના જાણવામાં આવી ગયું હતું કે:—

" भोगे रोगभयं कुले च्युतभयं वित्ते नृपाद्भयं
मौने दैन्यभयं बले रिपुभयं रूपे जराया भयम् ।
शास्त्रे वादभयं गुणे खलभयं काये कृतान्ताद् भयं
सर्वं वस्तु भयान्वितं भुवि नृणां वैराग्यमेवाभयम् ॥ "

અર્થાત્: " ભોગમાં રોગનો ભય, કુલીનતામાં કલંકનો ભય, ધનાઢ્યતામાં રાજાનો ભય, મૌનાવલંબનમાં દીનતાનો ભય, બળમાં શત્રુનો ભય, રૂપમાં વૃદ્ધાવસ્થાનો ભય, શાસ્ત્રમાં વાદવિવાદનો ભય, સદ્‌ગુણમાં દુર્ગુણશીલ મનુષ્યોનો ભય અને શરીરમાં કાળનો ભય રહેલો હોવાથી વિશ્વની સર્વ વસ્તુઓ ભયભરેલી છે; અર્થાત્ જો વિશ્વમાં કોઇ પણ વસ્તુ સર્વથા નિર્ભય હોય તો તે એક માત્ર વૈરાગ્ય જ છે."

રમાકાન્તનું હૃદય પૂર્ણ વૈરાગ્યશીલ થયેલું હોવાથી તેણે સંન્યાસી જ્ઞાનાનન્દના ઉપદેશને તત્કાળ મસ્તકે ધારી લીધો અને સંન્યાસીએ નિમ્ન લિખિત ઉપદેશાત્મક મંત્રવડે રમાકાન્તને સંન્યસ્ત દીક્ષા આપીને દીક્ષિત કરી દીધો:—

" ધર ભાવના એવી હૃદયમાં 'સર્વ શાંતિ પામજો'
કો પ્રાણિને મારાથકી લવમાત્ર દુ:ખ નહીં થજો;
ઉન્નત તથા અવનત સકળનો હું જ આત્મા એક છું,
આ લોક કે પરલોકજીવનથી સદા વ્યતિરેક છું;

આ ભૂમિ, સ્વર્ગ તથા નરક, આશા અને ભય સકળનો,
મેં ત્યાગ કરીને, મોહથી છે મંત્ર લીધો અકળનો;"
એ ભાવથી બંધન બધાં કાપી, સદા ઉચ્ચારજે,
તે 'ૐ તત્સત્ ૐ' મંત્ર જ મુક્તિનો અધિકાર જે !"

* * * * *

કન્દર્પકુંડલાની અન્ત્યેષ્ટિ ક્રિયાની સમાપ્તિ કર્યા પછી પોતાની સમસ્ત સંપત્તિનો સંન્યાસીના આદેશ અનુસાર દેશકલ્યાણકારક કાર્યોમાં વ્યય કરીને નર્મદા કાશીક્ષેત્રને ત્યાગીને વૃન્દાવનવાસિની થઇ અને અને ત્યાં શ્રી કૃષ્ણ પરમાત્માની ભક્તિમાં શાન્તિપૂર્વક પોતાના અવશિષ્ટ આયુષ્યને વીતાડવા લાગી.

* * * * *

રમાકાન્ત સંન્યાસી જ્ઞાનાનન્દ સાથે કેટલોક કાળ હિમાલયના અદ્વૈતમઠમાં વીતાડયા પછી ગુરુની આજ્ઞાથી યૂરોપ તથા અમેરિકા આદિ અન્યધર્મીય દેશોમાં વેદાન્તધર્મ કિંવા અદ્વૈત જ્ઞાનનો પ્રચાર કરવામાટે ભારતવર્ષમાંથી પ્રયાણ કરી ગયો અને ત્યાં ચિરસ્મરણીય સ્વામી વિવેકાનન્દ નામક પરમાત્મવિભૂતિના સમાગમ તથા પ્રસાદથી અદ્વૈત જ્ઞાનના પ્રચારક તરીકે સ્વામી અરૂપાનન્દ નામથી વિશ્વવિખ્યાત થયો.



# ઠક્કુર નારાયણકૃત પુસ્તકો

## ઐતિહાસિક નવલકથાઓ

| | રૂ. આ. પા. |
|---|---|
| આનન્દાશ્રમ—બંકિમચંદ્રકૃત 'આનન્દમઠ'નું ભાષાંતર | ૧—૮—૦ |
| શાહજહાનના છેલ્લા દિવસો અથવા માધવી કંકણ | ૨—૮—૦ |
| ચન્દ્રશેખર ( દ્વિતીય આવૃત્તિ છપાય છે )... ... | ૨—૮—૦ |
| પ્લાસીનું યુદ્ધ અથવા લૉર્ડ ક્લાઇવનું કપટતંત્ર... | ૩—૦—૦ |
| હળદીઘાટનું યુદ્ધ ( બીજી આવૃત્તિ ) ... ... | ૦—૧૨—૦ |
| પદ્મિની અથવા ભસ્મીભૂત ચિત્તોડ ... ... | ૨—૮—૦ |
| કત્લેઆમ અથવા દિલ્હીનો ડગમગતો રાજમુકુટ... | ૨—૮—૦ |
| ભદ્રકાળી અથવા પાવાગઢનો પ્રલય ... ... | ૨—૮—૦ |
| જગન્નાથની મૂર્ત્તિ અથવા ભારતનું ભવિષ્ય ... | ૨—૮—૦ |
| વિશ્વરંગ ( ઐતિહાસિક પાંચ વાર્તાઓ ) ... ... | ૧—૪—૦ |
| ૨૫૦૦ વર્ષ પૂર્વેનું હિન્દુસ્તાન ... ... | ૧—૮—૦ |
| આર્ય આદિત્ય ચક્રવર્તી બાપ્પા રાવળ ... | ૦—૧૨—૦ |
| ચાણક્યનંદિની અથવા ચચ્ચ અને સુંહધી ... | ૨—૮—૦ |
| અનંગભદ્રા અથવા વલ્લભીપુરનો વિનાશ ... | ૩—૮—૦ |
| બેગમ બાજાર અથવા રંગમહાલયમાં રતિતાંડવ | |
| ,, ,, ,, પ્રથમ ખંડ | ૨—૦—૦ |
| ,, ,, ,, દ્વિતીય ખંડ | ૨—૦—૦ |
| બાદશાહ બાબર અથવા નૂરે ઈસ્લામ... ... | ૪—૦—૦ |
| ચક્રવર્તી હમ્મીર અથવા ચિત્તોડનો પુનરુદ્ધાર ... | ૩—૮—૦ |

તૃતીય ખંડ—આકર્ષણ ( પૂર્વાર્દ્ધ ) ૩—૪—૦
તૃતીય ખંડ—આકર્ષણ (ઉત્તરાર્દ્ધ) ૩—૪—૦

## ધર્મ, ઇતિહાસ અને તત્વજ્ઞાન ઇત્યાદિ

મૃગશીર્ષ અને વેદોમાં આર્યોનો ઉત્તરધ્રુવનિવાસ ૩—૦—૦
જ્ઞાનેશ્વરી ગીતા ( દ્વિતીય આવૃત્તિ છપાય છે )
અમૃતાનુભવ અને હરિપાઠ ... ... ... ૨—૦—૦
શ્રી વિવેકાનન્દ વિચારમાળા પ્રથમ પુષ્પ ૪—૦—૦
" " " દ્વિતીય પુષ્પ ૩—૦—૦
" " " તૃતીય પુષ્પ ૩—૦—૦
" " " ચતુર્થ પુષ્પ ૩—૦—૦
" " " પંચમ પુષ્પ ૩—૦—૦
શ્રી અમરલાલ ચરિત્ર ... ... ... ૩—૮—૦
અનન્તાનુભૂતિ કિંવા અનન્ત જીવન ... ... ૨—૧૨—૦
શ્રી અરવિન્દ વિચારમાળા પ્રથમ પુષ્પ—ધર્મ વિચાર ૬—૧૪—૦
" " " દ્વિતીય પુષ્પ—વિશ્વ વિચાર ૪—૦—૦
નારાયણ ગદ્યગંગા ( સાહિત્ય અને ઇતિહાસ ) ... ૩—૮—૦

## નાટકો*

માલવકેતુ અથવા મા[illegible]ભાવ ( સમગ્ર નાટક )... ૦—૧૨—૦
કૃષ્ણભક્ત બોડાણો ( સમગ્ર નાટક ) ... ... ૦—૮—૦
પરશુરામ ( સંક્ષિપ્ત સાર તથા ગાયનો )... ... ૦—૪—૦

બેધારી તલ્વાર ( સંક્ષિપ્ત સાર તથા ગાયનો ) ... ૦—૪—૦
બ્રહ્મર્ષિ વિશ્વામિત્ર( સંક્ષિપ્ત સાર તથા ગાયનો ) ... ૦—૪—૦
ચાલુ જમાનો ( સંક્ષિપ્ત સાર તથા ગાયનો ) ... ૦—૪—૦
દગાબાજ દુનિયા ( સંક્ષિપ્ત સાર તથા ગાયનો ) ... ૦—૪—૦
દેવી દમયન્તી ( સંક્ષિપ્ત સારતથા ગાયનો ) ... ૦—૪—૦
દેવી દ્રૌપદી ( સંક્ષિપ્ત સાર તથા ગાયનો ) ... ૦—૪—૦
દેવી ભદ્રકાળી ( સંક્ષિપ્ત સાર તથા ગાયનો ) ... ૦—૪—૦
સાધુ કે શયતાન? ( સંક્ષિપ્ત સાર તથા ગાયનો ) ... ૦—૪—૦
માયા મોહિની ( સંક્ષિપ્ત સાર તથા ગાયનો ) ... ૦—૪—૦
અનંગ પદ્મા ( સંક્ષિપ્ત સાર તથા ગાયનો ) ... ૦—૪—૦
શયતાનનો બગીચો ( સંક્ષિપ્ત સાર તથા ગાયનો ) ૦—૪—૦

આ સર્વ પુસ્તકો મળવાનું સ્થળઃ—

મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે,
ગ્રંથવિક્રેતા અને ગ્રંથપ્રકાશક,
ત્રણ દરવાજા—અમદાવાદ

---

* આ નાટકોનાં પુસ્તકોમાંનાં 'માલવકેતુ' અને 'કૃષ્ણભક્ત બોડાણો' એ બે પુસ્તકો જ મહાદેવ રામચન્દ્ર જાગુષ્ટે પાસેથી મળી શકશે; અન્ય નાટકો ( સંક્ષિપ્ત સાર તથા ગાયનો ) મળી શકશે નહિં, માટે તેમની માગણી કરવી જ નહિં.